હજારો માઇલના અંતરે લોકો એકમેક સાથ વાત કરી શકે? આજે આપણી નજર આગલ તેમ બને છે; અને તેમ કરવાને આપણે ટેલીફોન યંત્રથી શક્તિવાન થયા છીએ. દુરબીન દુરની ચીજને પાસે આણી મુકેછે એવી રીતે કે હજારો માઇલના અંતરનું આપણી દ્રષ્ટીએ સ્પષ્ટ દેખાઈ શકે છે. એ શોધ કાંઇ નાની જેવી નહી કહેવાય શરૂઆતમાં તેણે લોકોને અતિશય અચંબામાં નાખ્યાં હતાં. પણ આ ટેલીફોનથી તો વધારે તાજુબી ઉત્પન થાય છે. એક સાદું યંત્ર, જેના તાર જગે જગ દુર ગામો સાથ સંધાયલા, જેની રચનામાં કાંઇ જાજા દમ જેવું નહી, તેવાં હલકાં યંત્રથી આજે ન્યુયાર્ક અને ચીકાગો વચે લોકો બેઠાબેઠાં વાત ચલાવે છે. એ બે દેશ વચ્ચેનો અંતર ૧ ૦ માઇલની અંદર નથી. કેવી તાજુબી ... હસ્તાને લીધે ટેલીફોન કાંઇ જાજો ... જવાબ નથી તોપણ તેની શોધ ખુલ્લો ઇશારો કે ... પુછેચ કે આ જમાનામાં કાલાં માઠાંનો માનવી શું નથી કરી શકતો ?—

આજની ઓરતો—નવી નવી શોધ સાથ આજની ઓરતો શું કરવામાં બાકી રાખે છે? તેઓ તબીબના ધંધામાં પ્રખ્યાત થાયછે. બારીસ્તરની પરિક્ષા પસાર કરેછે. એ બધિ ધંધા ઉપર સંતોષ ન પામતાં આગલ પગલું ભરી રાજદ્વારી ખટપટમાં હાથ ઘાલવા માંગે છે. એ ખટપટોમાં મોટા પંડીત પ્રધાન આજ થાયછે. ઓરતો ચાહે એવું કામ ચલાવવામાં ઉલતમંદ થાય; પણ રાજદ્વારી કામ ઉપાડ્યા એક દેશના રાજ્યની લગામ પોતાના હાથમાં પકડવાનું કામ તેઓની શક્તિ ઉપરાંત છે. એવાં કામમાં ઘણો ભરમ જાળવવાનોછે, કે જે કરવામાં ઓરત પોતાની કુમલી છાતીને લીધે તદન નાલાયકછે. કહેછે કે એક પાદશાહને તેની રાણી અતી પ્રીય હતી. તેણીની બહેનપણીઓએ તેણીની આગેવાની હેઠલ પાદશાહને એક અરજી કરી. તે અરજીમાં તેઓને રાજદ્વારી કામમાં સામેલ કરવાને માટે તેઓએ પાદશાહને વિનંતી કરી હતી. પાદશાહ આ અરજી વાંચી વિચારમાં પડ્યો કારણ કે તેમાં તેઓએ એવી ધમકી લખી હતી કે અગર તેઓની મરજી પાદશાહ તૃપ્ત ન કરવામાં આવશે તો તેઓ જરૂર આપઘાત કરશે. સલાહ મુજબ પાદશાહે દાબડામાં એક પંખેરૂં મુકી દાબડાનું ઢાંકણું દઇ પેલી અરજદારોને આપ્યો અને તેમને કહ્યું કે તે દાબડો વગર ઉઘાડવે અનામત એક હપતા પછી તેઓ પાછો લાવી આપે તો તેમને તેમની અરજીનો જવાબ મલશે. બધી ઓરતો ખુશી થઈ ઘર ગઇ; પણ તે દાબડામાં શું હશે તે જાણવાને તેમની જીગ્નાસા ઉસકેરાઇ. કોઇ કહે આપણે દાબડો ઉઘાડી અંદર શું છે તે જોઈ પાછો બંધ કરશું તો પાદશાહને શું ખબર પડવાની હતી? એ વિચાર બધીઓને પસંદ પડવાથી તે દાબડો ઉઘાડ્યો એટલે માંહેલું પંખેરૂં ઉડી ગયું. તે જોઇ બધી લજવાઇ ... અને તેઓએ એકમતે કબુલ કરયું જો મેં ઉઘાડયા ... થી આટલો ભરમ જળવાઇ નહી ... આ ભારત ભરમ શી રીતે જળવાય ... ઊઠયા, જેથી અરજીનો જવાબ લેવા પાદશાહ પાસ જવાયું નહી.”

---

## સવાલ:

અમારા વાંચનારાં સજ્જનોમાંથી જે કોઇ બાઇ હેઠલ જણાવેલી બાબદોમાંથી કોઇબી બાબદ ઉપર ફુલસકેપની ૨૦) સતર ભરાય એટલો એક સારો રસાલો સારી ઇબારતમાં લખી મોકલશે તેમને આ ચોપાનીયાંનો બાર અંક મુફત પેહોંચતા કરશું. મોકલનાર બાઇની મરજી હશે તોજ રસાલા સાથ તેમનું નામ છાપશું. લખનાર બાઇએ પોતાનું નામ તથા ઠેકાણું બરાબર લખી જણાવવું;—

૧. સ્ત્રી કેળવણી લીધેલી કયારે કામની કહેવાય ?

૨. પરણતી વખત છોકરાઓ જે પઇસાની રકમ માગે છે તે વિરૂધ ઓરતોએ શું ઉપયોગી ઉપાય લેવા.

# પખવાડ્યાંની મજાહ.

પુસ્તક ૧ લું.] ૧૫ મી ફેબરવારી ૧૮૮૫ [અંક ૨ જો.



## આજના પારસીઓ.

પ્રકરણ ૧ લું.

### ૧—તેમની હાલત.

પારસીઓની બગડતી હાલત તથા બેરોજગારી બાબે આજ લાંબો વખત થયો વર્તમાન પત્રમાં અનેક લખાણ અને તરેહદાર ચરચા ચાલી રહીછે. તુકતેચીનીઓ તેનો ઉપાય દેખાડવામાં કાંઇ બાકી રાખતા નથી. ચરચાપત્રીઓ તેમાં મોટો ભાગ લેછે. અને તે સઘળાઓની મુલ મતલબ એકજ અને રુબ જણાય છે. તેવી સંધોગે અમો અમારી આધીન સુચના કરવાને દુરસ્ત વિચારીએ છીએ.

### ૨—શારકાની દાઝ રાખનારા ખરા ખેરખાઓને એક સુચના.

કહેવું તો સેહેલછે, દેખાડવું બી સેહેલછે. રાહ બતલાવવી કાંઇ મુશકેલ નથી. તે તો અદને આલા સરવે સજન સમજે છે. તોલેવંત તેમજ ગરીબ ઇમ્યાં રાહબર તેમજ રાહ દેખનાર. સુખી તેમજ ગીરદેશીમાં ગીરફતાર નાના મોટા સરવે સમજેછે. રાહા દેખાડનારા તેમજ ગરીબોની દાઝ હઇડે રાખનારા અલબતાં આપણા લોકોની હાલત જોઇ અતીઅંત દલગીર બનેછે તેમજ સારા ઉપાય બતાવે છે; પણ દલગીરી એથી ઉપજે છે કે તે સરવે મોહોડેથીજ અને ફકત કલમથીજ. જબાનના તેજ ઘોડાની શરતમાં પારસી ટોલો હમેશાં સારી રવેશે જણાતો આવ્યો છે. ચોંચી કરેછે એ પણ ઠીકછે. તે પસંદ કરવા જોગછે. તે બાજે વખત આડે આવેછે પણ કોઇ વખત કામ પણ કરી આપેછે. પણ જે અફસોસ કરવા જોગ છે તે એજ કે તેઓની દરેક હુશીઆરી ફકત કાગલ ઉપરજ પોતાની અસર દેખાડી સેહેજ વખતમાં નરમ પડી જાયછે. પરીનાગમાં "રાતે બોલ ને દીવસે ફોક"ની કેહેવત તેઓના બાબમાં ખરી પડેછે. એવી સઘલી ચરચાની અસર ખરી થયલી જોવાને કેટલાક ઉપાય લેવાના જોઇએ. તે ઉપાય અમલમાં આવવામાં ફકત કોમની દાઝ ખાનારા જાત અભિમાની અને જાત હિતકારી પુરૂષોની જરૂર છે. ગુઝરી તંગદસ્તીના જુહાકી દારની

વરસામણી અસરની આપણામાંથી બુનીઆદ ઉખાડી નાખવાને કાબેલગર જેવા ,સહા-સીક પુરૂષો બાહાર પડવા જોઇએ. ચનીના, પાંવરી, આદન વગેરે ગુરાબોએ ગલીઆની ગુનદો ઉરાડયો જોઇએ, એટલે તે ગુનદાની આસપાસ હજારો લોક આપોઆપ જમાવ થશે.

આપણા શેઠીઆઓમાં ફરેદુનના બખ-તાવર નામને જેબ આપનારા ઘણાક પોરશોહો એવા હશે કે પોતાની કોમ અને રઇઅતની દસ્તગીરી કરવાને પોતાની પુંજીના સારા ભા-ગનો ભોગ આપવાને આતુરમંદ અને તઇઆર હશે. મગર તેમની સખાવતનો ખરીદાર કોણ થવા માંગેછે તે જાણવાનેજ તેઓ મોતાજદાર રહેતા હશે. એવા વખતમાં ઉપર કહેલા આ-પણા ગુરાબોએ જે કરવાનું છે તે એજ કે ખાહેશમંદ ધરમી પુરૂષો જેઓ ઉપર લક્ષ્મી માતા પરસન્ન છે તેઓના મદદગીરીએ તેઓને નસીબાનું વસ્તુલ દોરવાને તેઓએ છૂપલા-વવું અને-એક સારી પુંજી જમાવ કરી અને "પારસી વેપાર ઉત્તેજક મંડલી" નો-પોતે સેક્રેટરી બનવું. બજાનચી તરીકે જોઇએ તો પોતે ઇયા કોઇ બીજા ગ્રહસ્થો ઉભા કરવા; અને જે કોઇ આબરૂવાલા વગર પઇસાના પુરૂષો ધંધાધાપા વગરના હોય તેમને ચોકસી-થી તથા ખાતરીથી માલ ધીરવો, દયા દુકાન માંડી આપવી. અને તેને ધીરેલા માલનો હીસાબ તેની પાસેથી દર આઠ દીવસે માંગવો અથવા કોઇબી રીત દેખરેખ રાખવી. કેટ-લાક લોકો ફેરીઆ તરીકે ધંધો કરવાને બાહેર પડશે. તેમને ઘણા માલની કાંઇ જરૂર નથી. ધીરેલા માલ ઉપર નાની જેવી રકમ કમી-શન તરીકે લેવી જેથી મંડલીને પગારી વગે-રેને લગતો ખરચ કરવાને બની આવે. અલ-બતાં મોટી પુંજી જમાવ કરવાની નેમજ માલ મંગાવી તથા મેરવી આપવાની મેહેનત સેક્રે-ટરીઓને પડશે એ ખરૂંજ છે; પણ એવી મેહનત તથા રંજ પોતા ઉપર ખેંચી લેતાં ખોદાતાલાની મેહેર અને હજારોની દુવાને તેઓ પોગ્ય થાયછે. ઇનામમાં ખોદાની મેહેર અને હજારોની દવાં મેળવેછે એટલુંજ નહી; પણ એવા ગ્રહસ્થોનાં બાવલાં આપણા આતશ બેહેરામમાં મુકાવલાં જોવાને તેઓના દીલ નસીબવંત થશે. ઇઅથાસ્તુ. (સાંધન.)

---

# ખોદાઈ લાકડીને અવાજ હોય કે?

## પ્રકરણ ૨ જું.

એમીલી તેને સુખી લાગી નહી. તેની નજર પ્રમાણે, તેણીએ તેને જોયો ન હતો, તથા તેણીની કાંઇ વિચારમાં રહેલી જણાતી હતી. તેણીની ચાલ પેબા તેણીના ચાલીના બાબમાં કાંઇ ઠીક ઉતરે એવી ન હતી. ગમે તે હોય પણ મેલાપની જગા ઉપર તેણીએ આવવાનું તો બંધ કરયું હતું, અને ખુલાસા તરીકે એક પણ શબ્દ જણાવ્યા વગર તેણીએ તેની સંગત તજી હતી.

હેનરીએ ભારી નીસાસો નાખ્યો. મોહોબ-તની મીઠાસનો તેને અનુભવ થઇ ચુકયો હતો એટલે હવે તેની કાળાસ કેવી હોયછે તે સમ-જવાનું પણ બાકી રહયું નહી.

તેણીની પોતા વખતની ઓળખાણની કાંઇ દરકાર કરતી ન હશે. તે એક જબરદસ્ત ચાંચર જણાય છે અને આ ઓળખાણ ફરી મલકાય છે, એ વિચારે તેનાં ગરમ લોહીના ઉભરા તેના મોઢાં ઉપર નીપાના કરયા. તે મનસે બોલ્યો—"તેઓ બધે પાછાં ફરે ત્યાંહાં સુધી અહાંજ ઉભો રહું?" મગરૂબીએ જ-વાબ વાલ્યો, "ના—ના—ના." પણ મોહોબતે તાપસી પુરી "અલબતાં." હા, તેઓ અંહાંથીજ પાછાં જશે; હું ઉભોજ રહું અને એમીલીને એકવાર ફરીથી જોઉં. કદાચ મને

અહીં ઊભેલો તેણીની જોશે; અને મારો કરેલા દેખાવથી તેણીને પસ્તાવો લાગશે.

એ સર્વ મુર્ખાઇ ભરેલું તો ખરૂં; પણ હેનરીએ તદન એકમારગી જીંદગી ગુજારી હતી, તેમજ કોઇએ પણ તેના ઉપર કદીપણ પ્રીતીથી નજર કરી ન હતી. તેથી એમીલીની મોહોબતને તેનું સુખનું એકપુર. મુલ સમજી વલગી રહ્યો. એમીલી. પણ તેને મોહોડેથી પોતાનાં વખાણ સાંભલી ખુશી થતી હતી અને તેણીને તેણે બોસા લીધા હતા તેથી તે શરમાઇ હતી પણ તે માટે તેણીએ કાંઇ ભીઆજ કરયો ન હતો.

લો! પેલાં તેઓ આવે છે. કઠણ રસતા ઉપર તેમના ઘોડાની ખડીનો અવાજ તેને સંભલાયો.

આ વેલા એમીલીની નજર તેની ઉપર પડી. તે તેના ચેહેરાનો ઘટમ બદલાયલો જોઇ અચરત પામી. અને જાણે તેણીનીથી તેના મનને કાંઇ વેદના થઇ ન હોય તેમ તેને જોઇને તેણીની મલકાઈ ગઇ.

સર નીચું રાખી ખસતેહ જીગર સાથ હેનરીએ આસતે આસતે ઘર તરફ ચાલતી પકડી.

તે દેવલના ચોક તરફ ગયો. કે જાંહાં તેની બેહેસ્તન માવતરની પેરની આસપાસ ફુલ ઉગી નીકલીઆં હતાં.

તે પેર આગલ હંમેશ જતો હતો. તે મનેસ તાજુબી પામતો હતો કે પોતાની મોહોરદારની પેરના ચલકતા "સંગેમરમરના" કાગ" ઉપર કોરેલા લેખ તરફ તેના પેદરે કોઇ દીવસે પણ નજર કરી ન હતી. અફસોસ! ઇનમાનનાં મરણ પછી તેની યાદ પણ જલદી ગુમ થઇ જાયછે.

ગરીબ ગાવતર! તેણીની જીંદગી પણ તેની માફક અબલાપામાં ગુજરી હતી. પણ તેણીએ પોતાની બચગીનો વખત સુખમાં કાડ્યો હતો.

તે ઘર ગયો; અને જમવાના ઓરડામાં દાખલ થયો. તાંહાં થાડો બટલર હીકાનતર સાથ કામ લેતો હતો.

વીનગેત ફરીને જોયું. હેનરીને તાંહાં જોઇ તે અજાયબ થયો; કારણ કે જમવાના વખતને એક કલાકનો વાર હતો.

"વીનગેત, એક ગલાસ વાઇન આપ," હેનરી ખુરસીની પછવાડે ઉભો રહીને તથા તેની પીઠ ઉપર હાઠ તેકવીને બોલ્યો.

તે જઇફ તેની મરજી મુઆફક કરવાને વિલંબ લગાડયો નહીં; કારણ કે સેહેજ નજર કરતાં તેને માલમ પડ્યું કે તેના નાના સેઠનો ચેહેરો ઉતરી ગયલો અને ઉદાસ હતો.

હેનરીએ તે આસતે આસત પીધો, અને પછી, પોતાનો સાદ ખુલો કાઢીને એક મગરૂબ અને લાગણીવાલા પુરૂષની માફક આનાકાની સાથ કહ્યું—"ઉઇનગેત, આજ હું મારી બેહેસ્તન માની કબરની ભેટ લેવા ગયો હતો."

"ગરીબ ભલી સ્ત્રી, ગુરતમાન બેહેસ્ત હોજો તેણીને," બતલર આંખ ચોલતો બોલ્યો, "પણ હું ખુશી છું કે તમો તેણીને યાદ કરોછો."

"વારૂં ઉઇનગેત" હેનરી પોતાના ચેહેરાનો રંગ બદલતાં બોલ્યો, "પોતાની પરણેલી જીંદગી વખત તેણીની કદી પણ સુખી હતી? મેં તો એવું સાંભલ્યું છે કે તેણીની દુખી હતી. પણ શું તે પેહેલેથીજ એવી હતી કે?"

ઉઇનગેત હીકાનતર ફેરવી ફેરવી જોવા લાગો. અને પછી બોલ્યો—"મી૦ હેનરી, આ સવાલ પુછવાનો સબબ શો છે? શું આજ કોઇ તમારી બેહેસ્તન માવતરનું ઓલખીતું તમેને મલ્યું હતું? ગરીબ બીચારી બાઈ!"

"નહી, કોઈ નહી," હેનરી ડચકું ખાઇ બોલ્યો, "પણ, થોડુંક થયું મને તેણીનાં મરણ વિશે ઘણું લાગવા માંડ્યું છે. વારૂં ઉઇનગેત શું મારી બેહેસ્તન મા પરણ્યા પછી સદાની દુખી થઇ હતી."

"હવે એટલું તો ખરૂં," ઉઇનગેત અચકાઇને બોલ્યો, "કે મેહિબન એકજ તરની હતી. તેણીની સેક તરફ અતિશય કાળજી ધરાવતી હતી, અને એક વખત પરણી ક્યા પછી પોતાની બેદરકારી છુપાવવાને જરાકી મેહેનત લેતો ન હતો. એજ ખાતર તેવો દીસતો ના. એટલું સાહેદ છે કે તેને ણ કાંઇ થોડું ખમવું પડયું નથી. તેની ણ જીંદગી સુખી નીવડી નથી."

"શું ત્યારે કોઇએ સુખ જોયું નથી?" નરી બોલ્યો, "શું મારા પેદરની જીંદગી એક ઓરતના કારણસર ધુળ મળી હતી?"

"હું એમ કાંહાં બોલ્યો," ઉઇનગેત ચકતો બોલ્યો, "પણ મી॰ હેનરી, તમારી પર કાંઇ વલણ દેખાય છે. હું હીંમતથી હુંછું કે કોઇ સખ્શ સાથ તમો વાતચીતનો હેવાર રાખો છો અને તે ખાતર તમારો સેતા જીવને આપદામાં નાખોછો.

"તમારી ભુલ છે, ઉઇનગેત," હેનરી બોલ્યો. "એમ્બદલ માફછે કારણ કે તમોને લાલ કરી તસદી આપીછે, હું જાણુંછું કે મે ખોટું છે; પણ એ પેહેલુંજ તેમજ છેલ્લી ખત સમજવું."

એ પછી તે ઓરડામાંથી બાહાર નિકલ્યો અને બબડાટ કરતો રહયો. મોહોબતની જાલમાં તો ગીરફતાર થઈ ચુક્યો હતો; પણ સાથ હવે તેને તેની બેહુરમત બાબતનો મ તેને હરડે ખાઝયો.

હેનરીએ મનસે એવું નક્કી કરેલું હતું જે વગડામાં એમીલી સાથ તે મેળાપ કરેલો હતો તે વગડામાં ફરીથી જવું નહી; ણ બીજેજ દહાડે તે તાંહાં પાછો જઇ ગેઓ. એક ઝાડનાં થડ ઉપર પોતાની આંખ ય ગમી નીચે મુંડું કરી બેઠો હતો.

"હેનરી!" કરી કોઇ બોલ્યું.

જોરથી ચોંકી તેણે ઉપર જોયું એટલે એમીલી તેની સામે ઉભેલી દેખાઇ.

"તમે અહીંઆં," તે ચોંકી પડી બોલ્યો.

"શું તમે મારી વકી નહી રાખી હતી?" તેણીની અજાયબ થઇ બોલી. "હું ધારૂંછું કે તમે મને મળવાની ઉમેદમાં આ જગાએ રોજ આવતા રહયા હશો."

"હાજતો વલી," હેનરી આહેસ્તથી બોલ્યો, "પણ તમે તો મળ્યાંજ નહી."

"કારણ કે મારાથી બને એવું ન હતું," તે બોલી "અમારે તાંહાં પરોણા આવ્યા હતા અને તેમની પરોણાગત કરવાનું કામ મારા પેદરે મને તાકીદ કરી સોંપ્યું હતું."

"મેં તમારા એક પરોણાને દીઠોછે," હેનરીએ થંડે કલેજે તાહુકો પુરયો.

"તમે જે દીઠો તેતો સઉથી મોટો ગમાર હતો," એમીલી બોલી. "પણ તેઓ હવે બધા ગયાછે. અને મુકે ખુદા, હું હવે ફારેગ થઇછું."

"દરગુજર કરજો," હેનરી બોલ્યો. તેનો તમામ શક દુર થયો. પણ એમીલી જરા ભવાં ચઢાવી પાછલ હતી. પોતાના આશકે તેણીના એકીન તરફ શક ભરેલા વિચાર દોડાવ્યા તેથી તેણીની તે ઉપર ઘણી ગુસ્સે થઇ.

"મને કેટલું ખમવું પડયું તેની તમને જરાએ ખબર નથી," હેનરી તેણીને કમરમાંથી પકડી બોલ્યો.

તેણીએ તેના મોહો તરફ નજર કીધી અને તેણીનો ગુસ્સો ઉતરી ગયો. તે મોહેરો તેણીને ઘણો ખુબસુરત લાગો. તેની ચશમે તેણીનું દીલ તેની તરફેનમાં ખેંચી લીધું. પણ એ વાતની તેણીએ તેને ખબર પડવા દીધી નહી.

"પણ એવો કડવો વિચાર મારા બાબમાં લઇ જવાનું તમને કાંઇ કારણ હતું નહી," તે બોલી "હું કોઇ તરફ એવી બેઅદબ બનું નહી, અને તેમાં વિશેષ કરીને—"

"વિશેષ કરીને કોણ તરફ?" હેનરી બોલ્યો.

"વિશેષ્ય કરીને મારા મિત્ર સાથે કદી એવું કરૂં નહી," એમીલી બોલી.

"તમારો મિત્ર?" હેનરી બોલ્યો. આ બોલતીવેલા તેણીની કમર ઉપર તેનો હાથ ધીલો થયો.

"ત્યારે શું તમે મારા મિત્ર નહી કે?" તેણીએ નિરદોષપણે પુછ્યું.

"હું તો કાંઇક વધારે સમજું છું", હેનરી નિરાશ બની બોલ્યો, "હું તો લગાર વધારે કહેવાઉં."

"મિત્ર કરતાં અધિક તે શું કહેવાય!" એમીલીએ લજવાઇને ઉકર આગલ ચલાવી.

"શું હું બીજો કોઇ નહી કહેવાઉં!" તેણે પુછ્યું "કેમ પેલી ચુમીઓની તમને કાંઇ ઇમ્યાદ નથી! શું ત્યારે તમે તમારા બધા મિત્રોને બોસા આપોછો! બોલ, પ્યારી, હવે ખરેખરૂં કહીદે કે હું કોણ તારો થાઉં."

એમીલી હંમેશ કરતાં આ વખત વધારે શરમાઇ ગઇ અને કાંઇ બોલી નહીં.

"બોલ પ્યારી હું કોણ થાઉં!" હેનરીએ તેણીને પોતાની વધારે નજદીક ખેચી દાબીને પુછ્યું. જો તું પોતે નહી બોલશે તો હું પોતે તેનો જવાબ દઇશ.

"ના, ના," એમીલી હેનરીના હોઠ ઉપર હાથ ધાંકી બોલી.

"ઠીક ત્યારે હું શું કહેવા માંગુછું તે તમે સમજો છો." તે હસતે મુખરે બોલ્યો.

"હું ખચીત કરી કહું છું કે હું કાંઈ જાણતી નથી" એમીલી બોલી. "હવે મને મોડું થાય છે બોતી ના કરો.

"એટલામાં એટલું મોડું કેમ થયું, હમણાતો કાંઇ જવાની તમને ઊતાવલ ન હતી." હેનરી હસતો અને આશાભર ખુશી થતો બોલ્યો. હવે જતાં રહેવાની એવડી ઉતાવળ કેમ આવ્યાં. કદાચ જે હું તમને કહેવા માગુંછું તે જાણવાની તમારી મતલબ નહી હશે.

"નહી."

"હં, હવે કેવી બીબી છોકરી. હવે હું તને કહુંછું કે હું કોણ થાઉં. બરાબર છે, તારી આંખ ઢાંક મારી પ્યારી—હું તને ચાહું છું અને કોઇ ભાગ્યવંત દીવસે તારો ભરથાર કહેવાઇશ."

તેણીએ ચેહેરો તેની છાટી ઉપર સંતાડયો; પણ તેણે તે જગાએથી ઉંચકયો, અને જ્યારે જોયું કે તેણે બાંધેલી આશા વગર પાયાની નથી ત્યારે તેણીના હોઠ ઊપર તેણે ભારે હેતથી એક બોસો લીધો—એ રીતે તેઓનું એકમેક સાથે અહરાવું થયું.

અગર એક શખ્સનું તાંણું તે વખત આવી બનત નથત તો ઘણું કરીને તેઓ વચ્ચે સઘલું ઠીક ચાલતે. તે શખ્સ હેનરીનો પીત્રાઇ રાલ્ફ બ્લેકફર્ડ હતો. તે હેનરી અને એમીલી વચ્ચે થયલી ઓલખાણને કેટલેક દહાડે પોતાના કાકાની મુલાકાતે આવ્યો હતો. તે પીત્રાઇ અને હેનરી બંધેને બારમાં ચંદ્રમાં હતા. જે દીવસથી તે પીત્રાઈ ઊમર ઓલંગી ઘરમાં આવ્યો તે દીવસથી હેનરીનો તેની તરફ દ્વેશભાવ, કાંઇ ઓચીંતો ઊપન થયો હતો. રાલ્ફની ચાલચલણ ઉપરથી પણ એવું જણાતું હતું કે તેનામાં કાંઇ કપતની જર બાઝેલી હતી. તે તેની પછવાડે ઝેરી સાંપની માફક થઇ લાગો હતો.

હેનરી મનસે એવું ઇચ્છતો હતો કે તેનો પીત્રાઇ તેના ઘરમાં આવે નહીં તો સારૂં, પણ તેમ ઇચ્છવાનું કારણ જોકે તે પોતે પણ જાણતો ન હતો. તેનો પીત્રાઇ હમેશાં તેની સાથ તેને ગમતી ચાલ ચલાવતો હતો. તેઓ વચ્ચે કોઇ દીવસ પણ કજીઓ થયો ન હતો. તે અસલથીજ રાલ્ફ તરફ અવિશ્વાસથી જોતો હતો અને ભવિષ્યમાં પણ એજ રીતે ચાલે એવો સંભવ રહેતો હતો.

એમીલી અને હેનરીના સગપણ મેલા-

"તમારા બોલવામાં કાંઇ મતલબ છે વા. અને તે હું જાણ્યા વગરે રહેવાનો નથી," રોજર બોલ્યો. "બોલીદ આ એકદમ; એ શું વાત છે."

"પણ, કાકાજી—"

"બસ તું જે જાણતો હોય તે મને સાચે સાચું કહીદ."

"કાકાજી મને માફ કરો. મને કાંઇ પુછોના. મેં જે કાંઈ તમને કહ્યું છે એજ ઘણુંજ છે."

"ઘણું હોય કે થોડું હું તો બધું જાણવાની બોહોસ કરછું." રોજર પોતાની લાકડી વડે જમીનમાં નાકુ પાડતો બોલ્યો.

એક પીતા જે પોતાનાં ફરઝંદને અંત્યંત ચાહાતો હોય તેને પોતાના ફરઝંદની ના ફરમાનીથી જેટલું દુખ લાગે તેનાં કરતાં જીઆદા દુખ રોજરને લાગું હોય એવું જણાયું; જો કે પુત્ર તરફની ફરજ તે મુદલ સમજતો ન હતો.

"બધું એટલુંજ છે," રાલ્ફ બોલ્યો. "કે મેં હેનરીત એક સ્ત્રીની સાથ ગોફતેગોમાં લીધો છે. તે સ્ત્રી આપણી પડોસમાંજ રહેછે. તેઓના બાગમાં જે કાંઇ મેં જોયુછે તે ઉપરથી એટલું અનુકુલ કરી શકુછું કે તેઓ એક મેકને વચન આપી જોડાઇ ચુકાંછે."

"તે કોઇ મીસકીન દુકતી હશે."

"નહી કાકાજી, છેક તેવી નથી લાગતી" રાલ્ફ બોલ્યો, "તે એક પઇસાવાલી સ્ત્રી છે."

"હું!" (હવે રોજરનો ચેહેરો જરા ખીલ્યો.) "જયારે તું એટલું બધુ જાણેછે ત્યારે તને કાંઇ વધારે ખબર હોવી જોઇએ. વારૂ તેણીનું નામ તો કેહે?"

"એમીલી ફેરફેક્ષ."

"ફેરફેક્ષ! ફેરફેક્ષ!" રોજર બોલ્યો. એ બોલતાંજ તેના ચેહેરા ઉપરનો રંગ જર્દ થઇ ગયો. "તેણીના બાપનું કીસ્ચીઆન નામ તું જાણે છે, વારૂ? હું ધારછું કે તેણીનો બાપ જીવતો હશે?"

"જીવતો! હાજી," રાલ્ફ બોલ્યો. "વીલસન ફેરફેક્ષ તેનું નામ છે. ગામડાંની પેલ તરફ તેણે થોડુંક થયું એક ઘર વેચાતું લીધું છે. તેને 'ઓક હોલ' કરી કહેછે."

"વીલસન ફેરફેક્ષ!" તે ઘરડો માણસ બોલ્યો. તેનો ચેહેરો પાછો જર્દ થઈ ગયો. "મારો દીકરો તેની દીકરીને પરણે! અરે તેમને પરણેલાં જોઉં તેના કરતાં મારા દીકરાની લોથ મારા પગ આગલ પડેલી જોઉં તોજ બેહેતર. સાબામ છે રાલ્ફ તેં મારી એક એવી વાતે બજાવી છે કે જે હું કદી પણ ભુલીશ નહી. જા બા તું જા હવે; હું એકલો ફરવા માંગુછું."

"બચીત, સાહેબ."

રાલ્ફ તાંહાંથી ગયો અને રોજર કેતાબ ખાણાની બારીની બાહાર બાગમાં એકલો ફરતો રહયો. તે ઘણોજ ગુસ્સે હતો. પુત્ર મોહોબતનો કેવારની તેનામાં સુકઇ ગઇ હતી અને હવે તેના જીગરમાં પુત્ર તરફનો ઝેરી ધિક્કારે ઘર કીધું. (સાધન)

---

# પેટબોલુ પંખી.

## પ્રકરણ ૪ થું.

વેલેનતાઇનનાં પ્રન. મીટીંગવાલા ઓરડામાં ઝપાઝંપી અને લંચારની પધરામણી.

"કોણુને કાલીએ કોઇ કમબખત હાથમાં નહી આવતુની!" એક બંબો જબરો સીપાઇ બોલ્યો. વલી કોઇ ખરખર હસ્યું; અને આ વખતના હસવામાં તો આખી મંડલીએ ભાગ લીધો. પેલા સીપાઇઓનાં ફાકડનાં દોર

ધામ અને પછાડાથી લોકોમાં હસાહસ ચાલી રહી. "રે નીચ જીવડા," મેમ્બર બોલ્યો, "આ ઓરડામાંથી તારૂં કાલુ કેમ નહી કરતો"

"મને કોઇ છેરો ના!" વેલનટાઇન બોલ્યો, "મને કોઇ છેરો ના, એટલે હું દપત પડીશ." એ બોલતાંજ જાણે કોઇ બેસુધ થઇ પડ્યું હોય તેની ફીફીઆરી સંભળાઇ. હવે તો સીપાઇઓની ખાતરી થઇ કે બસ તે બુધીઆ બેસુધ થઇ એટલે તે જરૂર પકડાવાની એ રીતે મુસતાક થઈ તે તરફ ધસારો કીધો પણ વલી ચાત બન્યા. આખરે મેમ્બર બોલ્યો, "મરવા દેવો રાંડને; મરવા દેવો," ત્યારે સીપાઇઓ નાખુશ દીલે જતા રહ્યા અને પાછું શાંત થઇ ગયું.

મીο ફ્રીદેલ—દુશમનની નીચ યુકતી—(નહી, નહી! અને મોટે હાસહસ)—હું પાછું કહું છું ઇરાદો કે—

"તમે કોઈ મુરખા છો" વેલનતાઇન, કાંઇ ઓર તરેહનો સાદ કાઢી બોલ્યો. આ સાંભળી વલી "હએર્ હએર્, ખામોશ, ખામોશ"ના લોકોએ પોકાર કીધો.

મેમ્બર—હવે જે કોઈ હરખત કરશે તેને હું જરૂર પરહેજ કરીશ.

વેલનતાઇન—તારી તાકાત નહી, બુધા.

મેમ્બર—એ કોણ, એ કોણ બોલ્યું. હું તરત જાણવા માંગુછું કે એ એવો કોણ છે કે આ રીતે કરવાની—"

વેલનતાઇન—હીંમત કરેછે.

મેમ્બર—હીંમત કરેછે, હા હીંમત કરે છે. કોઇ શખસ એ ચંડાલને દેખાડી આપશે તેને હું રૂ૫૦ આપીશ. આ પલે "મુલિકટરીએ" એકેકે તરફ તગોનગ જોયું અને સઘલા અજાયબીમાં ગીરફતાર થયા. મેમ્બર વલી ઉભો થયો, અને હવે આસતે સાદે બોલ્યો "ઇરાદો, ખચીત આ તદન ઝરમ ભરેલું છે. મારા આટલા અનુભવમાં આજના બનાવ સાથ જરાબી સરખાવા જેવું કોઈ કાલે કાંઇ બન્યું નથી. એ કોણ હશે!"

વેલનતાઇન—જોનાથન સ્પ્રાલ. તેવણ પોતેછે.

મેમ્બર—અગરજો, તે—પણ નહી, નહી, મારી ખાતરી છે, મીο સ્પ્રાલ—.

જોનાથન—હું ખાતરીથી કહું છું. મેં કાંઈબી હરકત કીધી નથી. હું સોગંદ લઈ કહુંછું. જે કોઇ મારૂ નામ દેછે તે પોતે કોઇ ગીબતખોર છે. તે કાંઇ ગ્રહસ્થ જણાતો નથી; અને હું એ તેના મોહોંપર કહુંછું.

મેમ્બર—અલબત્તા મારી ખાતરી છે કે એ કામ તમારૂં નથી. પણ હવે આશા છે કે તમે લોકો આપણું કામ ચલાવા દેશો.

મીο ફ્રીદેલ જે હજુર ખુરસી ઉપર જ હતો તે પાછો બોલવા ઉઠયો.

ફ્રીદેલ—આ તકે કોઇનું દીલ દુખાય એવું, હું બોલવા માંગતો નથી. પણ આટલુ તો બોલવા દેશો કે કોઇ શખ્સની વરતણુકથી મને ઘણી હેરત ઉપજે છે.

"મીο મેક્ષવેલની," વેલનતાઇન આ વખને બરાબર મીο ફ્રીદેલના જેવો સાદ કાઢી બોલ્યો.

"શું મારૂં નામ!" એક ઠીંગણો શખ્સ બોલ્યો. "હું મારો બચાવ કરવાને તમો લોકો પાસેથી માગી લઉછું. મીο ફ્રીદેલ મારૂ નામ ભુલથી જણાવેછે. (સાબાસ) હું તેને તેનું બોલવુ પાછું ખેચવા કહુંછું. (સાબાસ મેક્ષવેલ!) જે કાંઈ મારે કહેવૂંછે તે એજ કે હું—"

"તું એક ગધેડો છે, બેવકુફ મુંગો," મેક્ષવેલની બરાબર પછવાડે અવાજ નાંખી વેલનતાઇન બોલ્યો.

આ ઉપરથી મેક્ષવેલ અતીશય ઉસકેરાઇ ગયો. તે ફેરતો ચતકતો પોતાની પછવાડે ઉભેલા એક શખ્સ તરફ ધસ્યો. તેની ઉપર તે ખરેજ શક લઇ ગયો. તે તેને ઓળખતો હતો, તેનું નામ એબ્રાહમ બુશ કરી હતું. તેણે તેને

ગરદનમાંથી પકડયો. પાસે ઉભેલા લોકોએ ખુલ્લે ખુલ્લું જાહેર કીધું કે મી૦ બુલ તદન બેગુનાહ હતા. પણ તેણે તેમનું માન્યું નહીં. અંતે સીપાઇઓ તેને ઉંચકીને બાહેર મોહલ્લામાં મુકી આવ્યા.

હવે મેયર સમજ્યો કે આથી ફરીને લોકો ઉપર સારી અસર થશે. તે બોલ્યો કે આવા ફેજથી કોઇબી શખ્સ ફરીથી હરકત કરવાની હીમત કરશે નહીં. તેણે મી૦ કીદલને આગળ બોલવાને હાથવડે ઇસારત કીધી, એટલે તે ગ્રહસ્થ ફરીથી બોલવાને વાસ્તે ઉભો થયો. તે બોલ્યો. "ગ્રહસ્થો, ન બોલી શકાય એવી કોઇ શર્મની—"

"સ્લેરની!" વેલેનતાઇન બોલ્યો.

"ચુપ" મેયરે શીરગાઇને એટલા જોરથી પગ અફાડયો કે આખો માંચડો ધ્રુજી નીકળ્યો.

કીદલ—ઇંગલાંડની નજર, નહીં એકલું જ નહીં પણ આખા યુરોપની નજર—"

વેલેનતાઇન—એશીઆ, આફ્રીકા, અમેરીકાની નજર.

કીદલ—તમો ઉપર છે. અને હું કહેવાને શકિતવાન છું કે કાંઇબી વધારે—

"હસવા જેવું," વેલેનતાઇન એક મેમ્બર જે નજદીકમાં ઉભેલો હતો તેનો સાદ કાઢી બોલ્યો.

મેયર—તે આહ બોગ! આ કેવો હીનાસ્તી ભરેલો દેખાવ આપણામાં બનતો જોઇએ છીએ. હું પુછું છું કે કોઇ મને મળતા થશો? ("અલબત, અલબત"ના મોટા પોકાર.) ત્યારે હું તમને જોરથી, હીંમતથી, બાર ગુણીને, અને વળી જેટલી મારામાં ચાલાકી છે તે સઘળી ચાલાકીથી માંગી લઉં છું કે તેમ કરો. ("અમે કરશું, અમે કરશું!" "તોરી પક્ષવાળાઓને ધુળમાં રોળવો.")

એ રીતે આટલા સુધી કામ ચાલવા પછી મેયર સાહેબે મી૦ કીદલને જણાવ્યું કે જો આવોજ મામલો ચાલુ રહેશે તો કામ હવે અટકાવાની ફરજ પડશે; અને મી૦ કીદલને તેનું બોલવું વાજબી જણાયાથી લોકોના ભારે ગોટાળાની વચ્ચે પોતાના ભાષાનનું સેવટ નીચલા શબ્દમાં આણ્યું—"ગ્રહસ્થો, મારૂં બોલવું સાંભળવાને ઇચ્છતા નથી તો હું ટુકમાં મારા મિત્ર મી૦ સ્તોનનું નામ તમો નજદીક મુકવાને માંગી લઉં છું. એક કમીશનર તરીકે મી૦ સ્તોનની ખરાબીઓ મળવી મુશ્કેલ છે.

એ શબ્દો નીકળતાંજ "લીબરલ *" તોલી વાલાઓએ પોતાની ખુશાલી જણાવી; અને તેમની વિરોધની "તોરી"* પક્ષ વાલાઓએ "હીસ હીસ" કરી મુકયું.

ત્યાર પછી મી૦ મેક આયરલીંગ કોઇ મી૦ સ્લેબનું નામ આપવા ઉઠયો. મી૦ સ્લેબ "તોરી" પક્ષવાળો હતો; પણ આયરલીંગ જેવો સ્લેબ વિશે કાંઇ બોલવા જતો હતો તે વેળા વેલેનતાઇન બોલ્યો, 'હવે ચાલો આપણે એનો બદલો મેલવીએ, હવે આપણે કીનો લેવો જોઇએ."

"ગ્રહસ્થો." મી૦ મેક આયરલીંગ બોલ્યો.

"જો તમો પરા હનસાન હોવાના હવેથી કોઇબી મકરોજ 'લીબરલ'ને બોલાવા દેવો ના!" વેલેનતાઇન બોલ્યો; એટલું સાંભળતાંજ "લીબરલ" તોલી વાલાઓએ મી૦ આયરલીંગ ઉપર પોતાનો ઉભરો ઉતારયો, કારણ કે તેઓ એવું સમજતા હતા કે તે મીટીંગમાં જે તોફાન મચ્યું હતું તે સઘળું "તોરી" વાલાઓએ કરયું હતું.

"ગ્રહસ્થો—ગ્રહસ્થો—ગ્રહસ્થો!" મેયર અચકી અચકી બોલ્યો, "હું તમને તાકીદ

---

* ઇંગ્રેજી પારલામેંટ (રાજ્ય સભા)ના બે તડાં માહેલું એક છે.

કરૂછું કે મારૂં સાંભલો. હું તમને બજીજ થઇ કહુંછું કે હવે ચુપ રહો. (આરડર, આરડર! પ્રમુખ, પ્રમુખ!) ખોદા ખાતર દુન્યામાં એવું ના આશકારા થવા દો કે આ જેવાં સુધરેલાં વિદ્યા તેમજ કળા કઉશલવાલાં શેહેરમાંહેલાં લોકો જનુની, બુખખ, મુર્ખ, અને ઘેલાં છે. (સાબાશીના પોકાર.) શું હું કાંઈજ બીસાદમાં ગણાતો નથી કે? ("સાંભલો ભાઇઓ સાંભલો" ના પોકાર.) જો આ મીટીંગમાં જે હું પેહેલી ખુરશી ઉપર બેઠોછું તેના દરજજાનો મોભો કોઇબી રવેશે જાલવવાનો કસદ ન કીધો નોહોત તો આજ પલે એ મંડળી હું બરખાસ્ત કરવામાં લાવતે. અગર હું હમણાં બરખાસ્ત કરૂં તો કોઇ પણ એવું ગુમાન લઈ ગયા વગર રેહે નહી કે મેમ્બર લુચ્ચાઓના ફેસાદથી બીહીને ગોંકયો યા ગભરાયો છે. ઇનસાફ, ફક્ત ઇનસાફની નોક ખાતર જો આપણે આગલ કામ ચલાવવા માંગીએ તો તેમાં કંઇથી હરકટ થવી જોઇએ નહી.

મેઅરના આ સુભાષિત બોલવાથી લોકોમાં તાહરામ બેઠો અને આખી મીટીંગમાં ચુપ કીદી પથરાઇ. મી૦ ગેક આંગરસીંગ પાછો ઉઠયો, અને બોલ્યો "હું આશા રાખુંછું કે મારી વર્તણુક સર્વેને પસંદ પડે એવી છે."

"માત્ર "તોરી" પક્ષ વાલાઓનેજ તે પસંદ છે!" વેલિનટાઇન બોલ્યો.

"અરે ખોદા!" મેઅર હાથમાં હાથ ઘોસી થોડો ટાંગી બોલ્યો—"હવે હું ખચીત કહુંછું કે જે કોઇ એક શબ્દ પણ વચમાં બોલશે તેને પુલીસના હાથમાં આપીશ."

વેલિનતાઇને આ વખત આંખે ઓરડે "હેં! હેં! હેં! જવાંદે" ના પોકાર નાખ્યા. તે સાંભળી મેઅર સાહેબના દીલમાં જાણે વિજલીનો આચકો આવ્યો હોય તેમ તે ચોંકીને બોલ્યો "એમજ છેની, લ્યો ત્યારે આગલદો તમે તમારી ફરજ બજાવો."

ફોકટમાં સીપાઇઓ ઓરડાની વચોવચમાં બદમાશોને પકડવાના હેતુથી આવી ઉભા રહવાના મોટા અવાજો તો નીકલ્યા કીધા; અને જાંહાં જાંહાં તેઓ જઇ ઉભા રહે તાંહાં તાંહાં તેમની પીઠ પછવાડેથી તે નિકલે. તેઓ બીચારા આણીગમથી પેલી ગમ દોર ધાગ કરતા કંટાલી ગયા. તેઓ એટલાતો થાકી ગયા કે તેઓનાં મોંહ ઉપરથી પરસેવાન રેલા ટપકતા હતા. તેઓ પગ અફાલતા, હાથ હાલવતા, મુક્કી ગુમાવતા, અને પોતાની પાસે ઊભેલાઓ તરફ ગુસ્સાની નજરથી જોતા હતા. થોડેક વારે પાછી હસાહસનો સોહોર ઉઠયો, અને મેઅર સાહેબે તેમને ફરીથી તાકીદ કરી એટલે વલી બીચારા ધકકા મુકકી તથા હારમારમાં પડયા. આખેરત જીવપર આવી જઇને તેઓએ કોઇને પણ પકડી કાઢવાનો પુંડલો ઠરાવ કરયો; અને કોઇ મી૦ લીમ નામનો એક આબરૂદાર પદરખાણાવાલો તેમના ગુસ્સાના સપાટામાં આવી ગયો. તે બીચારો સીપાઇઓ જે હાલા ધકેલામાં પડયા હતા તેથી રમુજ મેલવતો અને હસનો માલમ પડયો હતો. મી૦ લીમે પોતાનું નિરદોષપણું જણાવ્યું; પણ તે ફોકટ! બસ તેઓએ તેને હસતાં પકડયો હતો; અને તેટલાજ મુદા ઉપરથી તેઓએ તેને દરવાજાની બાહાર ઘસડી લઇ જવાને તેની ઉપર જોર વાપર્યું.

એંચાખેંચીમાં મી૦ લીમનાં કપરાંના ટુકરે ટુકરા થયા હતા. લીમ ઓરડા બાહાર ખુશીથી જતે પણ "લીબરલ" ટોલીવાલાઓએ તેમ કરવા દીધું નહી. તેઓ તેની મદદે દોડયા; અને આગમાં તેલ રેડવા વેલિનતાઇને એક અવાજે "લીબરલોને બાહાર કાઢો" અને વલી બીજા સાદે "કનસરવેતાવોને મારો લાત" કરી પોકાર મચાવ્યા; જેથી ત્યાં ફટાફટ, મુકકી તેમજ લાકડી વગેરેના સપાટા ઝપાઝપ ચાલવા લાગ્યા, અને થોડા વખતમાંત્યાં

એક ગોટું રમખાન મચી રહ્યું. મેમ્બરતો એક ઊંચી તખત ઉપર ચઢીને લોકોને વારવા લાગો.

ગરીબ બીચારા મેસનતાઇનના અવાજની હવે વધારે જરૂર રહી નહી. તેની મદદ વગર *ફંદલકટરોએ બારે સોહોર કરી મુકયો હતો. તે હવે એક ઉંચા માચરા ઉપર ચઢી ઊભો એટલા માટે કે લોકોની મારામારી તથા કચરાકચરીમાંથી સહી સલામત રહે અને કે તાંહાંથી મધલો દેખાવ પોતાનાં જોવામાં લાવી મનને રમુજ આપે. હવે પેહેલીજ વેલા તેને જણાયું કે લોકો ફક્ત રાજદ્રુવારી બાબદ ઉપર જુદી જુદી ટોલીમાં વેહેંચાઇ જઇ પોતાનું કામ તકરારની હદમાં રાખવાને બદલે હાથો હાથ ઝપાઝપી ઉપર આવી ગયા હતા. મુફકીના જરણ કોઇ દુશમન ઉપર લગાવવાની મતલબથી ઉંચકાતા હતા એટલુંજ નહી પણ પોતાનો બચાવ ખાતર જાંહાં પડે તાંહાં અજમાવવામાં આવતા હતા. તેને ઘણી રમુજ મલે એવું એ જોયું કે એક જગા ઉપર કેટલાક દેરશીઓનો જમાવ થયો હતો. તેઓ બીચારા પોતાની બોઠી દુમને લીધે એકેક સાથ જેમ બને તેમ સંકોચાઇને ઊભા હતા. બીજી ગમ લોકો ખુનપર આવી લડતા હતા. કોઇના નાકનું ઠેકાણું નહી, તો કોઇની આંખ, તો કોઇના દાંત ગેબ હતા. કોઇની દાહાડીના બાલ એક ગમથી ઉખડી ગયેલા તો કોઇનું મોંહ લોહીથી લાલ રંગેલું દેખાતું હતું. કોઇ ધુલમાં પડી પોતાનાં બચાવમાં જે કોઇ નજદીક આવતું તેને ઊંચા રાખેલા પગથી લાત લગાવતા હતા. કોઇ ખુનપર આવી સોહોર કરતા તો કોઇ રડા પીતે અને દુખના પોકાર મારતો. જેઓથી ઉઠાય નહી શકાતું હતું તેઓ ગબડતા, લાત ફેંકતા, અને પડયા પડયા બરાડા મારતા હતા. કેટલાક લોકો જેઓ બાહાર નીકલવાને શક્તિવાન થયા હતા તેઓ લશકરી મદદ તરે દોડી ગયા, અને સત્તાવાલાઓને ખબર આપી તાંહાંથી તાબરતોબ ઘોડે સ્વારોની એક ટુકડી એક માજીસ્ત્રેત સાથ ઉપલી તોફાનવાલી જગા ઉપર આવી લાગી. હવે પેલા હાલના દરવાજા મજબુત બંધ હતા; માહેલાં તોફાનીઆએ તેમજ બાહેરના લોકોને સુજ પડે નહી કે તે કેમ ઉઘાડવા. મી૦ આલદરેદ જે પેલા માજીસ્ત્રેતનું નામ હતું તેણે બાદશાહના નામમાં દરવાજા ભાંજવાને હુકમ આપ્યો. તેણે લશકરને અંદર દાખલ થવા કહ્યું; પણ મી૦ કોપલેન્દ જે પેલી ટુકડીનો વડો હતો તેને એ ઘરમાં લશકર લેઇ જવાનું ઠીક લાગ્યું નહી તેથી તે પોતે પોતાની સાથ ત્રણ સીપાઇઓને લઇ અંદર ગયો. દરવાજા આગલ જે લોકો ઊભા હતા તે શીવાએ કોઇની નજર તેમની ઉપર પડી નહી. તોફાનીઆઓની નજર પોતાના બચાવમાં પોતાના હરીફો ઉપર ચોકાસીથી રાખેલી હતી. પેલા સરદારે રંનસીગડું ફુંકવાને હુકમ કીધો કે જેના અવાજથી લોકો ઉપર જોઇતી અસર થઇ.

"છોડો, તમારી બંદુક છોડો, સીપાઇઓ," આલદરેદ માજીસ્ત્રેત બોલ્યો.

પેલા બહાદુર અમલદારને હસવું આવ્યું અને તેના હાથ હેઠલના સીપાઇઓ પણ એકેક તરફ આંખના પલકારા મારી પેલા આકરા માજીસ્ત્રેતની હસી કરતા હતા.

"અરે જોદ્ધા," માજીસ્ત્રેત બોલ્યો, "કેમ સીપાઇઓ તમે શાથી બીહીછો? બાદશાહના નામમાં હું તમને ફરીથી હુકમ કરૂછું કે આ બખવાખોરોને ઠાર કરો!"

કોપલેન્દે પોતા ઉપર દરેકની નજર પડેલી જ્યારે જોઇ ત્યારે તેણે પોતાની ચકચકીત સમશીર ધમકી દેખાડવાને સારૂ હવામાં ફેરવી અને પછી દરવાજા તરફ તેની અણી કરી લોકોને બાહાર નિકલવા ચેતાવ્યું; જેઓ

* સુરકી કરનારા.

જીંદગી તરત ખતમ થાયછે. એક આદત આપણા કેટલાકોમાં ઘણી ખરાબ જણાય છે. તેઓ ભીના જોડા કે બુત પેહેરવાને આચકો કરતા નથી. પણ તે બાબત ભારે નુકસાન કારક છે. ભીનાં બુત કે જોડા પેહેરવાથી ઘણાં લોક બીમાર પડેછે, અને કેટલીક વેલા તો એ બીમારી એટલું મોટું રૂપ પકડેછે કે જેથી જીંદગીને જોખમ પુગેછે. અને તે સઘલું માત્ર પગનાં રક્ષણની સંભાલમાં ગફલતી રાખવાથીજ નીપજે છે.

## પક્ષીનો એક માલો.

પાતરાંઓના એક લીલા ઝુમખાની માહે,
નાજુકી એક ચકલીનો માલો હતો,
ચલકતાં હતાં તેમાં ઇંડાંઓ ત્રણ,
સરખી સુરતનાં ને પૂર્ણ-બદન.

એક છોકરો તે રસ્તેથી થતાં પસાર,
ગરક જેવાં તે ઇંડાં જોતાંને વાર,
ચહડયો તે માલે, ને લંબાવી હાથ,
ઉચકવા ગયો તે ઇંડાંઓ ત્રણ.

જે ચકલીની હતી તે ઇંડાં મીરાસ,
તે ચકલીએ માર્યો એક દુખનો પોકાર,
સર્યો એવામાં તે છોકરાનો પગ,
ઇંડાં વગર પડયો તે ઉંધે મસ્તક.

પેઠો તેનાં મસ્તકમાં અનિવાલો પાહન,
લીધો તેણે તરત તે છોકરાનો જાન,
ગરીબડી તે ચકલીને કરતા મથન,
લીધો રબે* એક જીવ, ને બચાવ્યા ત્રણ.

જ. ન. પી.

*રબ—ખોદા.

# અમીર બચ્ચો.

યાને

## સોરનાં બચ્ચાં સોર.

### પ્રકરણ ૧ લું.

આગસ્ત મહીનાની ૧૩ મી તારીખ.

૧૬૯૨

લક્ષેમબર્ગના વઝીરની પડોસમાં જુની ઢપણાલા એકાંત રૂ-દે-માન્ત—પરનાસે નામના મોહોલ્લામાં એક ગંજાવર હવેલી આવેલી છે. તે મધે દાખલ થવાના લાકડાંના દરવાજાને લોખંડના ચાપડાથી મજબુત કરેલા તય, તેમને મહાલે પથરની કારનીસ કાઢેલી છે. અંદર દાખલ થતાંજ કમપાઉન્ડમાં દરવાનને રહેવાનું ઘર પેહેલ વેહેલું આવેછે. તેમજ તે કમપાઉન્ડની ત્રણે બાજુએ તબેલા તથા બીજા મકાનો વગેરે છે, અને તેને બીજે છેડે દરવાજાની તેમજ મોહોલ્લાની બરાબર સામે બેવડી સીડીવાલી મોટી હવેલી આવેલી છે. તે હવેલીનો દરવાજો ઘણો ઉંચો તથા તેની મોટી બારીની લાંબી હારને લીધાં વીનીજર છે. તે હવેલીમાં નકસી કામની કાંઇ કસુર જણાતી નહી. પેરીસ શેહેરની ઘણીખરી ભપકાદાર ખાનગી ઇમારતો ઘણીજ રોનકદાર બાંધેલી હોયછે, તેઓને મોટા મોટા ચોક અને ભપકાદાર નકસી સાથના દરવાજા હોયછે. ઉપર કહેલા રૂ-દે-માન્ત-પરનાસેના મોહોલ્લામાં અસલ એક વખત ફરેન્ચ ઉમરાવો વસતા હતા. હાલમાં તે મોહોલ્લા માંહેલાં ઘણાંક ઘર છુટાછુટા-માલામાં ભાડે આપેલાં છે; તથા કેટલાંક હોતેલ તથા બોરડીંગ સ્કુલ તરીકે વપરાય છે.

ફોબર્ગ-સેંત-જરમેન નામનો લતો જ્યાં ઉમરાવ લોકો વસતા હતા ત્યાંની ઉપર કહેલી હવેલીમાં વલરી નામનો એક

"ચોર મુઓ! પણ તમે શું કીધું?"

"હું શું કરી શકું પ્યારી. પોહોરાગીરોએ મને ગાડીમાં દાખલ થવા દીધો નહીં; તેથી હું તોલાંમાંજ રહયો તે કાંઇ કોઇ ઉપર કીનો લેવા ખાતર નહી પણ માત્ર જોવા ખાતર."

આટલું બોલી મારકવીસ પોતાના નાના બેટા તરફ ફરયો. તે નાનકરો મુગો મુગો જે કાંઇ મારકવીસ વાત કહેતો હતો તે સઘલું ધીઆન ધરી ઉલતથી સાંભલતો હતો.

"બેટા ચારલ્સ," મારકવીસ, તેનું આગલ ખેંચી બોલ્યો, "જે શખ્સે રાણીને અપમાન કરયું તેની પાસે તું ઉભો હતે તો તું શું કરતે વારું?"

છોકરો લાલ બની ગયો.

"હું શું કરતે?" તે છોકરો તપી જઇ ગુસ્સામાં બોલ્યો, "હું શું કરતે? અરે મારી પાસ જો તે વખત એક શમશીર હોત તો હું તેને જરબથી ચીરી નાખત, હંઅં."

આ બોલતી વેલા તરવારનો હાથ તેણે દેખાડયો.

"ઠીક, અને તેને મારી નાખ્યા પછી?"

"તેને કતલ કરયા પછી? પછી તો આપણી વ્હાલી રાણી પાસ જતે અને રાણીની રજા લઇને તેણીને દસ્ત બોસી કરતે."

ઉદાસ મારકવીસ પોતાના બાલકની આવી હીમત જોઈ મુછમાં હસ્યો. તેણે તેના હોઠ ઉપર બોસા લીધા પછી તેને કહ્યું, "જા બેટા, જઇને રમ. લાયક શમશીર બાંધતાં તને હજુર ઘણાં વરસ જોઇએ તોપણ આટલું ઇયાદ રાખજે કે તલવાર વાપરવી છે તે ફકત નેક અને ઇનસાફ ખાતરજ."

પાછો મારકવીસ પોતાની બોહોરદાર સાથ વાતમાં મશગુલ થયો; અને છોકરાં પાછાં આવી આગલની પોતાની ખુરસી ઉપર જઇ બેઠાં.

"પણ એનું સેવટ તે કેવું આવશે?" મારકવીસ ઉદાસ મોહોં કરી બોલ્યો, "જો તેઓ તમપલના બંદીખાણામાં પડીજ રહેશે તો જરૂર તેઓ ઠાર થવાનાં. બલવાખોર લોકો સુરજ ઉગે સુરમાં આવી અધિક તોફાન મચાવ્યા જાયછે. દાબદાની કોઇ પરવા કરતું નથી. વખત ઘણો બુરો આવ્યો છે. મારે તેની ડાંગ જેવું થઇ રહયું છે. સારાં આબરૂદાર અને મોટા મોટા અમલદાર અને ગ્રહસ્થોને બેગાન અપમાન કરવામાં બદમાસો આંચકો કરતા નથી. એવો વખત આવશે એ હું આગલથીજ સમજયો હતો. ચાર માસની વાત ઉપર મેં પાદશાહને નાસી જવાની ગોઠવણ કરી હતી. તેણે તેમ કરવાને તે વખત ઇનકાર કરયો અને હવે જયારે ઘણું મોડું થયું ત્યારે તેણે નાસવાની કોશેશ કીધી અને તેમાં આફત નામોશી ભરેલી રીતે સપડાઇ ગયો. હવે તેઓ સરવે બંદીવાન થયાં છે, અને તેઓનું બંદીખાણું એવુંછે કે આપણા હાથે તેનો છુટકારાનો કાંઇ ઉપાય ચાલી શકે એવું નથી. હું તો હવે નિરાશ થઇ ગયો છું."

"અરે પણ પાદશાહ એ સરવે કેમ તાંબેદારી કરતો હશે!" મદમ બોલી.

"તેની લાગણી કાંઇ અજાયબ જેવી છે," મારકવીસ બોલ્યો. "તે પોતાની આસપાસ જે આફત ભમેછે તેથી વાકેફગાર પણ હોય એવું કાંઇ લાગતું નથી. રાણી પણ નાચીઝ લાયક હીમત રાખતી જણાય છે. અને શાહજાદાએ પણ પોતાને લાયકનો ખાનદાની તોર અને દબદબો છોડયો હોય એવું લાગતું નથી. તેના શત્રુ તરફ ધીકારથી અને પોતાને છાજે એવી મરદાનગીથી તે જુએ છે. તે આપણા ચારલ્સના જેવડો નાનો છે, અને વલી એ બંનેના ચેહેરામાં પણ જાજો ફરક નથી. પણ શાહજાદાના કપાલે કવખતની ઉદાસી દેખાય છે કે જે બોદા કરીને આપણાં બાલકથી દૂર રહે!"

એટલું બોલતાંજ તે આમંકપો, અને ત્યારથી પોતાનાં ફરઝંદ તરફ જોવા લાગો. બધે નર નારીએ ઓચીંતા એકેકનાં હાથ દાબ્યા એટલામાં ઓરડાનું બારણું ઉઘડ્યું અને એક લાંબો ગફેલ બાલવાલો તેમનો ખતસર હાજર થયો. તેનું નામ શેપીઅસ હતું.

"ખાણું તઇઆર છે બાઇ," બટલર તેમને પસાર થવાને વાસ્તે બારણું ઉઘાડું પકડતો બોલ્યો.

મારકવીસ વાંણી તોડીને હસતો મુખરો કરી પોતોની મેહમનો હાથ પકડી બોલ્યો, "ચાલ પ્યારી, આવતી કાલ સુધી મથની કાલજી દુર કર. અને ખુશી થા! ખોદા જાણે એવું બીજા કેટલા દહાડા ચાલશે? હાલ તો જમવા ચાલ. ચારલ્સ અને ગેબરીઅલ, હલવે હલવે નીચે જમવા આવો.

ચારલ્સ અને ગેબ્રીઅલ તેમની પાછલ હેઠે જમવા ઉતરયાં. તેઓ રાત્રે ઘણાં મોડાં સુવા ગયાં સફેદ મચ્છરદાની સાથનાં પલંગ ઉપર બંધે ખાબમાં પડયાં. થોડેક વારે કાંઇ દુરનાં નજદીક વધી આવતા સોહોરથી ગેબ્રીઅલ નિરદોષ સ્વપ્નાથી બાઘર થઇ અને ચોંકી ઉઠીને બોલી, "ચારલ્સ, ચારલ્સ! સાંભલો છો કે?"

છોકરો જાગરત થયો અને અવાજ ઉપર ધીઆન આપી અજબ થઇ બોલ્યો "અલબત્ત તો ગોથા સેંતવેલરીનો દરીઆવ જોસ બંધ ગરજે છે."

અને બનીત તેમજ હતું. અવાજ ધીમો અને દબાયલો સંભલાતો હતો, કારણ કે તે દુરથી આવતો હતો, પણ તે મોટા દરીઆવંની માનીન્દ સોહોર મચાવી રહયો હતો! તે અવાજ એવોતો ધમધોકાર અને દર પલે વધારે નજદીક આવતો ગયો કે શું કહું ગોયા કોઇ દરીઆની રેલ ગાજતીજ અને સોહોર કરતી જમીનપર તેમની નજદીક ચાલી આવતી હતી.

"બનીત એતો કેંઇ આગ લાગી છે!" ચારલ્સ બોલ્યો. "જુઓની પેલો લાલ ભભુકો પેલાં ઘેરનાં છાપરાં ઉપર! અરે ઉજાગુતો વધતો જાયછે! અલબત્તા એ તો આગજ છે! ચાલો આપણે માલપર જઇએ અને જોઇએ કે એ કાંહાં લાગી છે!"

એ વિચાર કરી તેઓ બીછાણાંમાંથી બાંહાર નિકલ્યાં, તથા અંધારા દાદર ઉપર ચડયાં, અને છેક ઉપલા માલની બારી આગલ ગયાં. એ સઘલો વખત તોફાન અને આગ વધતાં જતાં હતાં.

દંગીઓ અને આગજ હતાં! આગબ કેવી! આખા મોહોલ્લામાં માણસોનાં ટોલાં હાથમાં રોશન મસાલ પકડી, ગાતાં, ઘાર પાડતાં ગાંડા આદમી મુઆફેક બરાડા મારતા, ધાટફ ફતેહનાં ડોલ સાથ પોતાનાં હથિઆર હવામ ઉડાડતાં, બલતી મસાલ હજારો સીહા, ખુની, તથા ધાકી ચેહેરા ઉપરથી ઉંચે ફેરવતાં, અને રાહમાં ચાલતાં એક અવાજે નીચલી બેટ ઉપર ટેક અને ઠોકા લેતા—

પાડોનીચે, ધુલમા રગડો,
તાજ ઓ તખ્તો, શાહી પજા;
ના જોઇએ શેહનશાહ, ના જોઇએ રાજા
આપણું રાજ, આપણુ પ્રજા,

આ એકનું એક ગીત તેઓ લાંબો વખતપેર ફરી ફરીને ગાતા હતા. આતો અખુટ દરા મુઆફેકનું ટોલું હતું. મસાલ અને ચેહેરા જોતાં પેલાં કુમલાં બચ્ચાંનાં બીકા ભયથા ડગ વઇ ગયા, અને આખો ભયંકાર દેખાવ તેમની નીચે રેલા મુઆફેક ચાલતો દેખાયો.

રફતે રફતે ટોલું ઓછું થતું ચાલ્યું. આખાં ટોલાંને બદલે થોડાકજ ખુનીઓ જણાતા રહયા. બાકીનાં તમામ લોક પેરીસના બીજા મોહોલ્લાઓમાં ખરાબી કરતા ચાલ્યા.

બાદ, પેલાં બાલકો પોતાના ઓરડામાં પાછાં ગયાં, અને એકેકને પાછી સલામ કરી

બીછાંણે ગયાં. નાની છોકરી તરત ઉંઘાઇ ગઇ; પાણ ચારલ્સ પોહ ફ્રાટ તાંહાં સુધી જાગ્યા કીધો અને ઘડી ઘડી ઉપલા માલાની બારી આગલ જઇ જોતો કે આગનો ઉજાસ કો બીજી તરફનાં ઘરો ઉપર પડતો દેખાતો હતો કે નહી.
(સાધન.)

## નાની ઉંમરે સફેદ બાલ.

પિચરદાસ—કહો જુવાન પારસી,
કાં રખે ધોલી જુંવાની.
પારસી—સાંભલ ભાઈ ઓ પિચરદાસ,
એ છે ઇશ્વરી પ્રતાપ.
પિચરદાસ—કહો ઇશ્વરી પ્રતાપ,
કહું બજાનો છે વાંક.
પારસી—ખપીછે અતિ ગુણી,
દીલમાં લાવે હુશીઆરી.
પિચરદાસ—ખરાની મેવડો ને બીસકીટ,
ગરમ પોમીતમ કાસમેટીક.
પારસી—તણા ફાયદાછે અતિ ઘણા,
બાળ શોભે ખુશ દીલ તણા.
પિચરદાસ—વાલે મોહોકાન રંગી કેશ,
મુકજે દાદી ગુનપેર.

## પરચુરન ગ્નાન તથા રમુજ.

એક પારસી છોકરાએ પોતાની બાપની ટરની ઉપર મીઠાઇ મેવા વગેરે સારાં ગહનાં ફ્રાન કરેલાં જોઇ ખુશી થઇ બાપને પુછયું પાપાજી, શું તમારાં આંખે આ બધું આજે ખાવા આવશે કે? અરે વાક જો આજે ખપઇ, કાલે મમાઇ અને પરમ ઘહાડે બીજુ કાંઇ આવે તો આપણા સૌને રોજ તહેવારો પડે!

## છુપી સાહીની શોધ.

લખ્યા પછી ન દેખાય એવી જાતની સાહી બનાવવામાં આવીછે. આ સાહીથી કોઇ પણ લખેલું ક્યા ચીતરેલું કાગલ ઉપર દેખાતું નથી, પણ તે કાગલ પાણીમાં બોલવાથી તે દેખાય અને વંચાઇ શકાય છે. કાગલ સુકાયા પછી તે લખેલું પાછું ગેબ થઇ જાય છે. અને વલી પાછું પાણીમાં બોલીઆથી તે દેખાઈ આવેછે. આ સાહી નીચે પ્રમાણે બનાવવામાં આવેછે.

અલસીનું તેલ ૧ ભાગ.
એમોનિયાનું પાણી ૨૦ ભાગ.
સાદું પાણી ૧૦૦ ભાગ.

આ મેલવણીથી લખતી વેલા ખુબ હલાવવું જોઇએ; કેમકે તેલનો થોડો ભાગ મેલવણીથી છુટો પડીને ઉપર તરીઆ કરેછે અને તેજ હાલતમાં લખવાથી કાગલ ઉપર તેલવાલા ડાઘ રહી જવછે. પોસ્ત કાર્ડ અથવા હર કોઇ ખાનગી કામને માટે આ સાહી વાંચનારને ઉપયોગી થઇ પડશે.

---

એક વખત એક શખ્સ એક પ્રખ્યાત તબીબની પાસ ગયો અને દમામથી બોલ્યો—'હું, આહ, પુછવાને, આહ, આવ્યો છું, આહ, કે મને, આહ, શું દુખ, આહ, થયુંછે આહ. તે વૈદે તેને તપાસ્યો અને કહયું, અને જણાયછે કે તમારાં અંતકરણને હરકત થઇછે.'
'હેં, આહ! કંઇ બીજું આહ?
'હા; તમારાં ફેફસાંને.'
'આહ, કંઇ બીજાને?'
'હા, તમારી આજમજનની ખરાબર નથી.

---

લીમડામાં એક વિચત્ર કાગડો જણાયો છે. તેને વિશે એવું કહેવાયછે કે તે મોરની પેરે બોલેછે.

વિજળીથી હવે પ્રાણધાર પતો બધે અને માણસ અમર રહે એવાબી વખત આવે ખરો વિજળી શું નહી કરતી ? દરેક કામમાં તેનું નામ સંભલાયછે. વિજળીની કલમ બનેછે. તેના બાલ સાફ કરવાનાં બ્રશબી થવા માંડયાંછે. ન્હાતી વખતે વિજલી પેદા કરનારા સાબુ શોધી કાઢવામાં આવ્યા છે. વલી દવા દાખલ વિજળીને દીલમાં પેવસ કરેછે. ફરાન્સ દેશના એક દાક્તર કલાડરે વિજળીનું ફલાનલ બનાવ્યું છે, અને તેને બીજા દાક્તરોએ તપાસીને પસંદ કર્યું છે. હવે વિજળીનાં કપડાં પણ બને એવો સંભવછે. ધાતુની કેટલીક રસાયણી મેળવણીઓ દોરાની અંદર પચાવેલી તેવા ઉનના દોરાથી આ ફલાનલ વણવામાં આવ્યું છે. તે પેહેરવાથી પરસેવાએ હવાયલી ચામડીની ભીનાસથી તેમાં ખરેખરી વિજળી પેદા થાયછે. એ બાબે તબીબોએ પોતાની ખાતરી કીધીછે. દાકતરો આ ફલાનલની સંધવાના દુખનો એક ઉપાય દાખલ બતાવણ કરેછે.

---

એક દીવસ એક દરજીએ એક અમ બજાર ઉપર પઇસાની ફરીઆદી માંડી. બેઠેલી જુરી તરફ નજર જતાંજ તે ચેંકીને બોલ્યો— નામદાર જડજે જુરીની ખટપટ માંડીવાળવી કારણ કે એ જુરી માંહેલો દરેક જન મારો કરજદાર છે.

---

એક આયાના હાથમાં એક નાનું બચું રડતું હતું. તેને અતીશય રડતાં જોઇ એક ત્રણ વરસની છોકરીએ પુછ્યું—'આયા, એ બાલક કાંહાંથી આવ્યું ?' બોલીએજને ઘરથી.' આયાએ જવાબ દીધો. ત્યાંહાં એ ઘણું રડ્યું હશે તેથીજ બોલીજી એને અહી મોકલી દીધું.' છોકરી બોલી.

એક ચપરાક શખ્સે કોઇ સાથ એવી સરત કરી કે તે પચાસ જુદા જુદા પુરૂષોને એકનો એકજ સવાલ પુછશે અને તે એવું કરશે કે તેના જવાબમાં બધા પચાસ જન એકજ સરખો જવાબ આપે. તે પેહેલ એક આગલ ગયો, પછી બીજા આગલ, પછી ત્રીજા અને એ રીતે પચાસ જન આગલ ગયો. તે દરેકને બાગું બુઢું સંભલાય તેમ પુછતો, "તમે સાંભલ્યું કે પેલા કોટવાલે દીવાલું કાઢ્યું ?" જવાબમાં દરેક જને આ પ્રમાણે પુછ્યું- "કીઆ કોટવાલે." અલબતાં સઘલાઓએ કબુલ કીધું કે તે શરત જીત્યો હતો.

---

એક કુતરા વિશે એક લખનાર ખાતરીથી અને પોતાની નજર ગવાહી આપી જણાવેછે કે તે પોતાનો પગ સાજો કરાવા વેલાત ખાતેની એક ઇસપીતાલમાં દાકતર આગલ ગયો હતો. એ કેવી ચતુરાઇ.

---

## ઉખાંણું.

બાંધો મારો ત્રણ અક્ષરનો
ચંચલ એક હુશિઆર ટોલો.
ગરદન મારી તમને બાંધું,
મુઓ મુઓ નહી છોડું.
સુગાપા તો મારે સારૂં,
અભડું એટલે ખુજ કરૂં.
છાંદેલો ઉલટાવો મને
મરાક ઇનમાનનું બને,
પાએ કાપો તોએ ના ભુલું
દરીઆવની કંઇ હદ બાંધું.
આખો દેખો ફુટો ટોલો
નાનો પ્રણ મશહુર ઘણો.
ધરની કંપે હીંદને હાનં,
ગુમ થાય મારૂં નામ નિશાન.

---

# સેતરંજ બાજી

નાં૦ ૧.

**સફેદ.**



**કાલાં.**

પ્રથમ સફેદ મોહોરાંની ચાલછે અને કાલાને ત્રીજે હાથે માહાત છે.

આ બાજીનો ખોલાસો તેમજ જે કાંઇ નવી બાજી કોઇબી વાંચનાર અમો ઉપર મોકલી આપશે તે ઉપર પેહેલું ધ્યાન આપવામાં આવશે. મોકલનાર સજ્જને બાજી સાથે તેનો ખોલાસો પણ મોકલવો.

☞ આએ "પખવાડયાંની મજાહ" ચોપાનીયું તેના માલેકને માટે ફરદુનજી ફરામજી મોટર "આરશન દીપક" પ્રેસમાં છાપ્યું છે.

# પખવાડ્યાંની મજાહ.

પુસ્તક ૧ લું.] ૧ લા મારચ ૧૮૮૫ [અંક ૩ જો.



## ખોદાઈ લાકડીને અવાજ હોય કે?

### પ્રકરણ ૩ જું.

જે વખતમાં રોજર ઘરડો થયો એટલે તેણે પોતાના દીકરાને પોતાની હજુરમાં બોલાવ્યો. તે તરતજ તેની નજદીક કેતાબખાનામાં આવ્યો. તેનો દેખાવ ફેરવાઇ ગયો હતો, તે ઘણોજ ખુબસુરત, ખુશમીજાજી, અને સુખી જણાતો હતો, કારણ કે તેના સઘલા વિચાર તેનાં ઘરની ધણીઆણી, તેની જીંદગીનાં સુખની દેવી, અને તેની મોહોરદાર તરફજ દોરતા હતા.

"હેનરી, તું હવે ૨૧ વરસનો થયો છે," રોજર બોલ્યો, "અને હું તો હવે ઘરડો થતો જાઉંછું; તેથી મારાં મોહોંત અગાઉ તારાં લગ્ન થયલાં જોવાને ચ્હાઉં છું."

આ વિચાર, જે હેનરીનાં મનને ભાવે એવા હતા તેથી તે ચોંકયો. તેણે પોતના બાપના કરડા ચેહેરા તરફ નજર ફાંધી.

"બહુ સારૂં, સાહેબ" તે આસતે રહી બોલ્યો, "મારી જીંદગીનો બાપો મારી માટે ચુંટી કાઢવાને મને છુટ મલે તો હું અત્યંત ખુશી થઇશ."

"તે અગબનાં તારી પસંદગી દહાપણ ભરેલી છે કે નહી તે ઉપર આધાર રાખેછે." રોજર બોલ્યો. "મેં તારે વાસતે એક ઓરત શોધી રાખીછે કે જેણામાં મારી વકી મુજબના સઘલા ગુણછે."

"બાવાજી, એ ર્‌વેશે મારો ઉઠાવ થયલો જોવાને હું કબુલ કરૂં નહી," હેનરી મકમપણે બોલ્યો. "તમે જે સ્ત્રી વિશે ઇસારો કરોછો, તેણીને હું ઓલખું છું, પણ આનરેબલ મેરી કારલીસને હું મુદલ ચાહતો નથી, અને તેટલા માટે મારી બઇરી તરીકે હું તેણીને કબુલ કરવાનો નથી. તેણીને નહી પરણવાનું મારી પાંસે એક બીજું અને મજબુત કારણ છે—લેનોની, હું તો અગાઉથી ચુકો છું."

"એ શું બોલેછે, કોઇ ચોપ્પદ, શું મારા ભોંયરાં પરજ!" રોજર ચીરડાઇને બોલ્યો, "નિકલ મારાં ઘરમાંથી, કાલુ કર તારૂં, ફરીથી તારૂં કદમ લાવતો ના, નહીતો એબઘડી મારી મરજી મુઆફેક ચાલવાને કબુલ થા."

એ કરડા બોલ તેણે મોહોમાંથી કાઢયા; પણ તેણે પેલા મોહોંત વખતના દેખાવ અને

આસમાન તેમજ જમીન ઉપર પડતો હતો તે આ વખતે બંધ પડ્યો. આખો દહાડો વરસાદ વરસતો હતો, તેણે હવે ઉઘાડ મુકયો. ધુમસ જમીનપર પડવા માંડયો. વરસાદને લીધે દહાડો સારો નહી ગયો. રાત્રે પાછો વરસવાની વકી જણાતી હતી. 'માર્સમેંત ઘર' એક ગંજાવર જુની ઇમારત હતી. તેનું દવાનખાણું ઘણું મોટું હતું. તેને એક નાકે મોટી પોહોળી સીડી હતી વચમાં એક સગડી હતી. જેના બળતાંનો ઉજાસ મોટા ભારવટીઆને દીપાવતો હતો.

ઘરમાં તો સઘળું અજાયબ જેવી રીતે શાંત જણાતું હતું. ચાકર નફરો પગના અંગુઠા ઉપર ચાલતા હતા. કોઈ વાત કરતું તો હરૂસે કરતું હતું. કારણ કે ઘરડા રોજર કાકા મરણ તોલ બીછાણા ઉપર પડયા હતા. દાકતરોએ તેના બચવાની આશા છોડી હતી.

તે ઘરમાં એક સીનગારેલા ઓરડામાં રાલ્ફ અને તેની મોહોરદાર બેઠેલાં હતાં. બંનેનો ચેહેરો ઉદાસ અને ચીંતાતુર હતો. તેઓ એકમેક સાથ કાંઇ ધીમે સાદે વાત કરતાં હતાં. ધીમે સાદે એટલા માટે કે રખેને તેમનો અવાજ દુરના ઓરડામાં જયાં રોજર મોહોંતના ફીરેસ્તા સાથ મુખત લડાઇ ચલાવતો હતો તેના કાન ઉપર જાય.

"ત્યારે દાકતરોએ તેની આશા છોડી" મીસીસ રાલ્ફ બોલી.

"હા. અને તેઓના કહેવા પ્રમાણે હવે બહુ તો માત્ર કલાક બે કલાક કાઢશે," રાલ્ફ બોલ્યો.

"બીજા બે કલાક ?" મીસીસ રાલ્ફ બોલી. "તેતો ઘણા થઇ ગયા. એટલામાં તેને પોતાના દીકરાના લાભમાં વીલ (વસીઅતનામું) ફેરવવાનું બની શકશે.

બોલતી વેલા તેની નજર સગડી તરફ હતી. બળતાંનો ઉજાસ તેણીના તે વખતના પાપી ચેહેરા ઉપર પડતો હતો.

"તું એમ સમજેછે," રાલ્ફ બોલ્યો "કે વીલ હેનરીના લાભમાં થશે?"

"હા, હું ખાતરીથી કહુંછું કે તેમજ થશે," કારહીલ બોલી, "કેટલુંક થયું તે પોતાના દીકરાને ભારે મમતાથી ઇયાદ કરયો જાય છે. તેણે પોતાની બયરીને મરતીવેલા જે કબુલાત આપી હતી, તે તેનાથી પાર પડી નહિ તે માટે વિલાપ કરેછે."

"તે જે વખત જાયછે તેમાં કોઈ મંદરી એજ આપણા લાભનું છે," હેનરી હસતો સુખરો કરી બોલ્યો, "નવું વીલ કરશે! મે તેની તો સાવચેતી રાખીછે. શું આટલા ચાંપતા ઉપાય અને કાવતરાં કીધા પછી તું એમ સમજે છે કે અંતઘડીએ મારૂં સઘલું કીધેલું ધુલ મલશે ?"

"પણ તેણે કાયદાના હીમાયતીને તેડવા મોકલ્યો છે," કારહીલ બોલી, "અને સ્ટીફન વકીલને તું લાલચ આપી શકનાર નથી."

"તે તો ખરૂં; પણ મેં એવો બંદોબસ્ત રાખ્યો છે કે કાકાના મુવા આગમચ તે અહી આવી શકનાર નથી." રાલ્ફ બોલ્યો. "મેં આપણા ઘોડાવાલા જોઝફ ક્રીસુને સ્ટીફનને લેવા મોકલ્યોછે પણ તેને ખુબ સમજાવ્યો છે કે જતાં રસ્તામાં ઘણીજ ઢીલ કરવી અને જોઝફને અહીં વખતસર લાવવાને બદલે ઘોડાના પગ ભાંગી નાખવા. એ તેની સેવાના અવેજમાં રૂ૧૦૦ તેને મલશે."

"વાહ એતો ઘણુંજ ઠીક થયું," કારહીલ બોલી, "પણ રાત જલદી પડેતો સારૂં."

"અને હું," રાલ્ફ બોલ્યો, "પણ ચુપ કોઈ આવેછે."

તેણે મોઢાં ઉપર ઇસારત કરતી આંગલી રાખી અને બારણા તરફ કોણ આવે છે તે જોવા નજરે કીધી.

"અંદર આવો." કોહએ બારણું ઠો-

કહ્યું તેના જવાબમાં તે બોલ્યો, એટલે ઘરડો બતલર દાખલ થયો. તે બતલર છેક નાની ઉમરથી તે કુટુંબની ચાકરીમાં રહેલો હતો; તેની આંખમાં આંસુ હતાં.

"મેરબાન સાહેબ," બટલર લહડતો બોલ્યો "શેઠ તમને તાકીદથી બોલાવે છે.

"ઓપ આવ્યો," રાલ્ફ બોલ્યો, "પણ વીનગેત, કાકા કેમ છે?"

"તેવણ ઘણાજ બગડતા જાયછે," વીનગેત બોલ્યો, "તેવણ કાંઇ બકઝોવાર કાઢે એવું નથી, દુખનું જોર ઘણું નથી; પણ નબલઇ અતિશય થતી જાયછે."

"અરે મારા કાકાજી!" કારલીન ઢોંગ કરી આંખમાંથી આંસુ પાડતી બોલી.

"મારે ખાતર તારી લાગણીને દાબ," રાલ્ફ બોલ્યો અને પછી તેણીને બોસો લઈ બટલરની પુઠે ગયો.

તે ઘરડા બટલરે આહિસ્તે રહી બારણું ઉઘાડ્યું. તેઓ રોજરના બીછાના આગલ ા. રાલ્ફ કેટલોક વખત બીહીકથી થોભી ા. તેણે પેલા મરણ તોલ રોજર તરફ નજરને આનાકાની ફાંકી. તે ઓરડામાં રવા કાપો. તેનો ચેહેરો ફીકો થયો હતો.

"રાલ્ફ તું છે કે?" રોજર મરતો મરતો બોલ્યો. "મારી આંખે તદન ઝાંખ વલીછે, હું કોઇને ઓલખી શકતો નથી."

"હાજી, કાકા, એતો હું છું" રાલ્ફ ગુણગુણ મદીએ બેસી બોલ્યો. "કાંઇ હોકમ કાકાજી."

તેણીની તરફ મોહોબત દાખવી કે જેની મોહતાજીમાં તે બીમારીને પ્રાણ છોડવો પડ્યો હતો.

"તમે મને કહ્યું તેવીજ મેં તેને તેડવા માણસ મોકલ્યું છે," રાલ્ફ બોલ્યો.

"પણ તે વખતસર આવશે કે? મને ડર લાગેછે કે રખેને તે મારાં મરનબાદ આવી પોહોંચે".

એ બોલતી વખત રોજર માર્ચમેંત પોતાનાં તકીઆ ઉપર ઉઠ્યો અને ઘડીઆલ તરફ નજર કીધી.

"તે હમણાં આવશે. તમે કાંઇ ચીંતા કરો ના," રાલ્ફ બોલ્યો, "મેં ટ્રીપ ઘોડાવાલાને ગાડી આપી દોડતો મોકલ્યો છે અને તાકીદ કરીછે તેથી તે ઓપ આવી લાગશે."

"ઠીક," રોજર બોલ્યો, "મારે કાંઇ વીલમાં ફેરફાર કરવોછે. તે ન કરતો જેને હું ચાહુંછું તેની તરફ ગેર ઇનસાફ ગુજરે."

બોલતી વખત રોજરે ડચકું ખાધું. મોહોતનો કાસદ તેને આવી પોહોંચેલો લાગ્યો. તે અંતકાલે પસ્તાવા લાગ્યો કે તેણે પોતાની વફાદાર, સદગુણી, અને હેતવંતી મોહોરદાર તેમજ તેણીના ફરઝંદ તરફ ઘણીજ નાલાયક ચાલ ચલાવી હતી. તે અફસોસ કરવા લાગ્યો કે તેમના બાબમાં જે કરવાનું હતું તે તેણે કર્યું નહીં.

"રે ખુદા, તું કયાકબો ફાંસો ફરવાનો છે," રાલ્ફ મનમાં બબડ્યો, "કદાક બચે તો ફેર-

ફરતો હતો; હાંફો ચાલતો હતો. મોઢાં ઉપર પરસેવાના ઝરન ફુટતાં હતાં; અને હવે તો અંતકાલ પાસે આવી પુહો હતો.

॥ કલાક વહી ગયો અને વકીલતો કોઇ આવ્યો નહી. તડોરો વાગો. ઘરડાએ ફરીથી ઉઠવાની કોશેસ કરી; પણ હવે તેનાથી મુદ્દલ ઉઠાયું નહી.

એકાએક બાહાર કોઇની ગાડીના ચાકનો ખડખડાત સંભળાયો. રાલ્ફનો ચેહેરો મરનતોલ ફીકો થઇ ગયો. તે અપરાધી જીગરે ઓરડાની આસપાસ નજર ફેંકી બોલ્યો. બચીત દરીયુએ મને ઠગ્યો નહી હોય. તે વકીલને વખતસર વીલ બનાવવા લાવ્યો નહી હોય?" એવા ડામાડોલ વિચારમાં તે ઘણોવાર રહયો નહી. તેને ગાહા સમાચાર જલદી ખબર પડયા. ઓરડાના બારણાં ઉઘડયાં, અને સ્તીફન વકીલ દાખલ થયો.

"શુક્રે ખુદા. મારો પેગામ તમને વખતસર મળ્યો." રોજર બોલ્યો. "તમારાં દરશણ થવાથી હવે હું મારો પ્રાણ છોડીશ."

"કીઓ પેગામ," વકીલ અજબ થઇ બોલ્યો, "મને કાંઇ તમારો સંધેસો મળ્યો નથી. હું તમને બીમાર જાણી મલવા આવ્યો છું, તે એવી આશાથી કે કદાચ તમને કોઇ રીતે કામ લાગું."

હવે રાલ્ફને ખબર પડી કે જોસફ દરીયુ તેની સાથ દગો રમ્યો નથી. પણ તેમાં તેનું વળ્યું શું, કોઇબી રીતે વકીલ તો તાંહાં આવી લાગો હતો.

"સત્યાનાસ, થઇ ચુકું હવે, અરે નબોદજાત વકીલ તારૂં," રાલ્ફ, ડાક્તર અને આયા પછવાડે ઓરડામાંથી બાહાર નિકલતાં બોલ્યો.

ઓરડામાં વકીલ અને રોજર શીવાય બીજું કોઇ રહ્યું નહી.

પેલા વકીલે જ્યારે રોજરને એવું કહ્યું કે તેને કાંઇ પણ સંધેસો "મારચમેંત હાઉસ" તરફથી મળ્યો ન હતો ત્યારે તે ભોલ બોલ ખરો હતો. બટલરે જ્યારે પોતાના ધણીની બાહેસ્ત વીલમાં કાંઇ ફેરફાર કરવાની જોઇ ત્યારે તેણે કોઇ જાણે નહી તેમ વકીલને તેડુ મોકલ્યું હતું, અને તેજ ઇજન ઉપરથી તે તાંહાં આવ્યો હતો.

થોડા વખતમાં સ્તીફન વકીલે ઓરડાનું બારણું ઉઘાડયું પણ તે ઉઘડતાંજ રાલ્ફને વિજલીપેરે નિરાશીનો આચકો લાગો; કારણ કે તેણે "મારચમેંત કુટુંબ"ના વડા તરીકે રેહેવાની આશા બાંધી હતી. વળી તે સારી પેઠે જાણતો હતો કે ઘરડા રોજરે ગુસ્સાનો ભોગ થઇ હેનરીને પોતાના વીલમાંથી દુર કીધો હતો.

"જલદી થાવો" વકીલ બોલ્યો, "બે ચાકરોને તાકીદીથી અંદર બોલાવો. મને તેમનું ઉતાવળથી કામછે."

બટલર અને કારભારી ઓરડામાં દાખલ થયા. તેઓએ નવાં વીલ ઉપર સાખ કીધી. હવે રાલ્ફ અને દાક્તરને ઓરડામાં દાખલ થવાં દીધા. સઘળાઓએ જોયું કે છેલ્લી થોડી મીનીટમાં રોજરમાં ઘણો ફેરફાર થયો હતો.

વીલ ઉપર સહી કરતાં તેને ઘણી મુશ્કેલ પડી, પણ એક વખત સહી કીધી એટલે તેના નખાયલા ચેહેરા ઉપર તાઝગી અને શાદમાનીનાં ભગાં ચીન્હો એકાએક માલમ પડયાં.

થોડા વખતમાં તેણે પોતાનો પ્રાણ હકતાલાને સોંપ્યો. મરતી વખત છેલ્લું ડચકું પોતાની બેહેસ્તન ઓરત કે જેની તરફ તેણે પોતાની જીંદગીમાં કોઇ દીવસ પણ સારી ચાલ ચલાવી હતી નહી તેણીની ઇઆદમાંજ ખાધું.

મરણની થોડાંક દીવસ આગમચજ આ દુન્યાઇ ખુવો તેના મગજમાંથી ઉઠી ગયો હતો.

(ચાંપન.)

# પેટબોલુ પંચી.

## પ્રકરણ ૫ મું.

માવતરની કાકલુદી-બુધા જોહન કાકાનો ગભરાટ. એક કન્યાની ધમાનને ધગ.

પેહેલ પ્રપાટે લોકોમાં જાહેર દેખાવ કેવો અસરકારક અને ફતેહમંદ નીકલ્યો તે જાણી વેલેનતાઇનને અતિશય હરખ ઉપજીઓ. તે ઘર ગયો અને તાંહાં પેલા હાલમાહેલા સીપાઇઓની ધરપકડ તથા લોકોની દોડાદોડ, તેમજ બુમના અવાજ કરવા લાગો જેથી તેની માવતર ચોંકી અને તેના દીલમાં આવેલું છે એવું સમજી. તેણીની પોતાના પેટર આગલ ગંઈ અને રડતી રડતી તેને જણાવ્યું કે. વેલેનતાઇને જાંહાછે તાંહાં ધતુરો ખાધો છે, જોહાન કાકાએ તેને પંડી પાડી વેલેનતાઇન પોતાની નજદીક બોલાવ્યો, અને ધમકાવને પુછયું કે આ સર્વ ફસાદની મતલબ શું?

"કીઓ ફસાદ કાકાજી?" વેલેનતાઇન બોલ્યો.

"કીઓ ફસાદ!" જોહન કાકા બોલ્યો, "કાં એ બધું; એ બધી તારી ચાલ! એજતો"

"કેઈ ચાલ?" વેલેનતાઇન ચંડે કલેજે બોલ્યો.

"કેઇ ચાલ?" જોહને કહ્યું, "કેમ શું કાંઇ દેવાનો થયો છે કે?"

"દેવાનો શાનો?" વેલેનતાઇન બોલ્યો. "કોણ કહેછે કે હું દેવાનો છું. આપણે તો કાંઇ જાણતા નથી."

"તું તો કાંઇ જાણતો નથી?" જોહાન બોલ્યો, "આ શું, તારી માવતર શું કહે છે. ઘરમાં સોહોર ને પોકાર શાનો કરી મુકેછે? ધીઆન રાખજે ફરી એવું કરીને તેણીને દુખ લગાડશે તો 'મેદ હાઉસમાં' નખાવીશ. કમબખ્તી આવીછે કે? તું આખો દહાડો ગઇ કાલે કાંહાં કહરયો હતો? શું કામમાં રોકાયો હતો?"

"હું તો મીતીંગમાં ગયો હતો."

"મીતીંગમાં? કાં, મીતીંગમાં શું કામ હતું?

"નહી કાકાજી, એટલા ગુસ્સે ના થાવો. હું તમને સઘલું ખરેખરૂં કહી દઇશ."

"ગુસ્સો કરૂં! ગુસ્સો શાને માટે?" જોહાન બોલ્યો, "કેહેની, તું શું કહેવા માંગેછે."

આ તકે વેલેનતાઇને પોતાનો આગલા દીવસનો હેવાલ વિગતવાર તમામ કહી સંભલાવ્યો. જે સાંભલતી વખત જોહન કાકા કલેજું ધરીને હસતા હતા; અને જયારે ખમાતું ન હતું ત્યારે "બસ બસ" કરી બોલતા હતા. પણ વેલેનતાઇન કાંઇ અચકતો નહીં. હસતાં હસતાં જયારે જોહન કાકા ઘણાજ થાકી ગયા ત્યારે બોલ્યો "બસ કર? ઝબાનને આમોથી આપ, નાનકરા લુચ્ચા! બસ કર હવે. આ કેવું તેં લુચાઇનું કામ કીધુંછે? શું તને એવું કામ કરતાં જરા આચકો નહી લાગો? જા નીકલ અંહીથી, અને ખબરદાર જો ફરીથી એમ કીધુંચ તો?"

કાકાનો હુકમ સાંભલી વેલેનતાઇન ઓરડાની બાહાર નીકલ્યો. નીકલ્યો ખરો પણ તે માત્ર બીચારી હાણાને રાંધણીમાં તાબા પડવા. રાંધણીમાં તે પગ શું મુકે કે એક ચાર માસનાં નાનકરાં બાલકનો એક જુની પેટીમાંથી જારબેજાર રડવાનો પોકાર નીકલવા માંડયો. બીચારી હાણા તો ડંગ થઇ જોયાજ કરે, અને વેલેનતાઇન તેણીને ઉલટો દંમ કરે એટલે તે બીચારી આકરી ગાભરી પેટી ખોલે; અંદર નહી તો નીચે દવે; નહી તો પેટી પછવાડે દવે; જોય જોય ને નીરાશ. એક ગમ જાય કે બીજી ગમથી અવાજ નીકલે; તે જોઈ તે ગભરાંઇ અને રાંધણીમાંથી

બાહાર નીકળી પડી; કારણ તે સમજી કે બખા-ચીખાંણામાં કાંઈ ભુતનો ચારોછે.

નીચે એ રવેશે હાણુનો ગભરાત મચી રહ્યો હતો ત્યારે વેલનતાઇનની મા તેણીના બાપ સાથ વેલનતાઇનને કો મોકલી દેવાને કાંઇ મનસુબો ચલાવતી હતી. તેઓએ તેને મી૦ ગુદમેન નામના એક મીત્રને ઘર લંડનમાં મોકલવાનો ઠરાવ કર્યો, અને મુસાફરીની બધી તઇયારી કીધી. વેલનતાઇનને એ વાત જણાવી. તે સાંભલી તે અતીશય ખુશી થયો.

બીજે દહાડે વેલનતાઇન અને મીસીસ પોક્ષ કપડાં પેક કરવામાં રોકાયાં જ્યારે જોહન કાકા મી૦ ગુદમેન ઉપર પત્ર લખવા બેઠા. તે રાત્રે વેલનતાઇનને ઉંઘ આવી નહી; તેનું બધું ધીઆન મુસાફરી અને તેની મઝાહ ઉપર લાગેલું હતું. બામદાદમાં ૪ વાગે તે ઉઠ્યો. ઉપરવાના વખતને દોહોડ કલાક બાકી રહ્યો. જોહન કાકા વેલેનતાઈનને જોવા આવ્યો તેનો એવો વિચાર હતો કે જો વેલનતાઇનની તબીઅત મુસાફરીને લાયક હોય તોજ તેને મોકલવો નહીં તો હાલતુરતતો મોકુફ રાખવું. નામનો તઇયાર થયો. વેલનતાઈનને કે મીસીસ પોક્ષને કાંઇ ખાવા ગમ્યું નહી. ગાડીનો વખત થયો. વેલનતાઇન પોતાની માવતરને ભેટી કાકા સાથ બાહેર નીકળ્યો. મીસીસ પોક્ષ કોઇ જાણે નહી તેમ કપડાં અને તોપી પેહેરી એક ગલીને નાંકે ઉભી કે જાંહાંથી ગાડી પસાર થવાની હતી.

"ચાલો, જલદી બેસો !" ગાડી હાંકનાર બોલ્યો. "આઇમન ઘોડાની નાલ બરાબર તપાસીછે કે ?"

"બરાબર છે, સાહેબ," આઇમન નાલ ફરીથી તપાસતો બોલ્યો. આ વખતે ગાડીમાં માલ ભરાતો હતો.

"ચાલો, મારો કુદકો, બેસો ગ્રહસ્થો !" ગાડીવાન બોલ્યો. વેલનતાઇન પોતાના કાકાની મરજીથી ગાડીની અંદર બરાબર-કોચબાક્ષની પછવાડે પીઠ કરી બેઠો.

"મેરબાની કરી મારી દીકરીને સંભાલજો" એક ઘરડી સ્ત્રી બોલી.

"કાંઇ ફીકર નહી," ગાડીવાન બોલ્યો "કોઇને કાંઈ અલવારે આવનાર નથી."

"સુકરાનાં," ઘરડી સ્ત્રી બોલી "જા દીકરી, ખોદા તારો નેગેહબાન થજો. જલદી જતાંવાર કાગલ લખજે."

"સંભાલજો !" ગાડી હાંકનાર બોલ્યો. "ઉહીત, ઉહીત ચાલ ઘોડા !" ઘોડાએ ચાલતી પકડી. પેલી ઘરડી સ્ત્રી પોતાની દીકરીને જતાં જોઇ જારબેજાર રડી. જોહન કાકા પણ વેલનતાઇનને વાસ્તે આંખમાં પાણી લાવ્યો.

"જગા નથી બાઇ જગા નથી !" ગાડીવાન મીસીસ પોક્ષને એક ગલીને નાકે ઉભેલી જોઇ બોલ્યો. એ બોલ સાંભલતાં વેલનતાઇનનાં ધ્યાન તથા નજર તેણીની તરફ ગયાં. તેણે તેણીને સલામ કીધી, જેના જવાબમાં તેણીએ પોતાનાં આંગલાં ઉપર બોસા લીધા.

બીચારા વેલનતાઇનનું દહર્દુ ભરાઇ આવ્યું તેથી ગાડીમાં પેહેલો કલાકનો વગર ખબરે ગયો. પણ કેટલેકવારે તેને તક મલી. ઘોડા બદલવાનું ઠેકાણું આવ્યું. ગાડી ઉભી રહી. ગુલર કોચમેન નીચે ઉતરયો, તેને જોઇ પાસેનજરો પણ નીચે ઉતરયા. આપણો વેલનતાઇનબી ઉતરયો. રસતા ઉપર એક હોતેલ હતું તાંહાં જરા ફરેશ થવા સઘલા ગયા. બે ચાર મીનીટમાં પાછા ફરયા. વેલનતાઇનને હવે પોતાનાં કામ માટે ઉલત આવી. "ઉવીત ઉવીત," કોચમેન ગુલર બોલ્યો. ઘોડા ચાલવા લાગા.

"સબર, સબર, હો !" દુરથી એક અવાજ આવતો હોય તેમ વેલનતાઇન બોલ્યો.

"અરે કોઇ પછવાડે રહી ગયુછે, ગુલર" એક પાસેનજર ગ્રહસ્થ બોલ્યો.

"એક જન દોડો તો" તુલર બોલ્યો, "ઠીકછે, ચાલ ઘોડા. એથી તે શીખશે કે વખતસર હંમેશ બરાબર હાજર કેમ રહેવું. એ રવેશે જો દરેક ઉતારને વાસતે હું ખોતી રહીશ તો મુસાફરી પુરી કરતાં પખવાડયું થઈ જાય."

"અરે, સબર, સબર, સબર!" વેલનતાઈન કોઈ હાંકતાં માણસનો અવાજ કાઢી બોલ્યો:

એક ડુંગર ઉપર ચડયા પછી તુલર લગામ ખેંચી. પાછો ફરી કોણ છે તે જોવા લાગો પણ કોઈ નજરે પડયું નહી,

"કાંહાં છે તે" તુલરે પુછયું.

"ખાઈમાં!" વેલનતાઈન પોતાનો અવાજ પછવાડે નાખી બોલ્યો.

"ખાઈમાં?" તુલર બોલ્યો, "તોબાહ પણ કાંહાં?"

"પેલા," વેલનતાઈન બોલ્યો.

"રે, રે!" એક પાસેન્જર જે પાદરી હતો તે બોલ્યો: "બીચારો શખ્સ થાકી જવાને લીધે ખાઈમાં પડયો હશે. રે ભલા ગાડીવાન, એ કેવું ખોટું છે, જરા ગાડી ઉભીતો રાખ." કાંઈ અકસમાત બનશે એવી ધાસતીથી તુલર તે પેસેંજરને ખાઈમાંથી બાહાર કાઢવા હેઠલ ઉતરયો; પણ જોકે તે કાંઈ સેંકડો ફુત ડુંગરા નીચે ઉતરયો પણ કોઈની કાંઈ નિશાન માલમ પડી નહી. થાકીને હાંફતો હાંફતો પાછો ઉપર આવ્યો અને પુછયું કે "તે શખ્સને કોઈએ દીઠોછે."

"આપણે તો બા એક છોકરાને ઝાડી ઓલંગી આવતાં દીઠોછે." એક ઉતારૂ બોલ્યો.

તુલરે પાસેન્જર બુક કાઢી, ઉતારૂ ગણ્યાં. બધા બરાબર હતા. તે પાછો બાક્ષ ઉપર ચડયો. તેના મનમાં એવો વિચાર હતો કે કોઈ ઝાડીમાં બરાઈ બેઠેલો શખ્સ એવા અવાજ કાઢી ચેરાં કાઢતો હતો.

"ઉહીત, ઉહીત." બોલતાં તુલરે ઘોડાને ચીમકી લગાવી. તેઓ ચોંકયા અને છલંગ મારવા લાગા. પાટો હુકમાંથી નીકલી ગયો; જે બરાબર કરવા તુલર હેઠલ ઉતરયો. બરાબર કીધા પછી પાછો ચડયો; પણ કોચબાક્ષ ઉપર તે બેસે શું કે વેલનતાઈને એક હડખાં કુતરાંના જેવો સાદ કોચબાક્ષની તલેથી આવતો હોય તેમ કાઢયો. તાબરતોબ ખુબ પાડનોજ કાલા પોષાકવાલો પાદરી હેઠલ ઉતરી પડયો, અને બોલ્યો "રે બોદા એ કેવું ખોટું! કેવું ભય ભરેલું! તમે મને કહયું કેમ નહી કે મારા પગની નીચે એક કુતરો બાંધ્યો છે."

"મને પણ કોઈએ કહયું નહી," તુલર બોલ્યો, "હું શું જાણું, ચાલો આવો આપણે એને બાહાર કાઢીએ."

"નહી, નહી, નહી, કદી નહી, તું શું હડખું લગાડવા માંગેછ કે?" પાદરી બોલ્યો. "મને પ્રથમ નીચે ઉતરવા દે અને પછી કાઢ."

"બેસો ત્યારે" તુલર બોલ્યો "તમારા પગ મજબુત બાક્ષ ઉપર મુકી રાખો. આપણે પછી એની ખબર લેશું." એટલું કહી તેણે પાછી ઘોડાને લગામ દીધી એટલે તેઓ ફુલ ગેલપ ચાલવા લાગા.

પેલા ગ્રહસ્થે તુલર સાથ વાત ચલાવી તેમાં તેણે લંદન શેહેરમાં તેના એક મીત્રના ઘરની નજદીક એક હડખા કુતરાને લીધે કેટલાક લોકોને મેહિત ખમવું પડયું તે વાત જણાવ્યું. વાતનાં દરમ્યાનમાં વેલનતાઈને કુતરાના ઘુરવાના જેવો ઓંચીંતો સાદ કાઢયો જેથી પેલા ગ્રહસ્થ અને તુલર બંને ચોંકયા અને કોચબાક્ષ ઉપરથી હવામાં ઉંચે પગ ધરયા અને પછવાડેના ઉતારૂઓના ખોલામાં માથાં નાખ્યા.

"નહી, નહી, નહી," પેલા ગ્રહસ્થ બોલ્યો, "આપણાથી એમ કેમ બેસાય! મારૂં દીલ ધ્રુજેછે. મને તો બેસતાં બીહીક લાગેછે."

ટુલર ફરીથી ચઢીને ઘોડા ઉભા રાખવા હેઠલ ઉતરવા જતો હતો; પણ એટલામાં તેની નજર દૂર રસ્તા ઉપર બીજા નવા ઘોડા બદલવા તઇઆર રહેલા હતા તે ઉપર પડી; તેથી તેણે ગાડી ઉભી રાખી નહી. તે બોલ્યો "જરા સબુર કરો પેલા સ્ટેશન આગલ આપણે ઉભા રહીશું અને એ કુતરાના ધણીની ખબર લેશું. તેને એવો સવાદ દેખાડશું કે તે જનમ સુધી યાદ કરતો રહેશે.

"અરે કોચમેન, રે કોચમેન મારી ટોપી ઉડી ગઇ!" વેલિનતાઇન ગાડીના પછવાડે અવાજ નાખી બોલ્યો.

"સારું થયું" ટુલર ફરીને બોલ્યો, "તે લાવવા તનેજ દોડાઉશું, ફીકર નહી."

ઘોડા બદલવાનું મકાન આવ્યું. ટુલર નીચે ઉતર્યો. પેલો ગ્રહસ્થ પણ ઉતરતો હતો એટલામાં વલી કુતરાનો ઘુરકવાનો અવાજ નીકલ્યો અને હવે જુઓ કે તે બીચારો ગભરાઇને એક ઘરડા ઘોડાવાલાની ઉપર જઇ પડ્યો જેથી બંને અકુલાઇ જમીન ઉપર પડ્યા.

"કેમ સેઠ ઉતરતાંજી આવડેછ કે નહી?" ઘોડાવાલો ઉભો થઇ બોલ્યો.

"માફ માંગુછું ભાઇ," ગ્રહસ્થે જવાબ દીધો.

"ચાલો, આવો હવે પેલા સેતાનને બાહાર કાઢીએ અને જોઇએ કે એ કોણછે," ટુલર બોલ્યો, "ચાલ જીમ, જરા મદદ લાગ"

જીમ તેની નજદીક ગયો. કુતરો તો અતિશય ઘુરકવા લાગો. પેલો ગ્રહસ્થ જીમને સંભાલ રાખવા ચેતાવતો બોલ્યો "ખબરદાર કુતરો ધાપું ભરશે."

"હેરી જરા આવતો!" જીમ બોલ્યો, "તને કુતરાનો બીક નથી લાગતો."

હેરી આવ્યો; સેમ આવ્યો; પછી બાબ અને બીલ; પણ કુતરો કોઇ નજરે પડ્યો નહી; અને ઘુરકવાનું જોશબંધ ચાલુ રહ્યું તેથી કોઇએ પણ તે ખરાબ જાનવરને બાહાર ખેંચી કાઢવા બાક્ષમાં હાથ ઘાલવાની હીમત કીધી નહી. બાબ, તેટલા માટે ટામ લુહારને બોલાવા ગયો. તે લુહારને વાસ્તે એવું કહેછે કે તે હડખા કુતરાથી જરા પણ બીહીતો ન હતો. બે ત્રણ મીનીટમાં ટામ લુહાર હાથમાં લાલ તપાવેલી લાંબી ગરાડ લઇને આવ્યો.

"અરે રે!" પેલો ગ્રહસ્થ કમકમીને બોલ્યો, "બીચારાં પશુ તરફ એટલા ઘાતકી ના થાઓ."

"ત્યારે શું આખો દહાડો અહીંજ ઉભો રહું કે?" ટુલર બોલ્યો. "કોઇબી રીતે એને બાહાર કાઢવો જોઇએ."

એ ઉપરથી લુહારે સલીઓ આણીગમ પેલી ગમ ખુણેખટોલે ભોકયો; અને દર ભોકવે કુતરાના રડવાનો અવાજ દયા ઉપજાવે એવી રીતે નીકલયો.

"હું તમને કહું એ કેવો કુતરો છે." ટામ લુહાર બોલ્યો, "એતો હડખો કુતરોછે."

"તે તો અમને પણ ખબર છે," પેલો ગ્રહસ્થ એક ગાડી ખાલી હતી તે ઉપર ખાલીકનો મારયો ચઢી જઇ બોલ્યો.

"એ ખુલ તેરીઅર જાતનો છે," લુહાર બોલ્યો, "એના ભસવા ઉપરથી મને લાગેછે. એ કુતરો હડખો થાય તો ઘણું ખરાબ."

"ત્યારે એ પીડાનું શું કરીએ," ટુલરે પુછ્યું.

"ગોલીથી મારો, ગોલીથી," પેલો ગ્રહસ્થ ગાડીમાં સંભાલથી ભરાઇ બેસી બોલ્યો.

"મારી પાસ એક પીસતોલ છે" લુહાર બોલ્યો. "જા બાબ, તે લઇ આવ. તે દુકાનમાં બારીને માથે અભરાઇ ઉપરછે."

"પીસતોલ લાવ્યો, ઠીક ત્યારે," ટુલર બાબને લાવતાં જોઇ બોલ્યો. "ઘોડા વખતમાં એનો અંત આવવાનો હવે."

"એ ભરેલી છે કે?" ટામને પીસતોલ આપતાં પુછ્યું.

"જરૂર નહીં; બીજાનાં કામમાં શું કરવા જોઇએ."

"પણ આપણા શેઠનું કામ તે આપણુંજ કામ સમજવું જોઇએ! પણ રોજ હથોડી અને કાનસ ચાલવાનો અવાજ આવેછે તે શાંનો હશે. જો સાંભળ!"

અને હથોડીના અવાજથી ખચીત આખું ઘર ગાજી રહ્યું. ત્યાર પછી કાનસના ઘસારાના અવાજ નીકળ્યા.

બટલર ધીક્કારથી હસ્યો અને ફરીને બોલ્યો, "બારાસ, એ કેવું અફસોસ જેવું છે કે જે કોઇ તમને લાગતું વળગતું ન હોય તેમાં માથું ઘાલવાની કડાકુટ કરવી. અગર આપણા સાહેબ સવારથી સાંઝ સુધી દિવાલમાં ખીલા ઠોકે, તો તેમાં તમારું અને મારૂં શું લેવાઇ ગયું."

"અરે, પણ તે કાંઇ ભીંતમાં ખીલા ઠોકતા નથી," બારાસે ઉલટથી જવાબ દીધો. "એતો લાખંડ ઉપર ખીલા ઠોકે છે, શેપીઅસ સાહેબ, અને એ વાતના હું કસમ લઉંછું!"

"પણ તેમ કરવાનું તમને કારણ શું?" શેપીઅસ બોલ્યો, "મારક્વીસ સાહેબ પોતાનો વખત કેમ ગુજારે છે તે જાણવાની મને તો કાંઇ ગરજ નથી?"

બારાસે પોતાનો પગ અધીરાઇથી જમીન ઉપર ઠોક્યો અને હોઠ કરડ્યો.

"પણ હું શેહાં, કાંઇ નવું જાણવા માગું છું. ફક્ત તું જે જાણેછે તેજ કહેની," બારાસ તાંણી તોડી હસતું મોંહ કરી બોલ્યો. "મને તો એજ લાગેછે કે એટલું છાનું શું કરવા રખાતું હશે."

"બારાસ સાહેબ," બટલરે બોલ્યો, "જ્યારે આપણાં સાહેબની એવી મરજી હોય કે મારાથી કાંઇ ચીજ છાની રાખે ત્યારે હું તો આંખ અને કાન ઢાંકી અખારા કરું છું. તેની રીતભાત ગમે એવી હોય પણ હું તેને હંમેશ માન આપવાની કોશેશ કરૂંછું; અને જો એક સલાહરૂપી શબ્દ તમને કહેવાની મને રજા આપો તો તમે પણ તેમજ કરો તો ઠીક.

એટલું કહીને પેલો લાયકીવાળો બટલર ચાલી ગયો, અને બારાસ કઢંગા વીચાર કરતો બેઠો. થોડેક વારે પેલું વર્તમાનપત્ર તેણે હાથમાં લીધું. તે માંહેલી મુખ્ય આરતીકલમાં ફરાંન્સ મહિલા દરેક ઉમરાવોને ગરદન મારવાની, અજારતાક રાજ્ય નાપસંદ કરનારાઓને કેદ કરવાની, તથા રાજા તેમજ તેના કુટુંબને ગરદન મારવાની મજબુત ભલામણ કરી હતી.

જમવાના વખત આગમચ તેના સાહેબે તેને પોતાની હજુર બોલાવ્યો ત્યારે તેની નજરે પોતાના સાહેબનાં ડાબા હાથનું એક આંગલું છુંડાઇ ગયલું દીઠું.

"સાહેબનાં આંગલાંને ઇજા થઇછે!" તે બોલ્યો, "સાહેબને જોઇએતો મલમ લાવી આપું."

મારક્વીસે દાઢું હુનાવ્યું.

"ના, ના," તે બોલ્યો, "એતો જરા ઘસારો લાગો છે."

"ઘસારો! સાહેબ પાસ માફ માગુંછું; જખમ ઉપરથી એવું જણાયછે કે જાણે હતોડી જેવાં બુઠાં હથિયારથી જખમ લાગોછે. આજે સાહેબે હતોડી વાપરી હશે!"

મારક્વીસનો રંગ બદલાઇ ગયો. તેણે કાંઇ પણ જવાબ દીધો નહી.

"અફસોસ જેવી વાતછે કે એવાં હથિયારનો ઉપયોગ સાહેબને કરવો પડે. સાહેબના હાથ એવાં ઓજારના વપરાસને લાયક નથી. અગર સાહેબને કાંઇ કામ હોય તો બંદા તે કરવાને હાજર છે.

"નહી, કંઇ નથી," મારક્વીસ ઉતાવલથી વચમાં બોલી ઉઠ્યો. "સહેજ છુંડાયો છે અને મને તો કાંઈ જણાતોબી નથી."

"પણ, માફ કરજો સાહેબ," ચાકર બોલ્યો "સાહેબના હાથનો રંગ દનપરદન બદલાતો જાયછે. જમનો હાથ-મુખ્ય કરીને તદન ભુરો રંગ પકડતો જાયછે, અને હથેલી તો માંરી માફક કદણ થઇ છે."

મારકવીસે ભવાં ચઢાવ્યાં.

"મારા હાથની તું દરકાર કરના" તે બોલ્યો, "એક ઉમરાવ આવા કઢંગા વખતમાં પોતાનું મગજ ઠેકાણે રાખે એજ બસછે."

"મગજ ઠેકાણે રાખે, એહ?" ચાકરે બોલ્યો. "આહ, સાહેબ! મને અજબ લાગે છે કે તમારૂં તમારાં ખભાં ઉપર સહી સલામત નથી!" (સાધન)

---

# ટેમપેસ્ત નાટક.

---

(અંક ૧ લા પાને ૧૨ મેથી સાંધણ.)

મીરેન્દા—ખરેજ બાવાજી આજ સુધી હું એના કરતાં કાંઇ અધીક ગ્નાન હોય તે સમજી લેવાનો ખ્યાલ પણ મારાં મનમાં આવ્યો હતો.

માસ્પેરો—તે વિષે તને વધારે માહીત ગાર કરવાનો વખત તો હવે આવ્યો છે. તારા હાથ લાંબા કર અને મારા દીલ ઉપરનો આ દુષંત્રનો જામો ઉતારવાને મને મદદ લાગ. (જામો કાઢતો) મારા જામા પડ તું દઇઆં. વળી, તારાં આંસું લુંછ અને કરાર પકડી વહાણ ભાંગવાનો જે દુખદાયક પ્રસંગ તેં દીઠો અને દઇવજોગે તારૂં દયાળું અંતકરણ ઘણું દુખાયું છે, તેમાં મારા મંત્રનાં જોરથી એવું કીધું છ કે વ્હાણ ઉપરના કોઇનાં જાન તો શું પણ તેમનાં એક બાલને પણ ઇજા પોંહોચવા દીધો નથી. વ્હાણ માંહેના લોકોની ચીચીઆરી તુંએ સાંભળી છે તથા જે વ્હાણને નીચે બુડી જતાં તું એ દીઠું છે, તે મધેના સર્વે જીવડા સહી સલામત છે. આવ, બેટી બેસ અહીઆં; કારણ તને હવે વિશેષ હકીકત સાંભળવી જોઇએ.

મીરેન્દા—બાવાજી, તમે પુષ્કલ વેળા હું કોણ છું તે કહેવા કહીને શિરૂ કરેછો, પણ વચમાં ઠોબાને મને "કહો કહો" બોલતી સાંભલી તમારૂં બોલવું એક કોરે મુકી "દીકરી હજુર કહેવાનો વખત નથી આવ્યો" એમ કહીને અખાડા કરોછો.

માસ્પેરો—તને તે જણાવવાનો વખત તો હવે આવ્યો છે. આજ પલ તને કાન ઉઘાડી સાંભલવાને આગ્ના કરે છે; માટે તે આગ્ના પાલ, અને સાવધપણે ચિત દઇ સાંભલ. આપણે આ બેટમાં આવ્યાં તેની પુરવેના દીવસ તને કાંઇ યાદ છે. યાદ તે કયાંથી હોય? મુસ-માં તું જ તે વખત ત્રણ વરસની વયની પણ ન હતી.

મીરેન્દા—ખરેજ, બાવાજી, પણ મને યાદતો કાંઇ આવેછે.

માસ્પેરો—તને શું યાદ છે? તને કાંઇ બીજા ઘરની ઇમ્મા કોઇ બીજાં માણસની યાદ રહીછે? જે કોઇનું સ્વરૂપ તારી યાદદાસ્તમાં રહેલું હોય ત મને કહે તો વારૂ!

મીરેન્દા—તે વાતને પણ, બાવાજી, ઘણા ઘણા દીવસ થયલા લાગેછે; અને જે મને યાદ છે તે યાદદાસ્ત ખાત્રીપુરવક હોય તેવું ભાસતું નથી; કેવલ સ્વપના સરખું તે ભાસેછે. પણ બાવાજી મને રમાડવાને સારૂં ચાર પાંચ આયા રાખેલી નહી હતી વારૂ?

માસ્પેરો—મિરેન્દા, ચાર પાંચતો શું; પણ એ કરતાંબી વધારે. પણ હજુર સુધી એ વાતની યાદ તારાં મનમાં કેવી બની રહીછે! એ શીવાએ આ અંધાધુર વખતના ઊંડાણ ભીતરમાંની બીજી કઈ ચીજ તને યાદ આવે છે? અતરે આવ્યા આગમનની આ વાત

જો તારાં ધ્યાનમાં રહીછે તો અતરે આપણે કેમ આવ્યા તે પણ તને યાદ હશે.

મીરેન્દા—પણ તેવું કાંઇ મને યાદ નથી.

માસ્પેરો—મીરેન્દા, આજ ૧૨ વર્ષ થયાં આ વાત બની, તે વેલાંએ તારો પેદર મીલાન શેહેરનો અમીર હતો; અને તેનું રાજ બલવંત રાજ્ય સાથ સંકૂ ધરાવતું હતું.

મિરેન્દા—ત્યારે શું તમે મારા બાવા નહી કે ?

માસ્પેરો—તારી માવતર કેવલ સદગુણની રાણી હતી, અને તે પણ તને 'મારીજ દીકરી' એમ કહેતી; તારો પીતા મીલાન શેહરનો ડયુક હતો; અને તું પણ તેને છાજે એવી કુલવંત રાજ કન્યા અને તેનો વારસ હતી.

મીરેન્દા—અરે ઓદા ત્યારે તો કોઇ ચંડાલનાં કંઇ કરતુકને લીધે આપણને ત્યાંથી અતરે આવવું પડ્યું એમ લાગેછે; ઇયાતો આપણાં કાંઇ રૂડાં નસીબાના જોરે આપણે અતરે આવ્યાં છીએ.

માસ્પેરો—બંધે, બંધે કારણ તેમાં બન્યાં. તારા કેહેવા મુજબ કોઇનાં બુરાં કરતુકથી જ મારો ત્યાં પગદંડો થયો; તોપણ આપણે, દહાડો પાધરો તેથીજ અતરે ખુશખુશાલી શાથ આવી પુગાં.

મિરેન્દા—તોબા, તોબા ! તે વેલાએ મારે વાસ્તે જે તમને વિપતી ભોગવવી પડી હશે તેનો વિચાર મારા મનમાં આવીને મારાં જીગરને ચાક કરી નાખેછે. તે વાત હવે મારાં લક્ષમાં પણ આવશે નહી. મેહેરબાની કરીને તમારી વાત આગલ ચલાવો.

માસ્પેરો—મારો ભાઇ, તારો કાકો જે આન્તોનીઓ નામથી ઓલખાતો હતો—પણ તું ધીઆન આપી સમજે છે કે? ભાઇ થઇને તે કેવો દગલબાજ નિકલ્યો ! તે ભાઇને આ જગતમાં તારા શીવાએ સર્વ કરતાં અધીક મોહોબતથી હું ચાહતો, અને તેજ મોહબત ખાતર મેં સઘલો રાજકારોબાર તેના હાથમાં સોંપ્યો હતો. તે વેલાએ સઘલાં શેહેરોમાં મિલાન પેહેલું ગણાતું હતું; અને ત્યાંનો અમીર જે હું પોતે તે સરવે બાબદમાં બુલંદ અને ઉતમ કલામાં અનુપમ પ્રવીણ હોવાથી સરવે ડયુકો ઉપર દરજ્જામાં બુલંદી ભોગવતો હતો. માત્ર એજ અભ્યાસમા રોકાયલો હોવાને લીધે રાજ્યનો તમામ કારોબાર મેં મારા ભાઇને સોંપ્યો. ભેદી વિદ્યાના અભ્યાસ મધે કેવલ ઘુંટાયલો રેહેવાથી હું સરકારથી બેગાણો થયો. તે તારા લુચ્ચા કાકા—પણ દીકરી તું સાંભલેછેની ?

મિરેન્દા—પુરતાં ધ્યાનથી, મેરબાન.

માસ્પેરો—એક વખત તેને લોકોની અરજી કેમ બાહાલ રાખવી; તથા કેમ ના પાડવી; કોણને વધારવો; કોણને તેની સરકશીને માટે તોડી પાડવો; એ બરાબર સમજવા ઉપરથી મારા હાથમાં આવેલા માણસોને તેણે જાણે કાંઇ નવાજ કરી નાખ્યા. હું શું કહું, તેણે તેમને તદન બદલી નાખ્યા, તેઓનાં આગલાં રૂપ બદલીને નવા જેવા કરી મુક્યા. અમલદારોની તેમજ પદવીની ચાવી તેના હાથમાં આવ્યાથી તેણે સઘલાઓને પોતાની મરજીને અનુસરતા ચલાવ્યા; અને પછી જે પ્રમાણે ઇન્ગી નામનો વેલો ઝાડના થડ ઉપર વિંટલાઇ જઇને તેને જોરથી કચડી નાખી તે માંહેલો જીવતો રસ ચુસી લઇને તેનો તદન નાશ કરેછે, અને તેનાજ રસથી પોતાને ફેલાવી નાખેછે, તેજ પ્રમાણે મારા ભાઇએ મારા ઉપર કરી લીધું. બેઠી, પણ તારૂં ચીત કાંહાં છે, અહી છેની ?

મિરેન્દા—હા મેરબાન, મારૂં ધ્યાનછે.

માસ્પેરો—એ પ્રમાણે દુન્યાઇ લાભો ત્યાગ કરી તદન એકાંતવાસ રહી ઇનશાની શકિત ઉપરાંતની બાબદોનો અભ્યાસ કરી

મારી મનશક્તિ તે વડે ખીલવવા તરફ; મેં મારો સર્વ જીવ અરપણ કીધો, તેથી મારા બેવફા ભાઇના દીલમાં પાપી ખવાસ ઉત્પન્ન થયા; અને એક ભલાં માંબાપની માફક તેના ઉપર મુકેલા મારા વિશ્વાસના બદલામાં તે બેવફા નીવડયો. તેની બેવફાઈ મારા વિશ્વાસના બોહોલાપણાના પ્રમાણમાં હદવનાની હતી. જેમ મારા વિશ્વાસનો મેં પાર ન રાખ્યો તેમજ તેણે બેવફાઈ કરવામાં કાંઇ હદ ન રાખી. એ મુજબ તે મારા રાજ્યની મેહેસુલનો ધણી થયો એટલુંજ નહી પણ મારી સતાની રૂહે જે બીજું કાંઇ હું મેલવી શકું તે પણ સર્વ તેના હાથમાં ગયું. બાદ, જે પ્રમાણે એક શખ્સ સત્યનો અપવાદ કરતો પોતાની મન શક્તિને એટલે વેર પાપમાં ગેડું બનારેછે કે પોતાના હાથેજ ઉભાં થયલાં બોટારાં ઉપર પોતેજ એકીન લાવેછે, તેજ પ્રમાણે આ મારો ભાઈ પણ પોતેજ ખરો ડયુક હોય તેમ પોતાને સમજવા લાગો. મેં મારી જગા ઉપર તેને મારા ડેપ્યુતી તરીકે મુકરર કરયો હતો તે ઉપરથી તથા એક તાજદારને તથા પાદશાહી ઓલાદના શખ્સને જે તમામ હક મલે છે તે હક સહીત રાજ્ય કારોબાર ખુબસી રીત ચલાવવા લાગો તે ઉપરથી તેનો લોભ વધ્યો. પણ તું સાંભલે છે કે?

મિરેન્દા—તમારી વાત, મેરબાન, બેહેરાને સાંભલતો કરે એવી છે.

પ્રાસ્પેરો—પછી તેને એવું લાગવા માંડયું કે, પોતે જે સરવે રાજ્ય સતા ચલાવેછે તે સતા અને પોતાની વચે પ્રાસ્પેરોનો ઓહદો છે તે પણ અને વારતે રહેવો જોઇએ. આખાં મીલાનનો ડ્યુક તે પોતે બનવો જોઇએ. હવે મારૂં ગરીબનું તો શું! મને તો મારૂં દફતર રૂપી રાજ્યજ વધીને મોટું થઇ ગયું હતું એજ બસ. આગલ ચાલતાં તેને એવું લાગવા માંડયું કે, હું રાજ્ય ચલાવવાને શક્તિમાન નથી. એટલુંજ નહિ પણ તેની રાજ્ય તૃષ્ણા તો જો!—તેણે નેપલ્સના રાજાની સાથે એકસંપ કરયો, અને તેને ખંડણી આપવા કહીને તથા પોતાનું રાજ્ય તેના રાજ્ય નીચે ગણીને પોતે તેનો તાબેદાર છે એવું કબુલ કીધું. પોતાની ગાડી તેના પગ ઉપર રાખીને, આજ સુધી એવી નામોશીમાં કદી પણ ન ગયલાં મીલાણ શેહેરને ધુલ મેલવ્યું. અરે રે? મારા રાજ્ય તારી પણ દુરદશા એવીજ કે!

મિરેન્દા—અરે ખેદ!

પ્રાસ્પેરો—તેની કબુલાત, અને તે ઉપરથી જે પરિણામ ઉત્પન્ન થયું તે પણ સાંભલ અને પછી કહે, કે આવા શખ્સને ભાઈ કહીએ કે?

મીરેન્દા—હું મારાં બાપઈ વીશે સારા શિવાય કાંઇ અમથોજ ભલતો વિચાર કરતા પાપી કહેવાઉં. સારાં માબાપને પેટે બુરાં ફરજંદ અવતરે છે.

પ્રાસ્પેરો—હવે તેની કબુલાત તો સાંભલ. નેપલ્સ શેહેરનો આ રાજા મહારો કટ્ટો દુશમન હતો, તેથી કરીને તેણે મારા ભાઇની અરજ ઉપર ધ્યાન આપ્યું; અને મારા ભાઇએ તેના ગુલામ તરીકે રેહેવાની જે કબુલાત આપી તે અને જે કાંઈ ખંડણી આપવાને કહ્યું હોય તે સરવેના બદલામાં મારા રાજ્યમાંથી મારી તથા મારી હાકમીની સેતાબ બુનબેખ ઉખેડી નાખવાને અને મીલાનના સુંદર રાજ્યનું માલેકપણું અને તેને લગતું સઘલું માનઅકરામ મારા ભાઇને આપવાને નેપલ્સના રાજાએ કબુલ કીધું. એ પછી દગા ફટકાથી તેણે એક ફોજ જમાવ કીધી અને જે મધ્ય રાત્રે એ દાવ સાંધવાનો તેજ મધ્ય રાત્રે આન્તોનીઓએ દરવાજા ઉઘાડી તે ફોજને મિલાન શેહેરમાં લાવી, અને તે મધ્ય રાતના અમલમાં એ કામ જેને સોંપ્યું હતું તેણે મને, અને તું રડતી હતી તેવી તને ઉતાવલથી બાહેર નસાડી મુક્યાં. (ચાલતું)

———(૦)———

## જાનવરોની બુદ્ધિ.

(અંગ્રેજી ઉપરથી.)

કોણે પંખીને આપ્યો સુબક,
કે બાંધે તે પોતાના માળા બેરંગ,
મેલે તેમાં ઘાસ અને લીલ અને ઉન,
અને તેના તાણા ને વાણાની માંહે,
ખોસે મુકી, સાંઠીને કલમતરાસ?

શિખવી કોણે ઉદ્યોગી મધમાખીને,
કે ઉડી તે જાય મિઠાં ફુલો તરફ?
અને ત્યાંથી સંચીહને લાવે તે મધ,
શીયાળામાં કરવા તે ઉપર ગુજાર?

શિખવી કોણે કમીની કીડીઓને,
માળાઓથી ખોદવાને પોતાના દર?
અને તેમાં ખોરાકને ભરવા થકી,
આપી કોણે તેઓને ઉંડી સમજ?

છે એ ગણુઁમાં ખોદાનો હાથ,
આપ્યું જેણે તેઓને બુદ્ધિનું બળ;
બીન બુધ્ધીનું પ્રાણી નથી હૈવાન,
કીડીથી તે કુંજર* છે બુધ્ધના દાસ.

જ. ન. પી.

## પરચુરન જ્ઞાન તથા રમુજ.

ઝાગરા ઈન્ડા દાઝવા ઉપર એક સાધારન ખાર જે "બેકીંગ સોદા" નામથી ઓળખાય છે તે તમામ ઉપાયોમાં સૌથી અકસીર જણાયોછે. દાઝેલી જગાની સપાટી ઉપર તેને સુકો ઈન્ડા ભીનવીને લગાડવો. જો ચાંપતી રીતે વખતસર લગાડયો હોય તો તેની અસર જાદુઇ ચમત્કાર જેવી છે.

* હાથી.

બીર દારૂની બનાવત—બીર એક જાતનો મીઠો દારૂછે. તે અસલના વખતથી જણાયલો છે તેની બનાવત,—ત્રણ ગ્યાલન મધ અતીશય ગરમ કરવું; પણ સંભાલ રાખવી કે કકરા આવી તે ઉભરાઇ ન જાય. એ ઉકરેલું મધ એક પીપમાં રેડવું. પ્રથમ તે પીપને ઠંડા પાણીથી અરધું ભરવું. આસરે ૨૫ મીનટ સુધી ઠરવા દેવું; પછી એક પૈંટ બીર કે કોઇ બીજા દારૂનું ફીન નાખવું અને એક ચમચો જાયફળનું તેલ તથા એક આઉંસ લીંબુ કે નારંગીનું તેલ રેડવું. સેવટે પીપ પાણીથી ભરી કાઢવું અને તેને જોસ આવવા દેવા.

થોડુંકની વાત ઉપર વેલાત ખાતે એક ખીલાડી ૨૪ વરશની ઉમરે મરણ પાંમી છે. ધન્યછે તેને. દુન્યામાં સરવેથી ઘરડી ખીલાડી તે ગણાય છે.

થાકરે કહેછે કે ત્રણ કારણ સર એક ઓરત સાથ કોઇ વિવાહ કરવાને તઇઆર થાય. ૧. ખુબસુરતી. ૨. બાહોસી. ૩. છોગરના ખવાસ. પણ આજે એ સર્વ કરતાં પઇસાવાલીનો જલદી ઉઠાવ થઇ શકેછે. પછી તેણીના જાતીગુણ ચાહે એવા હોય. પઇસાને લીધે લોકો ગાંડી ઘેલી સાથ પણ પરણવા છપનાવે છે.

ઉતર અમેરીકાના કકરતી થંડીવાલા મુલકમાં જે એસકેમો નામના ઇન્ડીઅન લોક રહેછે તેમને વિશે એવું કહેવાયછે કે તેઓ તેલ ઉપર ગુજરાણ ચલાવેછે. નહી વારું મામેજી?

ખરીવાત છે, બચ્ચાં.

પણ તેલ ચરબીનું થાયછે કેની?

હા, બેશક.

અને કેટલાંક તેલ જમીનમાંથી મલી આવેછે, તે બારું છેની?

બચીત.

ત્યારે તો તે એસકેમો લોકો જમીનની ચરબીમાંથી બનેલાં તેલ ઉપર પોતાના દીવસ કાઢેછે.

# સેતરંજ બાજી

## બાજી પેહેલીનો ખોલાસો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ |
| ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ |
| ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ |
| ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ |

૧. કાલે ઘરનો ઘોડો ૫ મે ઘર, ઉમ્મા ૩૮ મે ઘર ચાલવો.

૧. પાદશાહને ૭ મે ઘર; જવાની ફરજ.

૨. સફેદ ઘરનો ઘોડો ૨૨ મે ઘર પાદશાહને સેહ ઉમ્મા દેઈ.

૨. પાદશાહ ૮ મે ઘર જાય,

૩. પ્યાદો પેચ અને પયાજ માહાત.

બાજી ૨૭

સફેદ.



કાલાં.

પ્રથમ સફેદ મોહોરાંની ચાલછે અને કાલાને ત્રીજે હાથે માહાત છે.

☞ આએ "પખવાડયાંની મજાહ" ચોપાનીઉં તેના માલેકને માટે ફરદુનજી ફરામજી

નાના ચોકમાં એક ઉંચો માંચરો કરેલો છે. તે ઉપર એક ગંજાવર અફરગાન્યું મેલેલું છે. તેની ઉંચાઇ પાયાથી તે અફરગાન્યાનાં મથાલાં સુધી ૪૦ ફુટના શુમારે અંકઈ શકાય છે. તે માંચરો ચાર મજબુત થાંભા ઉપર ઉભો કરેલો જણાયો. તેની નીચે એક ગંજાવર પુટલું ભપકાદાર ઉભેલું જણાયું. તે ગોયા હઝરત સ્પેંતમાન જરથોસ્ત સાહેબની તસવીરને મલતું હોય એવું હતું. હવેલી એક મજલાની છે તેમાં અટકળતાં ૪૦૦ માણસો ભેગાં જમી શકે એવી સગવડ છે. બાહેર કમપાઉન્ડમાં મોટા મોટા બડેખાંઓ તથા અમીરોનાં પુતલાં ઉભાં છે. નામ વાંચતાં કોઇ ઠેકાણે સર ને ખીતાબ ખાંનદાનના તો કોઇ જગે મુગલોના તો બાજે ઠેકાણે મોટલાંબાઇ, બનાજી, વગેરે નામીચા ધરમાતુ નરોનાં નામ જણાય છે. એ સરવે નામ તેમજ અસલના વખતના ડુંગરો ઉપર ચાલતા ખુલ્લાં આતશ કદેહના પાયાંમાં સુગંધી સુકરના બલતાંના ભભુકા તેમજ તાંહાં ઉભા રહી બાંગે બુલંદ આવાજે ભણતા દસ્તુરોના સાદને ગગન સાથ જઇ મલતા હતા તે સઘળાં તરફ જોતાં અમને તો અજાયબી લાગી કે અરે એ અસલી બાગાનોનું ઈરાનવેજ તેમજ તેમના આગલી જાહો જલાલીનો દોર ફરો પાછો તાજો થયો હતો. અરે પણ હવે સવાલ તો એ લાગો કે એ નવું ઇરાન ઇબ્બા ફારસીસ્થાન કઇ જગા ઉપર અમે જોયું હશે. કદાચ તે બોરીબન્દરની પુર્વનો નવો પુરાયલો ભાગ તો નહી હોય! યવા મહાલક્ષમીના ફલાન આગલની કોઇ ખુલ્લી જગા તો ન હોય! બેમાંથી એક પણ સાચું ખરૂં.

આપણે તો એટલું જોઈ બેહોસીની બીમારીના લશકરને શરણ થયા. તે લશકરનો હુમલો એટલો તો મજબુત હતો કે ફકત ઝંબાઈ આવતાં દીલને કંપાવી છુટી કોઇ પણ માનવી બીમારીની ભાગોભાગીમાં જતી ડુબીઆરી ફજી દવાની ધાસ્તીની ખુવારીમાં ગીરફતારી જોયા વગર રહે નહી. અને એજ કારણુસર તે જગાનો ઇબ્બા કોઈ બીજી ચીજોનો પતો કઢાવવાના અમો ચુપકીદી અખતીઆર કરી રહયા તે એવા હેતુથી કે કોઈ પણ આપણી લક્ષમીબાઇના બેસુમાર ભંડારમાંથી બાહેર પડી એ ઉપલો દેખાવ મોડે વેહેલે બીજા સહાસીક પુરૂષોને પોતાની સફરમાં લઇ ખરો પાડી આપવાની જીગ્નાસાને હોંસ અને ઉલતના ઘોડા ઉપર સવાર કરશે. તથાસ્તુ.

---

# ખોદાઈ લાકડીને અવાજ હોય કે?

## પ્રકરણ ૪ થું.

જાણે કાંઈ ઓચંબો આવ્યો હોય તેમ રાલ્ફ પોતાના કાકાના શાંત પડી ગયલા ચેહેરા તરફ તગોતગ જોતો ઉભો. તેના હોઠ ઉપર જરા હસવાની નીશાન રહેલી હતી. તે નિશાન બાબે એવી કલ્પના કરતો હતો કે છેલ્લી ઘડીએ તેણે પોતાના કાકાને ઊલટાપ આપી હતી તેની ફતેહની ખુશાલી હતી. તેને પોતાના કાકાના મોત માટે જરા પણ દલગીરી લાગી નહી, જો કે તે જઈફ મરનારે તેની સાથ ઘણીજ સારી ચાલ ચલાવી હતી. તેના જીગરમાં ફકત એક લાગણી માટે જગા હતી—તે તદન કોડી વનાનો પુરૂષ હતો.

આજ સુધીમાં 'આરચમોંત હાઉસ' ને પોતાના કાકાના મરણ બાદ તે પોતાની મીલકત થવાની વકી રાખતો હતો અને જયારથી તે જઈફ મરદે પોતાના બેટાને પોતાની મીલકતથી રદ કીધો ત્યારથી તે વિચાર તેને ખાત્રીની લાગો કારણ કે હેનરી પછાડી પોતાના કાકાનો હકદાર વારસ તે હતો.

તેનાં સઘળાં કાવતરાં છતાં તેની મુરાદ પાર આવી નહી તે જોઈ તેને ઘણું લાગું; તે એટલે સુધી કે રાલ્ફ જો ચાહતે તો ગુસ્સામાં મરનારના ચેહેરા ઉપર લપરાક પણ લગાવતે.

'મારચમોંત હાઉસ' માં વડો પુરૂષ થવાની આશામાં મલકાવાનો તેને શું સબબ હતો, અથવા એક કામ્યા કાને તે ગરમ મીજાજવાલા ગરડા પુરૂષના કાલા બોલવા ઉપર ભરોશો શું કરવા મુકયો? અરે પોતાના કાકાની મેરબાની પોતાના ઉપર ઓઢી લેવાને તેણે કેવાં ફાફાં મારયાં હતાં! કેટલી ખુશામત કરી હતી. કેટલું બોઆરં કીધું હતું. તે સઘલાં ફાફાં, તે સઘલી ખુશામત, અને તે સઘલાં બોઆરાંનુ આ શું પરીણામ!

"આલો, આલો, પ્યારા સાહેબ, અહીઆં તમારૂં કાંઇ કામ નથી, બાહાર આલો," દાકતર બોલ્યો. તે સાંભલી રાલ્ફે ચોંકીને ઉપર જોયું. દાકતર તેનો હાથ પકડી તેને બાહાર લઇ ગયો.

"એ રૂવેશ તમારે ગમ કરવો જોઇએ નહી, ખચીત એમ ના કરો" દાકતરે દાદર ઉપરથી ઉતરતી વખતે તેને પતાવીને કહયું. રાલ્ફના ચેનચાલા બાબે તેણે મુખમાં ગોટું ખાધું હતું. તે એવું સમજતો જણાયો કે કાકાના મરણને લાધે રાલ્ફ એટલો દુખી થયો હતો.

"હું થોડા વખતમાં કરાર પામીશ, દાકતર સાહેબ," રાલ્ફ કાંશી કુશીને બોલ્યો, "પણ મને જખમ ઘણો સખત લાગો છે."

"બેશક," દાકતર બોલ્યો, "પણ હવે સમજો અને દીલને વારો; કારણ કે મરણ જીવનમાં કાંઈ ઇનસાનનો ચારો નથી. તમે તો બીમારાએ તમારી ફરજ બજાવવામાં કાંઇ બાકાત રાખી નથી."

"જુઓની કેવી, તે પણ કાંઇ જેવી તેવી નહી," રાલ્ફ ઉપર ડોકું ફેરવી બોલ્યો.

"તેના મરણ બાબે તમને ઘણું લાગે છે. એટલું કોઇના બેટાને પણ ન લાગે," દાકતર જીરારદ સાહેબ બોલ્યા. "પણ એ બુઢાનો એક દીકરો છે નહી વારૂ? મને અહીં આવ્યાને કાંઇ ઘણું થયું નથી, પણ તેમના વચે ઉપજેલા મીનકેસા બાબે સાંભલવામાં આવ્યું છે. વલી એટલુંબી સાંભલ્યું છે કે બંને એકેકથી જુદા પડયાછે."

"તમે જે કાંઇ સાંભલ્યું છે તે ખરૂંછે," રાલ્ફે જવાબ દીધો. "મારો પીત્રાઇ પાંચ વરસ થયાં ફરી જતો રહયો છે, અને એટલા વખતમાં કોઇને તેને વિશે ખબર પડી નથી. ઘર છોડતી વખત તેણે કસમ લીધા હતા કે તેનો બાપ મરે નહી તાંહાં સુધી તે કદી ઘરમાં પાછો ફરે નહી."

"અજાયબ જેવી વાતછે" દાકતર બોલ્યો. "કદાચ એટલા વખતમાં તો તે મરણ પાંમ્યો હશે. પાંચ વરસમાં તો કેટલું ઉંધું ચતું થઇ જાય."

"તોબાહ, તોબાહ, દાકતર સાહેબ, મારા પીત્રાઇબાબે એવું ના બોલો!" રાલ્ફ બોલ્યો, પણ દાકતરના બોલથી તેને વલી નવો જીવ આવ્યો. મનમાં તો એવું ભાવ્યું કે દાકતરના મોહમાં સાકર ભરૂં.

જમવાના ઓરડામાં તે ઘણી બોહોસે ગયો, બોરાકગમ તેને તે વખત જોવા પણ ગમ્યું નહી. દાકતર તેમજ વકીલને એવા મરણ વખતના દેખાવોનો માહાવરો હોય છે તેથી જમનને તેઓએ પુરતો ઇનસાફ આપ્યો. રાલ્ફે વાઇનનું એક ગલાસ ઉડાવ્યું અને પોતાની માહિરદારને દીલાસો આપવાનું બાહાનું કાઢી ઓરડામાંથી બાહાર નિકલ્યો.

"ગ્રહસ્થો, આજ રાત્રે તમને મારાથી મલાશે નહી." એટલું બોલી તે જતો રહયો. પેલા બંધે જણા રાત પસાર કરવા ગપાસપ ચલાવતા બેઠા; અને રાલ્ફ પોતાની બાઇડીના

બેરૂડમાં ગયો. તાંહાં તેણીની કોચ ઉપર રડતી લેટેલી હતી.

"આહા, મને લાગેછે કે છેલું શું બન્યું છે તેથી તમે વાકેફગાર છો." તે બોલ્યો. "આશા સમાચારની તમને ખબર મલેલીછે."

"હા હું જાણુંછું કે નવું વીલ થયુંછે," તેણીની બોલી, "પાણીની બાજી તમે બરાબર રમ્યા નથી, રાલ્ફ."

"મને ઠપકો ના આપો, મેરી. મેં કાંઇ પણ કરવામાં કસુર રાખી નથી," રાલ્ફે જવાબ દીધો.

"શીધું!" તે અનકરા કરતી બોલી. "તમને મેં પ્રથમજ કહ્યું હતું કે પેલા ઘરડાં ઓઠાં ઉપર જરા સારી નજર કરતા રહો; પણ તમે કાંઇ ધ્યાન આપ્યું નહી. એ કેવી ભુલ! હવે જુઓ આપણી અવસ્થા, ભીખારી નહી તો બીજું શું."

"આવા સખુન તમે બોલો, મે!" રાલ્ફ દલગીર થઇ બોલ્યો.

"જયારે મેં તમારી સાથ લગ્ન કીધાં ત્યારે હું તમને સારા પુંજીદાર સમજી હતી." તે બોલી. "ત્યારે મને ખબર ન હતી કે હું મારો હાથ એક ભીખારીના હાથમાં મેલુંછું." આ બોલતી બોલતી તે ઉભી થઇ અને રાલ્ફ હાથમાં મોઢું ઢાંકી એક ખુરસી ઉપર બેઠો. તેને એવી ખબર ન હતી કે આવા બારીક વખતમાં તેની બાઇડી તેને એવા સખુન ઓચરશે.

"ભીખારી!" તે આસ્તે અને બોખરે અવાજે બોલ્યો.

"ત્યારે બીજું શું?" મેરીએ જવાબ દીધો. "ખરૂં કહીએ તો તમને ચટકો લાગેછે પણ આપણે આપણા ધીનાસના આધારે છીએ ને એ વાત એકેકથી છુપાવાનો અરથ શું?"

"મારા જીવતનું પેનશન ખાનાર!" રાલ્ફ હાસ્યથી બોલ્યો. "ના, કદી નહી, મેરી, નર કે હું મરી જાઉ."

"પણ હું તો જીવવાનું પસંદ કરૂંછું." મેરીબોલી "જો તમે મને ગુડી ગુડી સરાધર કરી ઉલથાપ આપી ન હતે તો કદી હું તમારી સાથ પરણતે નહી. અરે આ મેં કેવી ભુલ કીધી!"

"ત્યારે તમે મારી સાથ નેક બાંધી આપ્યાં તે ફકત મારા પાસ પઇસોછે એવું સમજીને પઇસા ખાતરજ આપ્યાં કે!" રાલ્ફે ગુસ્સાના કરતાં દુખ વધારે લાગાથી પુછ્યું, કારણ કે તેના એ તમામ વિચાર છતાં તે તેણીને તથા બાલકને અત્યંત ચાહાતો હતો.

"ચાલ, મેરી, એતો તું બોલેછે, પણ હું જાણું છું કે તારાં મનમાં તો કાંઇ નથી." તે બોલ્યો. "મને મારી ખાતરીછે કે તું મને હજુર ચાહેછે, જોકે ગુસ્સાની અંદર તથા નાસીપાસીને લીધે તારા મોંહમાંથી એવા સખુન નિકળ્યાછે."

"ચાહઉં અને ભુખે મરૂં!" મેરી બોલી. "આવું આવું બેહુદું બોલ્યા કરતાં થોભ અને વીચાર કર કે દલીદ્રતા તે શું છે. તને મોજ મજાહ ભોગવવાનો મહાવરો પડ્યોછે અને જો હું અને નાનો રોજર આજ રાતે કદાચ મરણ પામે તો અમારા વિયોગ કરતાં તારી મોજમજાહનો ભંગ થાય તો તને અધીક દુખ લાગે. તું પોતે જેટલું તારે વિશે જાણેછે તેનાં કરતાં હું વધારે સારી રીતે તને ઓળખુંછું તો."

"ઠીક, ત્યારે હવે હું તે શું બોલું," રાલ્ફ બોલ્યો, "મારા બોલવાથી તમો ઉપર કાંઇજ અસર થતી નથી."

"હું કાંહીં તમને બોલવા કહુંછું," મેરી બોલી. "મારે જે કહેવું છે તે એજ કે કાંઇક કરો, અને આ રતડો ખાઇ મુગા બેસી ન રહો. તમો તો પોહોચેલા છો. નવું વીલ હાથ લાવો અને તેનો નાશ થાય એવું કરો: મારે ખાતર, તમારાં ફરજંદ ખાતર, તમારામાં જે કાંઇ અક્કલ હોય તેનો ઉપયોગ કરો અને

જે ઘરને આજ ચાર ચાર વરસ થયાં આપણે પોતાનું સમજતાં આવ્યાં છીએ તેને હેનરીના હાથમાં જવા ના દેવો."

આ બોલતી વેલા તેણીએ કોચ ઉપર સુતેલાં ફરઝંદ ઉપર જે કટકો ઓઢારેલો હતો તે ઉંચકયો તથા ઉંઘમાં પડેલાં ફરઝંદનો ચેહેરો ખુલ્લો દેખાડયો; અને તે દેખાડતી વેલા રાલ્ફના ચેહેરા તરફ તગોતગ જોયા કીધુ.

"'આ બાલક ખાતર,' તે બોલી, "આ નાનકરા રોજર ખાતર, કંઇબી કરી વીલનો નાશ કરો."

તેણીના શબ્દોથી રાલ્ફ જીવ ઉપર આવ્યો. તે ફલંગ મારતો કે ઉઠયો; જાણે કે તેજ પલે તેણીનો હુકમ બજાવવા જતો હતો. તેની છાતી ધબકબ થતી હતી, તેની ચશમના ડોલા તેને ખુનપર ચઢેલો જણાવતા હતા.

"કાંઇબી નીપજો, હા હું તેમ કરીશ." તે બોલ્યો; "મારા હાથમાંજ જો વાત હોય તો મારાં ફરઝંદ ઉપર માઠી અવસ્થા આવતી હું અટકાવીશ."

"તારે સંભાલથી કામ લેવું જોઇએ," મેરી બોલી.

તેણીએ પોતેજ તેને ઉસકેરયો હતો તે તેણી ની ભુલી ગઇ, અને બોલી "કુદરત ના કરતા, નહીતો સઘલું બરહમ મલશે."

"વીલ લાઉંતો બસ કેની?" રાલ્ફ બોલ્યો "તમોએ પ્રથમ તાણા મારી અને પછી કાલાવાલા કરી મને ઉસ્કેરયો એટલેજ જીવ ઉપર આવવાની મને ફરજ પડી."

"રાલ્ફ! રાલ્ફ! માફ કર મુજને. મારા મનમાં કાંઇ તેવું ન હતુ" મેરી બોલી.

"તમોએ મારાં કામમાં ઘણી લાલચ નાખી છે," તે બોલ્યો. "બારણાં બંધ કરો કે હું બાહાર ગયોછું તે વાતની કોઇને ખબર પડે નહી. હું છુપે દરવાજે બાહાર જાઉંછું, એજ દરવાજો આગલની માફક આ વખત પણ આ કારણસર કામ લાગે એવું છે."

"રાલ્ફ, રાલ્ફ, ના, ના જતા!" મેરી બ્લેકવુદ બોલી. "માફ કર મને; મેં તને બુરી લાલચમાં નાખ્યો છે. હું પેલી બની. પાપી રીતે પેલી થઇ મેં તને વીલ ચોરવાને ઉસ્કેરયો. મારો મધલો બાકીનો જન્મારો કંગાલીએતમાં ગુજારવાને હું ખુશીછું પણ તને એવી પાપી મતલબ સાથ બાહાર જવા દેઉં નહી. કેવાં બુરાં પાપી કામનો તું વિચાર કરેછે!"

"હું જલદી પાછો ફરીશ." રાલ્ફ બોલ્યો. એટલું બોલી તેણે દેવાલ ઉપરના એક ખુંટી દાબી જેથી એક છુપું બારણું સેહેજ અવાજ સાથ ઉઘડી આવ્યું. એક અંધારો મારગ જણાયો, તેમાં તે તંતોરતો ગયો. બારણું પાછું જેમ હતું તેમ બંધ થઇ ગયું અને મેરી એકલી ઓરડામાં રહી.

"ખાવીંદ!" તે બોલી, "અરે એ શું કરવા જાય છે!" એટલું બોલતાંજ તેણીની આંખે તમર આવ્યાં અને બેભાન હાલતમાં જમીન ઉપર અફલાઇને પડી.

વખત વહી ગયો, સગડીમાં દેગાર ધીમે બલતો હતો, અને આખરે બંધે મીનબતી બલી રહી તોપણ તે પાછો આવ્યો નહી.

પણ સાંભલો! એ શું થયું?

મધ્ય રાતનો પેહેલોજ તકોરો પડોસ માંના દેવલના ઘડીઆલમાં થયો તેવોજ ગરાડ ઉંચકાવાનો ધીમો અવાજ સંભલાયો. અને તેજ પલે ગુપ્ત દરવાજો ઉઘડયો એટલે રાલ્ફ ઓરડામાં પાછો દાખલ થયો.

તે સઘડી આગલ ગયો, અને સલીએ પકડીને પજરન પાડયું. આતશ રોશન થયો એટલે તથી જમીન ઉપર લંબાઇ પડેલી મડદાં સરખી લોઠ ઉપર તેનો ઉજાસ પડયો. હવે રાલ્ફની નજર મેરી ઉપર પડી.

ગભરાતના પોકાર સાથ તેણે પોતાની આંખ ઉપર હાથ આડા ધરયા, અને એક બીવેલા આદમીની મુઆફેક બરાડવા માંડયું;

ભલામણ કરીએ છીએ. જેઓની પાચન શક્તિનો સાંચો બગડવાને લીધે તે પોતાનું કામ નિયમીત રીતે ચલાવવાને અશક્ત માલમ પડતી હોય તેમને આ ઉપર કહેલા અખતરો અત્યંત ફાયદાકારક માલમ પડશે. તે બેશક અને બેગુમાન તેવા દરદી ઉપર પોતાની જાદુઇ અસર ચલાવશે. કદાચ હવે એવોબી વખત નજદીક હશે કે આપણું વઇદરાજ મંડલ બીજી તેજાબી ગોલી અને દવાઇને બદલે "હસવાની ગોલી" ઉપર વર્ણવેલા દરદીઓને ફરમાવશે અને તે દીવસ કે રાતે અમુકવેલા અજમાવવાને ભલામણ કરશે એમાં કાંઇ જાસ્તી નવાઇ જેવું નથી.

જમતીવેલા ખરખર હસીને આપણાં લોહીની ધીમી ગતીની ઝડપમાં વધારો કરવો એ પરેજ અતિશય ભારે અને ધ્યાન શક્તિની સઘલી કોશેસ ઇત્યાદ ઉપરાંત અવશ્ય છે. પણ ત્યારે કદાચ આ સવાલ સેહેજ ઉભો થવા વનારહેશે નહી કે જમતીવેલા ધરમનું ફરમાન કાંઇ પણ બોલવાની મનાઇ કરેછે તે કેમ? તેનો ખુલાસો અલબતાં દસ્તુર દાવરો કરી આપવાને ચુકશે નહી. એ તો સાહેબોનું કામ છે. એ તેઓ તેમજ બીજા વિદ્વાન સાહેબોની ફરજ છે. તે તેમની આઇન ફરજ છે. કદાચ આજ સુધીમાં એ બાબે કાંઇ ચરચા ચરચાઇ ન હશે તેથીજ તે ખુલાસા વગર પડી રહયો હશે. અમારા નાદેશ વિચાર પ્રમાણે તો બાજ ધરવી એટલે જમતી વેલા તેમજ ખાણું ખાઇ ફારેગ થવા પછી તે સર્વ શક્તિવાન સાહેબે આપણને બક્ષેલાં ન્યામત માટે તેની સેતાયશ કરી તેનો આભાર માનવાને તેને આરાધવું યાને ઇબાદત કરવું છે; અને જે ધરમમાં એવાં નેક ફરમાન હોય તે ધરમની બુલંદીની જેટલી તારીફ કરીએ એટલી થોડીછે. ત્યામાં સઘલા જણાવેલા મજ્જાઓમાં તેનો દરજ્જો પેહેલો ગણાય છે. ખોદાએ તેના બંદગીઓની સંખ્યામાં ઉમારતી થાય! આમીન, આમીન.

## નમનતાઇ.

---

(શેખ સાઅદીની બોસ્તાન ઉપરથી.)

ટીપું એક પાણીનું વાદલની માહે,
જોઇ હેઠે, ગુલાનું, દરિયાનું આબ,
હેબતથી લાગું એમ કરવા વિચાર,
કે, "અખુટ આ સાગરના મોજાંની પાસ
હું કમીનાં ટીપાંની શી છે બીસાદ?
અગર પડું હું તે સાગરની માહે,
તો બોહલા તે સાગરનાં પેટાં અંદર
થાય માહરા ભુંડા ને કમબખત હાલ.
આકાર માહરો થાય તેમાં ભેલઇને ગુમ
નિશાન માહરી નહિ રેહય; તે પાણીની માનસલ માહરી ગુમ, નાબુદ માહરી જાત."
એટલું કેહતાં તે એવું ધુજ્યું કે હેઠ
પડ્યું, ને કાલુનાં કોટલાંની માહે
ફાલો તેણે અનચીતો અંધારે વગ.
વેહયા તેપર જમાના, ગુજર્યા દન,
પુખ્ત તેમાં થયું તે આબી રતન,
જલનો આકાર તજી થયું ઝવેર;
ફર્યું તેપર નવું કાંઈ ખુબસુરતી પર,
મોટાઇ તેને મલી, ને શેહનશાહને હાથ
બેસાડ્યું લોકોએ સુનાની સાથ.
આપ્યો રબે લાયકીનો બદલો એ રીત,
કમીનાં એક ટીપાંને નામવર કીધું.
નમનતાઇ જો રાખી તે ટીપાંએ તો
બન્યું તે જહાનું એક કિંમતી ઝવેર.
ટોકયું તેણે નરમીએ નીસ્તીનું બાર.
ને દસ્તીનો પામ્યું તે સુંદર આકાર.

જ. મ. પી.

# પેટભોલું પચી.

## પ્રકરણ ૬ ઠું.

કાલા પોશાકવાલા ગ્રહસ્થની મોટી સખાવત.

તુલર ક્રાસમેનતો હોતેલમાં જઇને સુતો. પેલી દારૂએ તેની સઘલી સુધ બુધ ઉડારી મુકી હતી. હોતેલમાં સઘલા જણનો ઘોઘાટ અનિશ્ચય મચી રહ્યો હતો. સઘલાઓને ખોતી થતું હતું તેથી તેઓએ તેને ઉઠાડવાની ઘણીએ યુક્તિ કરી પણ તે એટલો તો ભર ઉંઘમાં પડી જોરથી ઘોરતો હતો કે તેને હાલવ્યા છતાં તે ઓઆબથી બીદાર થઇ શક્યો નહી. આખરે ભારે મેહેનત અને યુક્તિથી તે જાગરૂત થયો.

"આલ ક્રાસમેન, આલ, આંપણને ખોતી થાય છે;" પેલો કાલા પોશાકવાલો ગ્રહસ્થ બોલ્યો.

આ કહેવાની તુલર ઉપર કાંઇ અસર થઇ નહી. તેનો જરા જરામાં ડાકણને ઇંઆદ કરી ગભરાય. ગાડી હાંકી લઇ જવાને વીચાર કરે અને પાછો બીહીને અચકે. આખરે હોતેલવાલ.એ ગાડી હાંકી લઇ જવાને માથે લીધું. તે બાહાર જતો હતો એટલામાં પેલેનતાઇને પેલા કાલા પોશાકવાલા ગ્રહસ્થનો સાદ કાઢી તેને એક દજન બરાન્દી અને ૧૨. માણસને માટે ખાવાનું તઇઆર કરવા કહયુ. એ હુકમ પેલા કાલા પોશાકવાલાના મોહોંમાંથી નિકલેલો જાણી "તઇઆર છે સાહેબ" કરી તે બબરચીખાણામાં ગયો. તાબરતોબ ઘરનાં સઘલાં માણસો કામે લાગી ગયાં. દેનને ગોસને માટે ઘોડા ઉપર બજાર ભણી રવાનાં કીધો. રોજરને સગડીના સલીઆ સાફ કરવા બેસાડ્યો. ક્લીન ઇગાર ખડવા કહ્યું. ઘર ધણીઆણીએ બરાંન્દી બાટલીમાં ભરવા માંડયો, અને સઘલાંઓને કામમાં ચપલાઈથી રાખવાને ઉઅડેરીઆ.

પેલા કાલા પોશાકવાલા શખ્સને ઘણું મોડું થતું હતું તેથી તેણે તુલરને ઘણો સમજાવ્યો પણ સરવે ફોકત. તેણે ગાડીના બીજા મથક તરફ ચાલી જવાનો વીચાર કીધો; પણ જ્યારે તેને એવી ખબર મલી કે નજદીકનું બીજું મથક સાત માઇલ કરતાં ઓછું દુર ન હતું ત્યારે તે નિરાશ થઇ ગયો અને લાચારીએ તુલરને ભાઇબાપા કરી સમજાવવા તથા છાપરે ચઢાવવા લાગો.

ખાણું તઇઆર થયું. તેબલ ઉપર આવ્યું. સઘલા લોકોને તે અતીશય પસંદ પડયું બાટલીઓ ચપોચપ ઉઘેરવા લાગી. પણ પેલો કાલા પોશાકવાલો ગ્રહસ્થ જમવામાં સામેલ થયો નહી. હોતેલવાલીએ તેમજ બીજાઓએ તેને તેડયો પણ તે ગયો નહી. "કેમ તમે પોતે ખાણું મંગાવ્યું અને તમારા સખુન માટે મેં તે કેવી મેહેનત લઇ તઇઆર કીધુ અને તે તમને ગમતું નહી શું?" હોતેલવાલી બોલી.

"મેં ખાણાની વરદી કીધી?" પેલો ગ્રહસ્થ અજબ થઇ બોલ્યો. "શું મેં વરદી આપી?"

"અલબતાં," હોતેલવાલો અને તેની ઓરત બંને બોલ્યાં.

"કેમ તમો લોકોને અવનું આવ્યું હતું કે?" ગ્રહસ્થ બોલ્યો.

"આ ઠેકાણે જમાવ થયલા સઘલા ગ્રહસ્થ અને બાઇઓને અરજ કરી પુછું છું કે તેઓએ આ ગ્રહસ્થને સઘલાં ખાણાંની તેમજ શરાબની વરદી આપતાં સાંભલ્યોછે કે નહી?"

"અલબતાં," તુલર અને બીજા સરવે બોલ્યા. "અમે અમારા કાંનેકાન સાંભલ્યું છે."

"છટ, છટ, હું કસમ લઇ કહુછું કે મેં એકબી 'શબ્દ વરદીના રૂપમાં કાઢયો નથી," પેલો ગ્રહસ્થ બોલ્યો; "અને હું કાંઇ એનો ખરચ આપું નહી."

આ ઉપરથી હોતેલવાલા અને તે ગ્રહસ્થના દરમ્યાનમાં પંચાતી અને વાદવિવાદ ચાલુ થયો. આખરે કેટલાકના કહેવાથી સમાધાની કરવામાં આવી. સઘલાઓએ સરખે હીસ્સે આપવો એવો વિચાર નકી થયો. એ સાંભલી કેટલાક ઘોડાવાલા અને બીજા ખાણાં આગલથી ઉઠી ગયા. તે જોઈ પેલા ગ્રહસ્થે બાકીનો બધો ખરચ આપવા કહયો અને બધા જણા પાછા તેબલ ઉપર બેઠા.

હોતેલવાલાને પેલા ગરહસ્થ સાથ પંચાતી થવાથી તેને નુંકસાન કરી તેની ઉપર રસ્તામાં વેર લેવાને તે દાંત કચકચાવી કાંઇ બબરયો હતો; અને તેમ કરતાં વેલિનતાઇને તેને દીઠો હતો, તેથી તેની ઉપરં નજર રાખવાને તથા કાંઇ નુકસાન કરતો તેને અટકાવવાને બનતાં સુધી તેણે સંભાલ રાખી હતી. તે જોહન. હોતેલવાલાની પુઠે બબરચી ખાણાં તરફ ગયો, તાંહાં તેણે હોતેલવાલીને એક ખાટકી સાથ ગોસ બાબે કાંઇ વાત કરતાં સાંભલી. તે તક તેને પેલા હાતેલવાલાને શિક્ષા કરવાને અછી મલેલી લાગી. જોહન હાથમાં એક ચાબક લઇ એક ઓરડામાંથી બબરચીખાણાં તરફ જતો હતો એટલામાં તેણે હોતેલવાલીના જેવો સાદ કાઢી આ શબ્દો તેના કાન ઉપર નાંખયા. "જા પ્યારા, હાલતો જા, પણ થોડે થોડે દહાડે તું પાછો આવતો રહેજે. કાંઈ ફીકર કરતો ના આજ રાત્રે જોહન બુબખ ઘર આવવાનો નથી!"

"હંઅં—ઠીક—વાત તો બહુ બેહેકઇ છે" જોહન બોલ્યો. "થોડે થોડે દહાડે તું પાછો આવતો રહેજે, અને આજ રાતરે જોહન બુબખ ઘર પાછો આવનાર નથી! વાહ વાહ ઠીકછે, આવજે, જોઇએ તું આવજે, આનીકોરે હું છું. પછી થઈ રહેશે."

આ રપેશના સખુન ઓચરવા પછી તેણે બુલરને બદલે ગાડી હાંકી લઈ જવાનો અને રાહમાં પેલા કાલા પોશાકવાલાને નુંકસાન કરવાનો વિચાર તજી દીધો.

વારે વેલિનતાઇન, તારા કેવા પ્રતાપ!

હવે મેલીગમ ગાડી તઈઆર થઇ. બુલરને વેલિનતાઇને સમજાવ્યો કે ૪૦ માઇલના ફેરાવાની જગાની પેલીપાર કોઇ પણ ડાકણની જાદુઇનું જોર ચાલી શકે નહી. એ વિચારે તેના મન ઉપર મજબુત સારી અસર કીધી તેથી તે હીંમત કરી કોચબાક્ષ ઉપર ચઢયો અને લગામ હાથમાં લીધી એટલે ગાડી આખરે ગગડવા માંડી. આપણા વેલનતાઇન આ વખત કોચબાક્ષ ઉપર બીરાજયા હતા તેણે હવે કાંઇ પણ ચેરાં કાઢવાનો વીચાર મુકી દીધો તે એટલાજ માટે કે તેના કહેવા ઉપર બુલરને ઇતબાર આવે અને ખરેજ થોડાંક મંજલ જવા પછી બુલરે તેનો તેણે આપેલા ઉપદેશ માટે ઉપકાર પણ માન્યો.

---

## પ્રકરણ ૭ મું.

જોહન કાકાનો મીત્ર. તેનાં સગાં વ્હાલાં. બે બેમાલુમ ખાતર પાડનારા. એક પ્રખ્યાત કચરાપટી.

જોહન કાકાનો મીત્ર મી૦ ઓમફ્રેદ ગુદમેન જેને અસ્તાક વેલિનતાઇનને સોંપ્યો હતો તે બેસુમાર દોલતનો માલીક હતો. તે ઘણોજ નાજુક બાંધાનો અને ઉંચો હતો. તે તદન કુંવારો પરણ્યા વગર રહયો હતો. તેના સગા વાહાલાંમાં એક ભાઇ ભત્રીજો અને તેમની ઓરત સીવાય બીજું કોઇ હતું નહી. તે પરણવાનો વિચાર કરે નહી એ માટે તેઓ પુરતી સંભાલ રાખતાં હતાં. તેઓનો ડોલો ગુદમેનની દોલત ઉપર હતો. તેના પઇસાવડે તેઓ સુખચેન અને મોજમજાહથી રહેતાં હતાં, અને બીહીતાં હતાં કે રખેને મી૦ ગુદમેન લગન કરે તો તેની દોલત તેમના હાથમાં

આવતી અટકે. એટલાજ હેતુથી ગુદમેને જે વારે વેલેનતાઈનનાં તે કુટુંબમાં આવવાની વકી અને તે તરફ પોતાની અત્યંત ખુશી દખાડી ત્યારે તેઓને તે સાંભળતાંજ તાવ ચડી આવ્યો. તેઓએ તેને કદી દીઠો ન હતો. તેઓના તે જુવાન કંગાલનો હેવાલ અને તેની તારીફ ગુદમેનને મોંહેડેથી સાંભલી તેઓથી તાંમોશ થઇ શકાયું નહીં. તેઓ વેલેનતાઇનને માટે દર કરવા લાગાં કે ગુદમેનની દોલત તેમના હાથમાં જતી તે અટકાવશે. તેટલા માટે તેઓએ પોતાની ઉપર આવતી ધારતી દર કરવાનો કાંઇ ચારો શોધવાની યુકિતઓ રચવામાં વખત લગાડયો નહી. વેલેનતાઇન એક ધરમસરામાં ઉતરવાનો હતો, તેને એસ્તેકબાલ લેવા માટે ગુદમેને પોતાના ભાઇ વાલ્તરને મોકલ્યો હતો, તે લાગ સમજી પેલાં મુગાંઓએ એવો મનસુબો કરયો કે વેલેનતાઇને કોઇ દીન પણ ગુદમેનને નજરે જોયા ન હતો તેથી વાલ્તરે એવું કરવું કે પોતે ગુદમેન છે એવું તેને જણાવવું અને પછી કાંઈ યુકિત કરી તેને કોઇ અંધારી જગામાં પુરી મુકવો અને તેને માટે કોઇ મનવાર કે વ્હાણ ઉપર સેલરની ચાકરી શોધીકાહડી તેને તાંહાંથી વદયા કરવો.

એવો મનસુબો કરયા ઉપરથી વાલતર રેઉવેલ વખતે ધરમસરા તરફ ગયો, અને તેનો બેટો હોરેસ વેલેનતાઈનને આવકાર દેવાની સઘલી ગોઠવણ કરવામાં રોકાયો. એ સઘલાઓએ ભીજી એવી ગોઠવણ કરી હતી કે જ્યારે તે આવી પોહોંચે ત્યારે તેને તાબરતોબ બાહાર મોકલાવી દેવો અને કે તેને કોઇ નવા ઉતારા ઉપર લઇ જવા પછી ગુદમેનને એવું સમજાવવું કે વેલેનતાઇન બીલકુલ આવ્યો નથી. સારાં નસીબે વેલેનતાઈનની ગાડીને ઘણુંજ મોડું થયું હતું, અને એટલામાં ભલો ગુદમેન પોતાનું કામ પુરૂં કરી વેલેનતાઇનને મલવાને માટે ધરમસરા તરફ આવ્યો. તેણે પોતાના ભાઇને પાછો ઘર મોકલી વેલેનતાઈનને આવકાર દેવાનું કામ પોતાને હાથ રાખ્યું, જેથી વાલતરને તેમજ તેની એકસંપી ટોલીને ઘણુંજ દુખ લાગ્યું.

પણ તેનાં આ કામથી તે ટોલી કાંઇ નીરાશ થઈ નહી, જ્યારે ગુદમેને પોતાને હાથ વેલેનતાઇનને આવકાર દેવાનું કામ રાખ્યું ત્યારે વાલતર રસતામાં ગાડીની રાહ જોતો આગલ વધ્યો તેણે મનમાં કોઇબી રવેશે વેલેનતાઇનને પોતાના કબજામાં લાવવાનો મકમ વિચાર કીધો હતો. આ સઘલો વખત ગુદમેન ધરમસરાના દવાખાણામાં બેસી કલેરેટનું તંબલર આગલ રાખી એક વર્તમાન પત્ર વાંચતો હતો. જોકે તેની નજર તે પેપર ઉપર હતી તો પણ તેનું ધ્યાન ગાડી તરફજ રોકાયલુ હતું તે મનસે વીચાર કરતો હતો કે શું એમબી બને કે એક માણસ કલાકનાં કલાક ન્યુસપેપર વાંચતો રહે અને તેમનાં એક વાકય તરફથી ધ્યાન નહી આપે ? જયારે ઘડીઆલમાં ૧૦ નો ટકોરો વાગ્યો ત્યારે પોતાની હજુરમાં ઉભેલા માણસ તરફ જોઇ તે બોલ્યો. "છોકરા, આ ઘણું અજાયબ જેવું છે—નહી ધારૂં ?"

"કેમ સાહેબ, કાંઇ ઘણું મોડું થયુ નથી," તે માણસે જવાબ દીધો, "આજે ટુકર કોચમેનની વારીછે અને તે તો હમેશ એમજ આવેછે."

"મને તો લાગેછે કે જાંહાંછે તાંહાં કાંઇ અકસમાત બન્યો છે," ગુદમેન બોલ્યો.

"અરે સાહેબ તેથી કાંઇએ ધાસતી રાખવી નહી," પેલું માણસ બોલ્યું, "સર્વ સલામત છે; દા ઘરડો ટુકર જરા ધીરોછે ખરો પણ તે સાવદોછે—તો પણ આજનાં જેટલું તેણે કોઇ દીવસ મોડું કીધું હોય એવું મને ઇઆદ નથી."

આ મુસાફરને કાંઇક દીલાસો મળવા ઉપરથી તે ધરમશાળાના દરવાજા આગળ ગયો. ત્યાં તેણે પોતાના ભાઇને તથા ભત્રીજાને એક પોરતર સાથ વાત કરતા દીઠા. "કેમ પોરતર તારી ખાતરી છે કે ગાડી આવીતો નથી-જ," વાલતરે પોરતરને પુછયું.

"વાલતર! હોરેસ!" ગુદમેને હાક મારયો; એટલે પેલા બંધે જણા સાદ સાંભલી ચોંકયા; પણ છટકી જવાનો કાંઇ વખત દીઠો નહી ત્યારે તેઓ તેની નજદીક ગયા, અને કાંઇક અચરતીના શબ્દો બબરયા પછી તેઓએ ગુદમેનને ખાતરીથી કહ્યું કે સાંજના પુષ્કળ થંડી પડેછે અને મધ્ય રાત થતાં પણ ગાડી આવી લાગે એવું નથી તેથી તે પાધરો ઘેર જાય તો ઠીક; તેઓમાંથી એક જણ વેલેનતાઇનની સાથ રહેશે.

"તમારી મોટી મેહરબાની છે," ગુદમેન બંધેનો હાથ પકડી બોલ્યો "એક શખસ કે જેને માટે મને ઘણું લાગેછે તે તરફ તમો આટલી કાલજી દેખાડોછો તે જોઇ હું ઘણો ખુશી છું. તો પણ જયારે એમજ છે કે તે હવે જલદી આવી લાગશે ત્યારે તો આપણે સાથેજ ઉભા રહીએ અને જરા વાઇનનું ગલાસ લઇએ."

વાલતર અને હોરેસ બંધેએ ઉડાવવાની ઘણીજ પેરવી કરી પણ ગુદમેને તો જાણે તેમની નિંદા સેતી ગયો હોય તેમ બોલાસ કરવામાં કાંઇ બાકી રાખ્યું નહી. તેઓ શરાબખાણામાં જઇને પોતાને થોડોક વિલંબ ગયો નહી એટલામાં ગાડીના આવી પોહોંચવાની ચીગનલ મલી; અને વેલેનતાઇનને આવકાર દેવા માટે ગુદમેન કમપાઉંડની બાહાર ગયો.

"સધળું થઇચુકું!" વાલતર ગુદમેનના જવા પછી બોલ્યો. "મેં કેવી સુરખાઇ કીધી કે હું ચકી આગળ ઉભો રહયો નહી; પણ હું તો એવું પાકું સમજયો હતો કે ગાડી તો આવી ગઇ હશે."

"કોણ જાણે શું સેતાને ચોધડયું થયું," હોરેસ બોલ્યો, "તેથી હું વિજલીની માફક અહીં દોડતો કે આવી લાગો."

"ચાલો હવે તો સઘલું રદ થયું," વાલતર બોલ્યો, "આ વખતે આપણે મોટી ઉથાપ ખાધી. પણ ફીકર નહી. હજી પણ આપણા હાથમાંજ વાતછે."

"તમારૂં નામ વેલેનતાઇન વોસ છે સાહેબ?" ગુદમેને એક જુવાન શખસ કે ગાડીમાંથી ઉતરતો હતો તેને પુછયું.

"હા, સાહેબ," વેલેનતાઇન બોલ્યો.

"મારૂં નામ ગુદમેનછે; હું તમને જોઇને ખુશાલ છું. હું ધારૂં છું કે રસ્તામાં તમને કાંઇ હરકત નડી ન હશે."

"નહી કાંઇ દમ જેવી નહી," વેલેનતાઇને જવાબ દીધો.

"કાંઇ વધારે સવાલ કરોના" ટુસર કે કલાક ઘોડાવાલાઓ જે તેની આસપાસ ગુમરૂ થઇ તેને સવાલ કરતા હતા તેમની આગલથ ચાલી જતાં બોલ્યો. "એ બાબે મને કાંઇ પુછો ના. તે સંભારી મને કંપારી છુટેછે. (ગુદમેનને) આ નેક ગ્રહસ્થનો હું અત્યંત આભારી થયો છું. એ શેઠે જો મને સારી સલાહ આપી નહી હતે તો અત્યારે કે આજ રાતે પણ અમે અતરે આવી લાગતે નહી."

આ કહેવાથી વેલેનતાઇન ઉપર એવી અસર થઇ કે તેણે ખીસામાંથી રૂઠ કાંઇ તુલરને આપ્યા, અને બીજુ એવું થયું કે તેથ ગુદમેનના મન ઉપર વેલેનતાઇન બાબે સારી લાગણીએ ઘર કીધું. તેણે વેલેનતાઇનનો સામાન બરાબર એક ઠેકાણે મુકાવ્યા પછી વાલત અને હોરેસ સાથ તેને ઓલખાણ કરાવી તેઓએ આ આબરૂથી બેરઆફીઅત સાથ તેની મુલાકાત લીધી; પણ તેમના દીલમાં આગ અવનાં આવતાં હતાં.

"હવે ચાલો, મારા જુવાન મીત્ર," ગુદમેન વેલેનતાઇનનો હાથ ફરીથી પકડી તથા

દીલોજાનીથી બોલવી બોલ્યો, "તમો અહી સ-લામત આવી પોહોંચ્યા છો તે જોઇ મને ઘણો હરખ ઉત્પન્ન થયો છે; તમારૂં દીલ ઘંડુ થયલું લાગેછે, હા તેમજ લાગેછે, છોકરા, આ ગ્રહસ્થને માટે એક કાફીનો પ્યાલો લાવ; કેમ રસ્તામાં એટલું મોડું શાથી થયું? પણ નહી તમે થાકી ગયાછો—હમણા કાંઇ કહેતા ના."

"થાક શાનો," વેલેનતાઇને જવાબ દીધો. ગુદમેનનું દીલ તેની તરફ ઘણુંજ ખરૂં અને મયાળુ લાગું પણ પેલા બીજા બેની નજરમાં અનીસાઇ છે એવું તેને જણાઇ આવ્યું.

"ચાલો, જરા વાઇન લ્યો," ભલા દીલનો ગુદમેન બોલ્યો. તે વેલેનતાઇનને જોઇ એટલો ખુશી થતો હતો કે ગોયા તે તેનો પોતાનો પુત્ર હતો. "મારા પ્યારા બેટા, બોલ તારી તંદરોસ્તીમાં જીઆદતી કરજો," ગુદમેન બોલ્યો. આ શબ્દોથી વોલતર અને હોરેસના દીલમાં અત્યંત દુખ અને કપન ઉ-ત્પન થયું. તેની અસર તેઓએ દાબી રાખી નહી; અને તેટલા માટે, વેલેનતાઇનને ટચકો કરી કાંઇ કહયા પછી તેઓ તેનુ નકકી કરવા માટે મુકિત રચવા તાંહાંથી બાહાર નિકલ્યા.

"ચાલો ભાઇ," ગુદમેને પેલા બંને જ-ણના જવા પછી વેલેનતાઇનને કહ્યું, "ચાલો હવે, આજે ગાડીને એટલું બધું મોડું કેમ થયું તે કહી સમજાવવાની તસદી લેવો."

વેલેનતાઇને તેની તરફ તગોતગ જોયા કીધું, અને હસ્યો. ખરૂં કારણ તેને જણા-વવાને તે પ્રથમતો અચકાયો; પણ આખરે તેનો તે વિચાર ફરી ગયો, અને તે મતસે બોલ્યો કે તેના હેવાલથી તે ઘરડા પુરૂષને ગ-મત મલવાના રહેશે નહી. આ રચાનો વિચાર કરયા પછી તે બોલ્યો, "સાહેબ, જે મોડું થયું છે તે માત્ર મારાથી થયુછે."

"અરે પણ મેં તો એવું સાંભળ્યું કે જો તમો ન હત તો ગાડી સુદલ આવત નહી," ગુદમેન અચરત થઇ બોલ્યો.

"એ વાતખી ખરી છે," વેલેનતાઇને જવાબ દીધો, "પણ આટલુંબી ખરૂં છે કે જો હું નહી હતે તો ગાડી ફ્રેશો વખત અગાઉની વેલાસર આવી પોંહોચતે."

"એ શું બોલોછો," ગુદમેન અચરત થઇ બોલ્યો. પણ વેલેનતાઇને પેહેલે ખાતરી કરી લીધી કે ગુદમેનનું દીલ તેની તરફ ખરૂં જ છે ત્યારે તેણે પોતાનાં સઘલાં કરતુકનો વાસ્તવીક વૃતાંત કહી સંભલાવ્યો. તે સાંભલતી વખત પેલા જઇફને દીલ કમકમાત ઉપજ્યો.

"અરે, અરે, પ્યારા દીકરા," ગુદમેન બોલ્યો, "સંભાલજો કે આ વાત કોઇ બીજા આગલ કરતા ના. ખબરદાર, ખાનગી રાખજો, સંભાલજો અને મારા બોલ યાદ રાખજો." આટલું બોલયા પછી તેને ફરી હસવું આવ્યું અને વેલેનતાઇન પોતાના જઇફ મીત્રની સારી પરોણાગતથી પોતાને મુબારકબાદી આપતો હતો. તેની વાત ઇવાદ કરી તે જઇફ માણસમાં વેલેનતાઇનનાં કરતુકની અસર કેવી થાયછે તે જાણવાની ઇચ્છા ઉત્પન થઇ, તેથી તેણે તાંહાં અને તેજ જગા ઉપર પોતાના કામનો નમુનો દેખાડવાને અરજ કીધી. "પણ સંભાલજો, પ્યારા છોકરા, સંભાલજો," તેને વેલેનતાઇનને ફરીથી ચેતાવ્યો. (સાધન.)

---

એક સ્ત્રી ઘણી બીમાર પડી ત્યારે તે-ણીએ પોતાના ખાવીંદને બોલાવી પોતાની પાસે બેસાડયો. "પ્યારા આ દુન્યા ઘણીજ જંજાલ ભરેલી છે," તેણીએ કહ્યું. "ધણીજ," પેલાએ તાપસી પુરી. "જો મને તારી કદર નહી લાગતી હોત તો હું કેદારની છોડી જાત," તે બોલી. "અરે, મારી પ્યારી," પેલાએ જવાબ દીધો, "તું શું મારે બાબે ગુમાન લઇ જાયછે કે તારાં સુખમાં હું આડો આવીશ. જા બેલાસક જા!" પેલી સ્ત્રી તો સાજી થઇ. નરનારી વચે મોહોબતતો એવીજ જોઇએ!!

# અમીર બચ્ચો.

યાને

## સેરનાં બચ્ચાં સેર.

### પ્રકરણ ૩ જું.

બંદીખાણાના દરવાજાને કુલ અને વફાદારી.

કાંઇક અઠવાડયાં વહી ગયાં, અને અકતોબરનાં થંડી અને બરફ પડવાનો મહીનો આવ્યો. હજારોનાં જીગરમાં દુકાલ અને અસંતાણીની બીહીક ઉત્પન થઇ. ઇનસાફના ઓઠા તલે હજારોની કતલ ચાલી. ફાંસીના લાકડાં હમેશ ચહેલાં રહેતાં હતાં. તેમને જરા નવરાશ મલતી ન હતી. મોહોત ઇમ્મા છુટકને માટે કાકલુદી કરતા હજારો બંધવા બંધીખાણામાં ગોતાં ખાતા હતા. લશકરી સીપાહઓનાં ટોલાં દહાડે અને રાત ધીક્કાર અને ગુસ્સાથી મોટે બુમ પાડતા મોહોલ્લામાં ફરત હતા. તેઓ હેવાન્યત ભરેલી રીતે નાચત અને કુદતા તથા પોતાનું નીરલજ ગીત ગાત હતા. તેઓ રાહમાં ખુન, માર, ધર અને પકડ કરી રહયા હતા.



૧૩ મી આગસ્તની સાંજનો વખત.

બે છોકરાં આગના ભભુકા જોયછે. (અંક ૨ જો પાણું ૩૪ મું.)

ત વખતનો ઇતીહાસ વાંચતાં આજે પણ આપણુને કંમકમાત ઉપજે છે. તે વાતને અસખતાં ૯૩ વરષ થયાં છે, તોપણ તેને આજે આપણે 'બીહીકનું રાજ' એ નામથી ઓળખીએ છીએ. તેનાં દફતર લોહીથી લખાયલાં કેહેવાયછે; અને તેના સફા અત્યાપી હજારોનાં આંસુથી તર છે.

અને એ સઘલો વખત ફ્રેંન્ચ-ગોની પરનારોના આમમાં પોતાના વજીફાના એકાંતવાસમાં તમામ દસ્તીથી ગોયા એક નાની ઓરડામાં

પુરાયલો હોય તેમ મારકવીસ-દી-સેંત-વલેરી રહેતો હતો.

ઉપર કહેલા મહીનાની લગભગ આખેરીએ જ્યારે મારકવીસ ઉતાવળમાં પોતાના ઓરડામાંથી બાહાર નિકળ્યો અને પોતાની ઓહોરદારના ઓરડામાં હાથમાં એક ઓપેલું પત્ર લઇ દોડતો ગયો.

"વાહ, આખરે તક મળી!" તે જરા ઉશ્કેરાયલા સાદે બોલ્યો, "આ પત્ર ઓરમી સરદાર તરફથી આવ્યો છે!"

મડમ ઉજળી પુની જેવી થઈ ગઇ અને એક નજદીકની ખુરસીમાં બેસી ગઇ.

"તે સરદાર લખે છે કે લેકરાઇ લુહારે જેને બળવાખોરોએ રાજાના બંદીખાણા માટે નવી મજબુત કલ બનાવવા આપીછે તેની સાથ તેણે નકકી કીધુંછે. કાલ રોજે તે નવી કલ લઇ જવાનો છે, અને પાદશાહી બંદીખાણાના દરવાજા ઉપર જે હમણાં કલછે તે ઉખેડી તેની જગાએ નવી જડવી છે. આવતી કાલે એટલા માટે મારે લુહાર થઇને જવું પડશે."

"અને શું તમે એવું ધારોછો કે તેમ કીધાથી રાજા સાથ સંપેસો ચલાવવાને તમે શકિતવાન થશો?" મદમે પુછયું.

"શકિતવાન થશો?" મારકવીસ બોલ્યો, "કાં એતો સઉથી સરસ તકછે, અને તે જેવી ફરીથી મળનાર પણ નથી?"

"તમે શું કરવા માંગો છો?"

"મારી યુકિત જીવનો સોદોછે; પણ હવે નો માત્ર હીંમતનુંજ કામછે, અને જે કોઇ રાજાને બચાવવાને બીડું જરફે તેને સઘળાંથી તેમજ જીંદગીથી હાથ ધોવા પડે. અગર હું કાંઇ કહું તો તમે સાંભળવાને સાંખી શકશો?"

"હું સાંખી શકશ," મદમ નખાયલા સાદે બોલી.

"સાંભળ ત્યારે આવતી કાલે સવારના આંઠ વાગાને સુમારે લેકરાઇ લુહારની જગાએ તેમપલના બંદીખાણામાં જવાનુંછે. નીચે મારે માટે એક છુપો લેબાસ તઇઆર રાખ્યોછે; અને કેટલાંક અઠવાડયાં થયાં એ રવેશે છુપા લેબાસમાં કોઇનો પણ શક ખેંચ્યા વગર બાહાર ફરવાનો માહાવરો પડયોછે. હથિયારની ટોપલી લઇ હું પાદશાહના બંદીખાણામાં ઇબ્રાહીમ દાખલ થઇ કામે વલગી જઇશ. પછી લાગ ફાવે પાદશાહના હાથમ એક પત્ર સેરવવાની તક લઇશ. તે પત્રમાં હું મારી તમામ યુકિતનું વરણન લખીશ; અને તે; એ કે તાંહાંનો પોહોરાગીર ભયની ચેતવણી આપી શકે તે આગમચ તેની ઉપર હુમલો કરી તેને ખંજર ભોકી મારી નાખવો; પછી પાદશાહ સાથ કપરાં અદલા બદલી કરવાં અને તેને બદલે બંદીખાણે કોઇને ખબર પડયા વગર રહેવું જ્યારે પાદશાહ મારો પોષાક પેહેરી બંદીખાણાની બાહાર નીકળી જાય. એ થવા બાદ જ્યારે સઘળું જણાઇ આવે ત્યારે ખુનીઓને કહેવું કે હું સેંત વેલરીનો મારકવીસ છું. મેં પાદશાહને બચાવ્યોછે, અને હું મરવાને તઇઆર છું.

"અફસોસ, પણ તેઓ તમને પકડશે!"

"તે તો હું જાણુંચ, પ્યારી; પણ આખર"—

મદમની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં પણ તેણીએ તે પડતાં અટકાવ્યાં અને પોતાના ધણીનાં ખભાં ઉપર પોતાનું સર ટેકવ્યું.

"મારા ભલા મારીસ," તે બોલી, "તું બરાબર કહેછે. માફકર મુજને; મારી મોહોબત મુજને એકલપેટી કરેછે, પણ જે ઉતમ ગણાય તેની આશા રાખવાની હું કોશેસ કરીશ."

"એટલા વખતમાં મારકવીસ નિસાસો નાખી વચમાં બોલ્યો, "એક બીજી અડચણ નડેછ. એક છોકરો ઉભો કરવો જોઇએ."

"એક છોકરો! શા માટે?"

"રાજપુત્રને બચાવવો જોઇએ."

"બેશક તેમ થવુંજ જોઇએ. પેલા લુહાર સાથ કીયો છોકરો જવાનો હતો?"

"તેનો પુત્ર," મારકવીસ જમીન તરફ નજર કરી કાંઇ ઉંડો મતલબ ધરાવતો બોલ્યો.

મદમે કાંઈ ગભરાતનું દચકું ખાઇ પોતાનો દમ ખેંચ્યો, પણ તેણીએ કાંઈ જવાબ આપ્યો નહી.

આ પલે બારીનો પરદો ઉંચકાયો, અને ચારલ્સ તેમની આખી વાતના દરમ્યાનમાં એક પેહેલો કંગુરો જાંહાં તે સંકોચાઇને એકલો ઉભો હતો ત્યાંથી કુદાવી અંદર આવ્યો. બીહીતો બીહીતો પોતાના પેદરની બાજુમાં ગયો, અને પોતાના નાનકરા હાથ મારકવીસના હાથ ઉપર મુકી બોલ્યો—"મેરબાન પપા, આલો હું તમારી સાથ આવું છું અને આપણા રાજપુત્રને બચાઉંછું."

"તું, ચારલ્સ!" મારકવીસ ગંભીરાઈથી બોલ્યો. "તું આવે છે!"

"અને કાં નહી, પપા! પેલી રાતરે તમે એમ નહી બોલ્યા હતા કે નાનો શાહાજાદો અને હું એક સરખા દેખાઇએ છીએ? પ્યારા પપા સાંભલો, મેહેરબાની કરો અને મને જરૂર તમારી સાથ લઇ જાઓ!"

"પણ મારા બચ્ચા તું શું માગેછ તે સમજેછે કે? તને અને મને એક શીહા બંદીખાણામાં ગોંધાવું પડશે. મને તો ઘણું કરીને ગરદન મારવામાં આવશે, અને તું—

"અરે, નહી તેઓના હાથમાં એનાથી જવાય નહી?" મદમ તેને પેટમાં દાબી નવધાર આંસુ પાડતી બોલી. "ના મારા પ્યારા બેટાને જમે થવા તેઓના હાથમાં આપું નહી. નહી, અરે નહી, મારીસ, નહી, એને હું મોકલનાર નથી. અરે બોધ, ઓ મારીસ આપણાં ફરઝંદનું ખુન ના રેડાવ."

"એબ્રહામ પયગંબરનો બાગ આપવાને ખુશી હતો." મારકવીસ ઉદાસ થઇ બોલ્યો.

"પણ બોદાએ એવું કરવા દીધું નહી! એવાં કરપીન કામથી હાથ ઉઠાવવાને બોદાએ મુચણા કરી! પણ નહી મારીસ, નહી, મારા ફરઝંદને મારે ગલે બાંધેલો રેહેવા દે!"

મારકવીસે આંખમાંથી પડતાં થંદાં લોપાં લુછી નાખ્યાં, અને એકાએક ઉભા થઇને, ઓરડામાં અહીં તહી ફરવા લીધું, અને પેલા બાલકે તો પોતાની અરજ શાકલુદી સાથ ચાલ રાખી:

"મામેજી મને મેરબાની કરી જવાનીરજા આપો! ખચીત મને તેઓથી કાંઇ અલવાર આવનાર નથી! જોજો તમે કે મને તેઓ કાંઇ નુકસાન કરી શકનાર નથી. અગર તેઓ એક બે અઠવાડયાં મને શીહા ગારમાં પુરી મુકશે તો શું થઇ ગયું; પણ આટલી અરજ ઉપર ધ્યાન આપો, અને આપણા રાજપુત્રનો જીવ ઉગારવા મને રજા આપો, શું માતાજી કોઇનો જીવ ઉગરે તેમાં તમો રાજી નહી થશો વારૂ?"

મારકવીસને આથી ઘણીજ ખુશી લાગી અને તે ખુબરૂ બાલકનું સર પોતાનાં હાથની વચમાં પકડયું.

"યાદ રાખજે બેટા," તે લથડતે સાદે બોલ્યો. "ખુબ યાદ રાખજે કે તેઓ આપણ બંધેને ગુનાહગાર ઠેરવી ગરદન મારશે. ત્યારે તું શું કરશે?"

"ત્યારે, પપા," તે છોકરાએ એસ્તવાર જીગર સાથ જવાબ દીધો, "ત્યારે તો નેક ફરજંદ તરીકે કેમ મરવું તે દેખાડવાની મને તક મલશે."

મારકવીસે એક પણ શબ્દ ઓચરયા વગર તે છોકરાને તેની માવતરની ગોદમાં આપ્યો.

"વ્હાલી દીલદાર," તે બોલ્યો, "આપણા આ બ્હાદુર ફરજંદ માટે આપણને તે હકતાલાનો ઉપકાર માન્ય કરવો જોઇએ, અને એની મરજી મુઆફીક કરવા દેવું જોઇએ. તે પોતાનાં નામ અને જાતને લાયકછે. અને તેને

પોતાનો અમીરી ખાનદાન દેખાડતાં અટકાવવો જોઇએ.

મદમે પોતાનો હાથ છાટી ઉપર ધરયો, અને પોતાનું મોહોં ફેરવ્યું.

"એમજ થવાદો ત્યારે, તે ધીમે સાદે બોલી, "જો તમારી મરજી એવીજ છે તો લો હું પણ મરવાને તઇયાર છું."

આરછસે તેણીની ગરદન ઉપર પોતાનું સર તેકવ્યું; અને સઘલાંઓએ કેટલીક વખત સુધી રડયા કીધું. પણ મારકવીસે અડ પછી તે છોકરાને તેની માવતરની ગોદમાંથી છુટો કરયો.

"આસ, આરછઅ." તે બોલયો. "હવે આપણને બોલેલું અમલમાં લાવવાનો વીચાર કરવો જોઇએ. 'માગને રમતે મારી પુઠે ઓરડામાં આવ. તાંહાં હું તને આવતી કાલે તારે શું કરવું તથા કહેવું તે શીખવીશ.

"આવતી કાલે!" મદમ ધ્રુજતી અને ઓચીંતી હાય મારી બોલી.

એ પછી મારકવીશ અને દીકરો બંધે આગા હેઠલ ગયા, અને બારાસ ન્યુસ પેપરના ઓટેથી તેમના ચારાબારા જોયા કરતો રહયો. તે ડોકું હુણાવતો બોલ્યો, "શું! એ બંધે? ઠીકછે; જો એ બંધે પોતાનાં સર જલ્લાદના છુરાને સોંપે તો તેમાં કાંઇ મારો તકસીર નથી, અને ત્યારેજ આપણા બેવરા છકાયાી પડેતો!"

(અંપૂર્ન.)



"હું શું કરતે? અરે મારી પાસ જો તે વખત એક સમશીર હોત તો હું તેને એકજ જરબથી ચીરી નાખત."

અંક ૨ જો. પાનું ૩૬ મું.

# પરચુરન ગ્નાન તથા રમુજ

એક દીવસ આપણા ફીકાભાઇ અદગરાને ખેતવાડીથી પાયધોની જવાનું હતું. ગામમાં તેનો જવાનો વિચાર થયો; તેથી ગામના કન્ડકતરને તેના ભાડાંને વાસ્તે પુછયું. જવાબમાં તેને એવું જણાવ્યું કે ગ્રાંતરોડથી પાયધોણી જવાનો એક આણો તેમજ ખેતવાડીથી પણ એકજ આણો બેસેછે. એવું સાંભલી તે તાજુબી પામ્યો, અને ગામવાલાની અકલ ઉપર હસી મનમાં વિચાર કરયો કે જયારે એમજ છે ત્યારે ગોલ પીઠાં આગલથી ગ્રાંતરોડ સુધી પેહલે ચાલી જાઉં, અને ગ્રાંતરોડથી ગામમાં બેસુ કે તે હલાલ થયલો કેહેવાય. વાહરે અદગેરાજી એમજ ચાલવુંજ હતું તો ગોલ પીઠાં આગલથી પાયધોની કાં નહી ગયા કે આણો બનચતે? ચાલવાનું તો એકજ સરખુ હતું.

---

એક વખત એક જુવાન વિધ્વાને કોઇએ સવાલ કરયો કે તું એટલી જલદી નાતરું કરવાનો વિચાર કેમ કરેછે? તે બોલી મારા પ્યારાના મરણને લીધે બલાપો કરી ખોદાની બખસેલી કીમતી જીંદગીનો નાશ કરવો ના રવાછે. કેવો કીમતી વિચાર!

---

આપણી સરકારને અફગાન તરફ લશકરે સાથ મોકલવાને પોઠાવાલા તથા કુલીઓ જો ઇએછે તે વીશે જગે જગ થાણાં પીતાએ છે અને તેથી ગરીબગુરબાં બીહીને બરાતાં ફરેછે તે સંધું જોઇ આપણી કોલી કુંઇઓ પોતાની સદાની રસમ મુજબ તે ધંધેરાની મતલબ ભાયખલા આગલ નીકલેલા કલ્પીત નાગ માટે બાલકોને ભોગ તરીકે પકડવાની ઉઠાવી લોકોમાં વેહેમ તથા વસવસો ઉત્પન કરેછે તથા છોકરાઓને બાહાર નહી કાઢવાની લોકોને સંભાલ રાખવા કહેછે.

પુલીસ ખાતાંનો એક ડીતેકતીવ ગીપંઇ બોલ્યો, "હા, મારા લાંબા અનુભવમાં મેં ઘણું એક અજાયબ જેવું દીઠું છે." "અલબતાં" તેની બાયડી બોલી "તમોએ ઘણાંક કાવત્રાં પકડી કાઢયાં હશે." ખરી વાત, ઘણીક લુચાઈ દોંગાઈ, ફેસાદ આજ સુધીમાં મેં પકડી આપ્યાં છે; પણ દલગીર છું કે તમારી અને માહારી વચ્ચે મોટી ઠગાઇના સપાટામાં હું પોતે ફસ્યો છું. હું એક ઓરતના હાથ ઉપર ફસ્યોછું. તે જુવાન સુંદરી છે; અને હું એકીનથી કહું છું કે એક ફીરેસ્તાઈ દેખાવની છે. પેલીએ જુબાબ દીધો "પણ તે કાંઇ ખરો ફીરેસ્તો તો નહી હોય?" "ખચીત નહી." તે બોલ્યો. "તેણીનો મીજાજ જાયછે ત્યારે વંટોલિઓ જ મીન ઉપર થયો હોય એમ દેખાય છે; અને જ્યારે છેરાયછે ત્યારે ધરતી પણ કાંપેછે." "અરે બાપ!" પેલી બોલી "પણ તેની ખરી ખાસીયત તમને કેમ માલમ પડી?" "કાં નહી?" તે બોલ્યો "પરણ્યા પછી બધું, આપો આપ જણાઈ આવ્યું."

---

દુન્યામાં સઘલાં મલી ૫૨૧૬૭ વેપારી બારકસો છે. જેમાંનાં ૪૪૭૩૪ વ્હાણ અને ૮૪૩૩ આગબોટ છે. આ બારકશોમાં ૨૦૪૯૪ અંગરેજોનાં છે, જેમા ૧૫૩૮૪ વ્હાણ અને ૫૭૯૦ આગબોટ છે.

---

એક વેહેંત્યાં આદમીએ એક રાક્ષસને કહ્યું, "આપણ બંનેના હક સરખા છે!" "તો નો." રાક્ષસે જવાબ દીધો, "તેમાં પુછવુ શું; તો પણ ભાઇ સાહેબ મારો જોડો પેહેરીને તમે ચાલો તો તમારાથી કદી ચલાય નહી." "તેમજ ભાઇ સાહેબ," વેહેંત્યું બોલ્યું "તમ જો મારો જોડો પેહેરીને ચાલો તો ત
[illegible]

એક વેલા એક વઇદ પોતાના દા
ચાકરને મરઘીનાં પીલાંનો એક કરંડીઓ અ
ગોલીની દાબડી આપી કહ્યું કે પીલાં
મીત્રને અને દાબડી આ લખેલાં કાગજ સા
એક દરદી ઘરાકને તાંહાં જઇને આપી આ
ઇરાંણીએ ભુલમાં ગોલીની દાબડી દાકતરન
મીતરને તાંહાં આપી; અને મરઘાંનો કરંડીઓ
પેલા દરદી આગલ લઇ ગયો. હવે પેલા દા
પીલાંનો કરંડીઓ જોઇ તથા કાગલ વાંચી
ભરાતમાં પડયો તે કાગલમાં આ પ્રમાણે લખે
હતું—"બબે દર અરધે કલાકે લેજો."

---

કેમ ભાઇ હાથીને તગેતગ શા માં
જોયાં કરોછો? એટલા માટે કે એની સુંઢ કા
અને પુછડી કઇ તેની તપાસ કરી લેવા. કે
ભાઇ, કુશીઆરી કોઇના બાપની છે. અવલ
કન કરવાની ટેવ રાખવી સારીછે.

---

કહેછે કે સેંકડે ૯૫ પારસી ધરથી દે
દેવીની તથા તેમના સ્થાન વગેરેની માનતા
કીધા, ભોગ વગેરેની રસમ નીકલી ગઇ
તેથી હજારો પુતાગઓ ધંધા ધાપા વગરના
થઇ ભુખે મરવા લાગાછે. તેમની એ રવેશની
દલીદ્ર અવસ્થાની મજબુત ફરીઆદ તેમની
દેવીના કાન ઉપર ગઈ હતી. હાલમાં જી. આઈ
પી. રેલવે વાલાઓએ બાંયખલાના દેહરાં
આગમનો પુલ ભાંગીઓછે, તે તકનો લાભ લઈ
તે મધેથી ગીસ નાગ મનુખરૂપે બાહાર નીકલી
ઓછે. એવું કહેવાયછે કે તે ૪ આંખ ૧૨
હાથ અને ગંજાવર કદ રાખેછે. તે બાંયખ-
લાના પુલની નજીકના તલાવમાં તા૦ ૧ લી
એપરેલથી કેટલાંક દીવસ લગી પોતાના પુંજારી
સેવકોને દરશણ કરવાની તક આપશે. હાલમાં
ઘેરેઘર ગભરાત મચી રહયો છે કે નાગને
ભોગ તરીકે અરપણ કરવાને નાના બાલકો
જોઇએછે.

એક શેહેરની દરબારમાં એક જુરર (જુ…)માં બેસનારો)નું નામ પોકારવામાં આવ્યું. તે હાજર ન હોવાને લીધે જડજે તેને દંડ કીધો ત્યારે એક આગલ ઉભેલા શખ્સ બોલ્યો "સાહેબ તમે એવા ૧૦૦ દંડ તેની ઉપર નાખો તોપણ તે આવનાર નથી; કારણ તેતો હવે ગોરમાં દતાયો છે."

---

ગોળીઓ બંદુકમાંથી છુટતી વેલા રાગ કાઢેછે પણ એ રાગ તો ભારી પડે બા.

### ઉખીઆણું.

જીનહાર ન દેખે મુજને સાહેબ
ખલકનો ખાવીંદ ખાલિક
દારણ મલે કદાચ દેખે
પરજાપતી ને માલેક
દીનકોર દુએ હુસા મુસા
આજ કાલ ઈયા વેહેલા મોડા.

---

### ગઝલ.

(નામ જાનેકા ન લો ઈઆર—મેં મરજાઉંગી.) એ રાહ.

---

કામ દુજનું જોઇને આ.ક—થાય છે જીગર ગમગીન—ટેક.
જીગર ગમગીન જીગર ગમગીન, થાએછે જીગર ગમગીન.

રાતે રઅડી રખડી—ખાલોછો મુજને એકલી
કેમ ખમાય સંતાપ. પ્યારા, કેમ કહેવાય કોઇ નજદીક—
કામ દુજનું૦

બાર ઉપર બે ગઇ—કોઈ કોઈ વખ્ત રાત સારી
કાંહાંની મુજની નહી થોડી—વાંચું કીસ્સા કંઇ કાહાણી—
કામ દુજનું૦

ઘરમાં તો વાખિવાખા—પડે બચ્ચાંપર આપદા
ખાવું પીવું વારી ગાડી—મેહેર નહીં તો બેન્દોરા—
કામ દુજનું૦

તમો સાહેબ તમો ખાવંદ—રમતાપંચી ભમતા પાદશન
નહીં આકિશ નહીં લજા, નાચવું કુદવું ઓર મજાહ—
કામ દુજનું૦

અમો ચાકર અમો નફર, પાંજરેના હમો પોપટ
કર લગાર નજર પ્યારા, સમજી કાંઇ હથેન્જરા—
કામ દુજનું૦

# સેતરંજ બાજી

## બાજી પેહેલીનો ખોલાસો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ |
| ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ |
| ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ |
| ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ |

૧. કાલે ઘરનો ઘોડો ૫ મે ઘર ઉઠ્યા ૩૨ મે ઘર ચાલવો.

૧. પાદશાહને ૭ મે ઘર; જવાની ફરજ.

૨. સફેદ ઘરનો ઘોડો ૨૨ મે ઘર પાદશાહને સેહ ઉઠ્યા ચેક.

૨. પાદશાહ ૮ મે ઘર જાય.

૩. પ્યાદી પેચ અને પયાજ માહાત.

બાજી ૨ જી

કાલા.



સફેદ.

પ્રથમ સફેદ મોહોરાંની ચાલછે અને કાલાને ત્રીજે હાથે માહાત છે.

---

☞ આએ "પખ્વાડ્યાંની મજાહ" ચોપાન્યું તેના માલકને માટે ફરદુનજી ફરામજી ૨ "જ્ઞાનપ્રદીપક" મેસમાં છાપ્યું છે.

# પખવાડ્યાંની મજાહ.

પુસ્તક ૧ લું.] ૧ લી એપરેલ [આંક ૫.



# આજના પારસીઓ.

## ૩—સ્ત્રી કેલવણી.

### જરથોસ્તી છોકરીઓની નિશાળ.

ઉપલાં ખાતાંનો વારષીક ઓછવ હમણાંજ પુરો થયો છે. તે ઓછવને ટાંકણે બહાર પડેલી બાબદ ઉપર નેગાહ કરતાં અમને ભારે ખુશાલીની લાગણી ઉત્પન થઈ આવી અમારૂં આધીન મત સોચવ વારૂપે એક બે સખુન આપવા અમારાં અંતકરણમાં જીગ્નાસા, તેમજ ઉત્કંઠાની મંદ પડી ગયલી લાગણી તાઝગી પામેછે. જરથોસ્તી છોડીઓનું નિશાળ ખાતું એક ઘણુંજ અગત્યનું ખાતું ગણાયછે. તે તરફ તેની કમીતીનાજ નહી પણ કુલે જરથોસ્તી આલમના દરેક જીવડાનાં કાળજી તથા ધ્યાન દોડવાં જોઇએ. તેની ફતેહમંદી દરેક જીવડાએ હઇડે ધરવી જોઇએ. તેની આબાદી તે આખા પારસી ટોલાની આબાદીછે. તેના ઊપર દરેક પારસીનાં સુખ અને ચડતી હાલતના સુખ્યાં બાઝેલાંછે. એજ ખાતાંની વધાણ ઉપર પારસીની હવે પછીની હાલત સુધરવાનો સંભવ રહેછે. ધરમગુરૂઓનાં ભ-ભાવણ અને સ્ત્રીઓના વેહેમને લીધે આપણામાં હાલા ઉડાઉ ખરચ વધી ગયાછે. તે ખરચોનું મુલ કારણ ઓરતોના વેહેમ આગલ મરદોની લાચારીમાં સમાયલું છે. તેવાં મુલ કારણની ઘુનબેખ ઉખડાઇ ગયલી જોવી હોય તો ઉપલાં ખાતાંમાં ઊંચે દરજજેની કેલવણી દાખલ કરવી જોઇએ. અને હવે તેમ કરવાનો વખત આવેલો લાગેછે. તે જરૂર કરી થવું જોઇએ. મી૦ પનથકીએ હવે વધારે ઉલત ધરવી જોઇએ અને તે દઃ વિચારવાલા ગ્રહસ્થ જરૂર કરશે એમાં કાંઇએ સંદેહ નથી. તેવણના હાથમાં આજે લાંબો વખત થયો ઘણીક નિશાલો છે, અને તે દરેક નિશાલ મનમાનતી રીતે જોકે ધીમે પગલે પોતાને રસતો લીએ છે. ઘણીક નિશાલો તેમનીજ સુચનાથી ઉભી થયલીછે; જેઓ ગાહેલી ઘણીક આજ પણ તેમના ઉપરીપણા હેઠલ છે. તેવણ આજ ૪૦ વરસ થયાં કેળવણી ખાતામાં જોડાયલા છે. શિક્ષક તરીકે છોકરાઓનમન ઉપર કોઇ પણ મુશકેલ બાબદ સેહેલાઇથી ઠસાવવાની તેમની કુનેહ માટે તે વણને હજુર ઘણાક શિષ્યો દુઆદ કરેછે.

મી૦ પનથકી એ કામ વખતજવે પાર ઉતારશે

# સેતરંજ બાજી

## બાજી પેહેલીનો ખોલાસો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |
| ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ |
| ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | ૩૧ | ૩૨ |
| ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ |
| ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | ૪૬ | ૪૭ | ૪૮ |
| ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ |
| ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | ૬૧ | ૬૨ | ૬૩ | ૬૪ |

૧. કાલે ઘરનો ઘોડો ૫ મે ઘર ઇચ્છા ૩૦ મે ઘર ચાલવો.

૧. પાદશાહને ૭ મે ઘર; જવાની ફરજ.

૨. સફેદ ઘરનો ઘોડો ૨૨ મે ઘર પાદશાહને સેહ ઇચ્છા થેક.

૨. પાદશાહ ૮ મે ઘર જાય.

૩. પ્યાદી પેચ અને પવાજ માહાત.

બાજી ૨ જી

કાલા.



સફેદ.

પ્રથમ સફેદ ખેલાડીની ચાલછે અને કાલાને ત્રીજે હાથે માહાત છે.

# પખવાડ્યાંની મજાહ.

પુસ્તક ૧ લું.] ૧ લી એપરેલ [આંક ૫ મો


☞ આ પુસ્તકમાં આવતી દરેક વારતાનો સરવે હક એના બનાવનારે રાખ્યો છે.

## આજના પારસીઓ.

### ૩—સ્ત્રી કેલવણી.

જરથોસ્તી છોકરીઓની નિશાળ.

ઉપલાં ખાતાંનો વારષીક ઓછવ હમણાંજ પુરો થયો છે. તે ઓછવને ટાંકરે બહાર પડેલી બાબદ ઉપર નેગાહ કરતાં અમને ભારે ખુશાલીની લાગણી ઉપન થઈ આવી અમારૂં આધીન મત સોચવ વારૂપે એક બે સજુન આપવા અમારાં અંતકરણમાં જીગ્નાસા તેમજ ઉતકંઠાની મંદ પડી ગયલી લાગણી તાજગી પામીછે. જરથોસ્તી છોડીઓનું નિશાળ ખાતું એક ઘણુંજ અગત્યનું ખાતું ગણાયછે. તે તરફ તેની કમીતીનાજ નહી પણ કુલે જરથોસ્તી આલમના દરેક જીવાનાં કાલજી તથા ધ્યાન દોડવાં જોઇએ. કેતેહ્સંડી દરેક જીવડાએ હઇડે ધરવી જે ... તેની આબાદી તે ... મહા ... આબાદીછે. તેના ઊપર દરેક પારસીએ ચાલવું ... ચતી હાલતના મુલ્યાં બાઝેલાંછે. ... જાતની હદની વધાણ ઉપર પારસીની હવે પછીમ હદ બાહેર સુધારાનો સંભવ રહેછે. ઘરમણુ

માવતા અને સ્ત્રીઓના વેહેમને ... હુકમાને તાબે ... ણામાં હાલા ઉડાઉ ખરચ ... ખરચોનું મુલ કારણ ઓરત ... મરદોની લાચારીમાં ...

એ સગલા સણગારો ઉપરાંત તેની ખરી ખુબસુરતી કેલવણી લીધામાં છે કેમકે કેલવણીથી માંણસ સારાં નરસાંનો વીચાર કરી શકેછે, એથી સારાં લક્ષણ આવેછે. આલસ તથા બીજા દુરગુણોને હાંકી કાઢનાર કેલવણી છે. કેલવણી એ આદમીને આદમપણામાં લાવનારૂં એક મજબુત હથીયારછે ને એ વગર ઇનસાન એક હેવાનની મીસાલછે. જેમ હેવાન પોતાને ગમે છે તેમ કે બીજા કરેછે તેમ ચાલે છે તેમ માંનવીઓએ કરવું નહીં પણ કેલવણીની મદદથી જોખી કાંઇ બોલવું. વીચારવું કે કરવું એ સગલું તપાસીને કરવું. હવે જેટલી કેલવણીની મરદને જરૂર છે. તેટલીજ બલકે તેથી વધારે જરૂર ઓરતને છે એ ... જો ઓરત કેલવાયલી હશે, તોજ પોતાનાં બાલકોને ઘટતી ને સારી કેલવણી નાનપણથીજ આપી શકશે માટે સ્ત્રીને પણ કેલવણી લેવાની ઘણી જરૂર છે.

એ સંઘલા શીણગારો ઉપરાંત સ્ત્રીની

મુખ્ય ફરજ છે કે ખોદાને યાદ કરવો ને તેના હુકમો મુજબ ચાલવું; પણ અફસોસની વાત છે કે સ્ત્રીઓ એવા સદગુણો પ્રમાણે ચાલવાને બદલે પોશાક ને ઘરેણાંની ખાલી ફીસીયારી, ભભકી, મોટાઇ, ને હીરા માણેકનાં ઘરેણાંથી પોતાને સુખી ને રૂપવંતી ગણેછે. જે સ્ત્રીઓ પોતાને રંગ બેરંગી પોશાક ને ઘરેણાંની ખાલી ફીશીયારી ભભકીને મોટાઇમાં સુખી ને રૂપવંતી ગણેછે તે સ્ત્રીઓ પોતે પોતાને ઠગે છે. સ્ત્રીની ખાશ ફરજ નીતીસર ચાલવામાં, દીન ને દુનીયાઇ એલમ હાંસલ કરવામાં, ને ખોદાની તેમજ વડીલ માણસોની તાબેદારી કરવામાં છે. એ સઘલા ગીણગારો ધ્યાનમાં રાખી સ્ત્રીઓએ તે પ્રમાણે ચાલવું ઘણું બગારતું છે."

(૭)

# પેટબોલુ પંચી.

પ્રકરણ ૭ માંનું સાંધન.

"અરે સાહેબ, એ બાબે જરા પણ ફીકર ના રાખો. નચીંત રહો," વેલેનતાઇને કહયું.

"છોકરા," વેલેનતાઇને પોતાનો સાદ એક અસાહેદી જગા જાંહાં બે સખસો જમતા હતા તાંહાંથી આવતો હોય તેમ નાખીને એક ચાકરને કહયું.

"જી, સાહેબ," છોકરાએ તાંહાં જઇ જવાબ દીધો.

"છોકરા," વેલેનતાઇને સાંમેની બાજુ કે જાંહાં બીજા બે જણ દારૂ પીતા હતા તાંહાંથી આવાજ કાઢયો. છોકરો પોતાની ભુલ થયલી સમજી તે સાંમી તરફ ગયો અને બોલ્યો "કેમ સાહેબ, શું હોકમ?"

"છોકરા," પેહેલાના જેવો ફરી અવાજ કાઢયો.

"જી સાહેબ," છોકરો પાછો પેહેલા બે આગલ જઇ બોલ્યો, "તમે બોલાવોછ, સાહેબ?"

"નહી," એક ગ્રહસ્થ બોલ્યો "અમે કાંઇ બોલાવતા નથી."

"છોકરા," વેલેનતાઇન ઓરડાને બીજે છેડે પોતાનો અવાજ નાખી બોલ્યો. તે તરફ બીચારો છોકરો પાછો ગયો.

"અરે, પેલી પોરતવાઇનની બાટલી કાંહાંછે?" અરધે રસતે સાદ નાખી વેલેનતાઇન બોલ્યો.

"બેઅદબી માફછે, સાહેબ," છોકરો એક ગ્રહસ્થ તરફ જોઇ બોલ્યો, "હું ખાતરીથી કહુંછું કે તમે પોરતની બાટલી મંગાવીછે."

"ના ભાઇ, હમે કાંઇ પોરત પીતા નથી."

"છોકરા," વેલેનતાઇને જોરથી બુમ પાડી.

"આવ્યો સાહેબ!" તેટલાજ જોરથી છોકરાએ જવાબ દીધો. તે પાછો સાદની પુઠે ગયો; અને જાંહાં સુધી વેલેનતાઇને અબાન ખાંચી તાંહાં સુધી સાદની પછવાડે અહીં તહીં ઢકેલામાં પડયો, જેથી તેનું લોહી ઉકલી આવ્યું. તે સગડી આગલ ગયો અને ઇંગારનું પજરન પાડયું.

"ઉમ!" વેલેનતાઇન સગડીને માંયની ચીમનીમાં ઉંચે સાદ ફેંકી કહયું "છોકરા ઉંચે જા હું ચેસ્ત કરુંછું"

"ચુપ!" વેલેનતાઇન ઉમનો અવાજ કાઢી બોલ્યો. ઉમ અરધો ગુમવાઇ ગયો હતો. "ચુપ, એટલું મોટે કેમ બોલેછે."

એ રહેશના સાદ ચીમનીમાંથી નીકલતાં સાંભલી છોકરો ગભરાયો અને લાગલો અંધેરા ઉપર ચાલી આહેસ્તે રહી બાહાર ગયો અને પરભમદારાભાને તેની બાબદીને, સાબરડી

તથા બીજા નોકરો તેમજ ધરમસરામાં જેટલાં લોક હતાં તે બધાંને બોલાવી લાવ્યો, જેઓ ઘણી સંભાલથી સઘડી આગલ ગયાં જ્યારે વેલેનતાઇને જીમ અને જો વચ્ચે ચીમનીમાં હેઠલ મુજબની મનોરંજક વાત ચાલુ કીધી.

"જીમ આ તરફ બલતું ઘણું બલેછે; પણ તાંહાં—તે બળાશે. તારા આખા જન્મારામાં તેં આવું જોર બલતું જોયું હતું ?, "ચુપર હેજરા, જો, આપણને પરસેવો એટલો થાયછે કે તેથી બલતું હવાઈ જશે."

"હું એવું ધારતું છું કે જેમ પેલા છોકરા ધંગારમાં સલીઓ બોકી જોર પજરેન પાડે છે તેમજ તેના પેટમાં પણ તે બોકાય."

"એરે એ તો ઉલટું થાય તેની ચરબી તવાયાથી બલતું, વધું જોરમાં બલે, અને આપણને દઝાડી નાખે."

ધરમસરાવાલો તાંહાં આવ્યો. "હં હવે તમે સપડાયા, લુચ્ચાઓ, સબર કરો, ચુપ થાવો ?" તે બોલ્યો.

"તું ચુપ થા ?" ગેબી જીમ બોલ્યો.

"ઠીકછે તમારે જોઇએ તે બોલો," ધરમસરાવાલો બોલ્યો, "પણ હવે તમે લોકો છટકવાના કાંહાં છો. ચાલો નીચે આવો— સંભલાયછે કે ?"

કોઇએ કાંઇ જવાબ આપ્યો નહી.

"અહીં આવ જેરી," ધરમસરાવાલો બોલ્યો, "જા દોડતો કે સીપાઇને બોલાવી લાવ." અને ખરેખર જેરી જેટલી ઝડપ થાય એટલી ઝડપથી દોડતો નીકલીઓ.

"રે બામતાઓ, નીચે આવો તો સારૂં," ધરમસરાવાલો બોલ્યો.

"માફકરો, મેરબાન સાહેબ," જીમ બોલતો હોય તેમ વેલેનટાઇને ચીમનીમાંથી સાદ કાડ્યો, "તમો તો કાંઇ જબરા સાલેસાઇ અને બાપકીવાલા જણાવો છો.

જો તમો બહાર નહી આવશો તો હું તમને બંદુકે ઉડાડી મુકીશ," ધરમસરાવાલો બોલ્યો.

"પણ દારૂગોળાનું ઠેકાણું કાંહાંછે?", ગેબી જો બોલતો હોય તેમ વેલેનતાઇને અવાજ કીધો.

સીપાઈ આ વખત અંદર દાખલ થયો, અને તેણે સગડી નજદીક જઈ પોકાર કીધો, "ચાલો જવાન મરદો, ચાલો, મને તમારૂં કાંઇ કામ છે."

"અમારૂં કામછે," એક જનનો સાદ નીકલ્યો.

"પટપટારૂં છોડી દો, અને હેઠલ આવો," સીપાઇ બોલ્યો, "નહી તો સીપાઇ સાથ વેરાં કાડવાનો સ્વાદ કેવો હોયછે તેતો તમને ખબરજ હશે."

"ખચીત, પણ અમને તે સ્વાદ માલમ નથી તો."

"નહી એમ કાંઇ તેઓ ઠેકાણે આવે નહી," સીપાઇ બોલ્યો, "લાવતો એક લાંબી ઝારં લાવ તો."

એક ચાકરડી સાવરણી લેવા ગઇ, એટલામાં એક બીજો સીપાઇ અંદર દાખલ થયો. તેને પેલા પેહેલા આવેલા સીપાઇએ કહ્યું "સ્મીથ, જા અને પેલી ચીમનીને મથાલે ચડી તાંહાં ઉભો રેહે કે તે રસતે કોઇ નાહાસી જાય નહી ?"

"કેમ હવે" સીપાઈ હાથમાં લાંબી ઝારૂ પકડી બોલ્યો, "હવે હેઠલ આવવું હોય તો આવો નહી તો આપો આપ ઉતરવું પડશે."

આ સખુનના જવાબમાં ચીમનીમાંથી ધીકાર ભરેલા હસવાનો અવાજ નીકલ્યો જેથી તે એટલો તો ઉશ્કેરાઇ ગયો કે તાબરતોબ પેલી લાંબી સાવરણી ચીમનીમાં ખોસી દીધી પણ બેસે શું કે તાબરતોબ મેંશના ઢગલે

ઢગલા તેના મોંહોં ઉપર પડયા જેથી તે તદન ગુંગલાઈ ગયો. તે ઉપરા સાપરી છીકવા અને ફુકવા મંડી ગયો.

"કેમ સાહેબો, હવે શું કહોછો?" ચીમનીને મહાલે ચહેલો સીપઇ બોલ્યો. "ઉપર ચઢવાનો કે નીચે ઉતરવાનો વીચાર રાખોછો? બોલો કહીદો!"

હેઠલ રહેલો સીપાઈ તો દમબદમ છીક ખાત હરે, છીકે અને ફુકે અને ચીમનીમાં ભરાયલા શખ્સોને સેજ ભણવામાં કાંઈ બાકી નહી રાખે. પાણી મંગાવી મોહું સાફ કરયા પછી તે બોલ્યો "હવે એ લોકની કમબખ્તી કરૂંછુ." ગરા હાથમાં આવ્યા તો પછી જોઈજ લેવો કે એમના શા હાલ થાયછે. વાહ જોઈએ હવે તમો સમજો છે? કેમરે હેઠલ આવોછો કે હવે? ઈઆદ રાખજો કે અમે તમને છોડવાના નથી. આ છેલ્લીવાર કહુછું કે નીચે ઉતરો?"

"તું કોઇ ઘણો ભલો દેખાય છે, પણ અમો તો હેઠલબી નહી ને ઉપરથી નહી જવાના," ચીમનીમાંથી કોઇ જવાબ દેતું હોય તેમ વેલનતાઇને સાદ નાખ્યો.

"ફીકછે ત્યારે જે વખત જાયછે તેમાં તારી સરકારીને મારે તને સ્વાદ ચાખવો પડશે," સીપઇ બોલ્યો.

આ સખુનના જવાબમાં વલી ચીમની માંથી કોઇના હસવાનો અવાજ નીકલ્યો જેથી સીપઇ અને બીજા એટલા ચીરડઇ ગયા કે તેઓએ તે ચીમની બાલીને ભસમ કરી નાખવાનો નકી ઠરાવ કરયો. પણ તેમ કરવા ને સીપઇનું દીલ ચાલ્યું નહી; સબબ, તે બોયો કે ચીમનીમાં ભરાયલા ચોરો બલી મરે તો તેમની ઉપર કદાચ ખુનનું તોહોમતનામું આવ્યા વગર રહે નહી.

ઘરને નીચે ઊભેલા લાવવાને લોકો તરેહવાર ઉપાય સુઝાડતા હતા, તે મધે એક જણે, એવું જણાવ્યું કે શેહેરમાં એક કચરા પતી પાસે ચીમની સાફ કરવાનું યંત્ર હતું કે જેની રૂહે ચીમનીમાં જે કાંઇ ભરાયું હોય તે બાહાર આવેછે. એ ઉપરથી તે કચરાપતીને તેના યંત્ર સાથ બોલાવી લાવ્યા. તેણે આવતાં-નેવાર પોતાનાં યંત્રની તારીફમાં કાંઇ શબ્દ ઓચરયા. પછી તે યંત્ર ચીમનીને રસ્તે છેક મહાલે સુધી ચલાવ્યું; તેથી પુષ્કળ મેશ ઢગલે ઢગ હેઠલ પડી. હવે આ યંત્રમાં એક ગોલ બ્રશ રહેછે તે જ્યારે મહાલાં સુધી ઉપર ગયું કે ચીમનીને મહાલે ચઢી બેહલા સીપઇએ તેને ચોરનો બાલ સમજી મજબુત પકડી બાહાર ખેંચ્યું જેથી બ્રશ યંત્રમાંથી બાહાર નીકલી આવ્યું અને તેના બાલ તુટી ગયા. તે જોઈ યંત્રવાલો એવું સમજ્યો કે ચોર ચીમનીને મહાલે હતો તેથી તેણે લોકોને જલદીથી ચીમનીને મહાલે જવા કહયું. લોકો જેમ તેમ બની મુશ્કેલીએ ચીમનીની છેક ઉપર ચઢયા, પણ થોડાક વારમાં કંટાલી નિરાશ થઇ પાછા હેઠલ ઉતરયા. ઉતરતીવેલા કેટલાક ટુટી પડયા અને હાડપગ વગરના થઇ ગયા. એમ કરતાં સેવટે સરવે કોઇ પોત પોતાને ઘર તરફ ફરયા અને તાંહાં સીપઇ તથા ધરમસાલાનાં માણસો માત્ર રહયાં. તેઓએ એવો ઉપાય શોધ્યો કે ચીમનીનું મોહું એક જાડાં કનતાનથી ઢાંકી નાખ્યું કે જેથી કરી ચોરો ચીમનીમાં ગુંગલાઇ મરે. પછી આખી રાત, સીપાઇઓ ચીમનીને મહાલે તથા નીચે બેસી રહયા.

વેલેનતાઇનનો પાલો તેનાં કાતુક, આકરમ તથા મેહાંનું પરીણામ જોઈ મનમાં અત્યંત ગમત મેલવતો હતો. તે હસતો હસતો, કંટાલો તથા પાકી ગયો અને વેલનતાઇન સાથ ગાડીમાં બેસી ઘર ગયો. (અપૂર્ન.)

# ખોદાઈ લાકડીને અવાજ હોય કે?

## પ્રકરણ ૫ મું.

રેલવે સ્તેશન ઉપર સાંજની ‘ઝપલી ત્રેનો આવી લાગી. તે સ્તેશન ઉદહેમના નાના સ્તેશનથી આસરે ૧૦ માઇલ ઉપર હતું. ગાડી હજુરતો બરાબર ઉભી ન રહી હતી એટલામાં એક જુવાન ઉતારૂ સ્તેશન ઉપર ઉભેલા પોરતરની ચેતવણી છતાં કુદી પડ્યો. તે ઉતાવલો પુરૂષ હેનરી મારચમેંત પોતે હતો. ઠંડી કકરતી પડવાને લીધે તેનું બદન કાંપતું હતું; કારણ કે ગરમ દેશોમાં જઈ રહેવાથી તેણે ઠંડી ખમવાનો આશરમ છોડી દીધો હતો. અંધારામાં તેણે આણીગમ પેલી ગમ નજર કીધી; પણ ગાડી કેડે મલી આવી નહી. સ્તેશન આગલ બે ગાડી હતી ખરી પણ તે કોઇ લેડીઓને વાસ્તે કોઇએ રાખી મુકી હતી; અને તેથી હેનરીને માટે ચાલી જવા શીવાએ કાંઇ ચારો રહયો ન હતો. તેણે ઝડપથી પગલાં ભરયાં. “ઓક હાલ” તરફ તેણે વલાણ લીધી; અને તેમ કરવામાં પોતાની પ્યારીને કોઇબી રવેશે મલવાનો તેનો હેતુ હતો.

પોતાના પીતાના મરણ આગમચ વતન તરફ પાછો નહી ફરવાને તેણે કસમ લીધા હતા તે એક લેખે પાર પડયા હતા, જો કે તેને તે વાતની કાંઇ ખબર હતી નહી, કારણ કે તેના બાપે તો કેવારનો મોહોતના ફીરિસ્તાને પોતાનો જીવ સ્વાધીન કીધો હતો.

“કેવી બીહામણી રાત!” પોતના દગલાનો કાલર ઉકલાવતો તે બોલ્યો.

ખરેજ, રાત ઘણીજ અંધારી અને ભયંકાર હતી. ધુમસ અત્યંત પડતો હતો. હવાની અંદર કાંઇ ચીજના અથવાતો પવનના ગંભીર સુસ્વાતે તે જુવાન શખ્સના જીગરને નાહીમત કરી નાખ્યું. કદાચ તે પોતે તોડેલાં વચનને માટે ફીકરમંદ હતો અને દીલસે બોલતો હતો કે તે નહી આવતે તો કેવું સારૂં થતે!

તે આગલ ચાલ્યો. અને જે છોકરીને ચાહતો હતો તે છોકરીના ઘર નજદીક જેમ જેમ તે જતો ગયો તેમ તેમ તેનો ચેહેરો વધારે વધારે ઉતત પકડતો ગયો.

“હા, આજ તેણીનું ઘર! પણ આ કેવું અંધારૂં, કેવું ભયંકાર! આટલી બધી બારી છતાં એક પણ બારીમાંથી ઉજાસ જણાતો નથી!” તેની છાતીમાં કાંઇ અજાયબ જેવું દુખ લાગ્યું. તે દુખ કાંઈ બુરા સમાચારની આગાહી આપતું લાગ્યું.

વેરાણ અને સુમસામ થયલા રસ્તાની અધવચમાં તે ઘમ થઇ ઉભો. તે શા માટે એટલો ભયાભીત થયો હતો? તેની શુધ ઠેકાણે રહી નહી.

“અરે રે, મને એટલી ગમગીની શા કારણસર ઉપજતી હશે,” તે પોતાની મુરખાઇ ઉપર હસતો બોલ્યો. તે હીમત કરી આગલ ચાલ્યો. સીડી ઉપર ચઢયો. દરવાજા જોરથી ઠોકયા.

પ્રથમ તો તેને કાંઇ જવાબ મલ્યો નહી. તેણે ફરી ફરીથી ઠોકયા કીધું એટલે કલનાં કાનાંમાંથી એક ઝીણો સાદ “એ કોણ છે” કરી નીકલ્યો.

“તમે દરવાજો ઉઘાડો નહી તો હું મારૂં કામ શું છે તે તમને કેઇ રવેશે જણાઉં;” તેણે જવાબ દીધો “મેહેરબાન બાઇ,” હું તમારી નાની સેઠાણી એમીલીને મલવા આવ્યો છું.”

“મારી નાની શેઠાણી? તે ઘરડી બાઈ બારણું જરા ઓલગું કરતી બોલી. “આહીઆં તો કોઇ બાઈબી નથી ને સેઠાણી પણ નથી.”

"પણ મી૦ ફેરફેક્સ, અને તેની બેટી કાંહાં ગયાં?" હેનરીએ પુછયું.

"શું?"

"આતો કોઇ બેહેરી દેખાયછે," તે મનસે બોલ્યો, અને ફરીથી તેણે સવાલ કીધો.

પણ જે લોકો તે ઘરમાં રેહેતાં હતાં તેઓ વિશે તે કાંઈ જાણતી ન હતી. જે મ-ઘલું કાઇ તે જાણતી હતી તે એજ હતું કે, તે ઘર વેચવા કાડયું હતું, અને કે તેણીની માત રુએવંલ હતી. બીજો એક પણ શબ્દ બોલ્યા વીના તે સ્ત્રીએ તેનાં આંગ ઉપર દર-વાજો ઉંગાડયો, અને તેને એકલો નાસીપા-સીમાં ગીરફતાર મુકી જતી રહી. નાંસીપાસ કારણકે તે એમીલીના દીદાર જોવાની તથા તેણીનો નાજુક હાથ પોતાના દસ્તમાં પકડવા ની ઉમેદમાં તાંહાં આવ્યો હતો.

હવે શું કરવું તે સુઝે નહી. શું તે પો-તાના પેદરને મળ્યા વગર શેહેર પાછો છોડી જાય, અથવા તેની નજદીક જઈ પોતાની ભુલ કબુલ કરે? ગમે તેમ બનો પણ જે છોકરીને પોતાનો પવીત્ર પ્યાર આપ્યો હતો તે શીવાય બીજી કોઇને પણ નહી પરણવાનો તેણે મજ-બુત ઠરાવ કરયો.

પોતાની બાપગીનું ઘર જાંહાં દશ કે બાર કોઇ દીવસ જોયલું નહી તે તરફનો રસ્તો લેતાં તેનું હૈયું જલાઇ આવ્યું.

"અને પણ તાંહાં તે મને કેમ ઉભા રાખશે? તે મને શું કેહેશે?" તેણે મનસે વિચાર કીધો. તેને બીચારાને થોડી ખબર હતી કે તેનો બાપનો કબરવાસી થયો હતો.

તે પેલા બગીચામાં ગયો, અને જલદીથી તે જગા ઉપર જવા લાગો કે જાંહાં તે એમીલી સાથ બેસી ગોફ્તેગો કરતો હતો. અરે કેવી મધુર યાદગાર. તેણીનો ચેહેરો, તેમજ તેણીનો સંગેદ ગોયા તાજા હોય એમ તેને જણાયું. અને બરેખર ખ્યાલમાં ને ખ્વાબમાં તે જાણે એમીલીનો ચેહેરો જોતો હોય એમ જણાયો.

તેણીનો પીતા શા માટે તેમને આડે આવ્યો હશે? તે વહિલ વડયો, અને જે ઝાડ ઉપર તેઓ બેસતાં હતાં તે ઝાડને બોસાથી વધાવ્યું. તેજ ઝાડ આગલ બેસી તેણે આગલ એક દીવસ એમીલીનું નામ કોતરેલું હતું. તે વખત તેને આસમાન તેમજ જમીન ખુશ ખુશાલ દીસતાં હતાં. તે બનાવ કેટલો જુનો થયોહતો અને તે પછી તેણે કેટલું સંકટ વેઠયું હતું.

પાંચ વરસ! પાંચ વરસમાં શું નહી બને! કદાચ એમ પણ હોય કે એમીલી હવે એમીલી ફેરફેક્સ ન કેહેવાતી હોય? પણ ન-હી, એવા વીચાર દોડાવવા મને ઘટે નહી. તે કદાચ પેલી જહાન તરફ અમ-ગાભ ઉઠાવી કુચ કરી ગઇ હશે; પણ તે બેવફા નહી થઈ હોય. જ્યારે અમે છુટાં પડયાં ત્યારે તેણીએ મારી તરફ કેવી આતુરતાથી જોયા કરયું હતું તે મને યાદ છે.

વરસાદ રહી ગયો હતો. તોફાન તેમજ પવનનું જોર નરમ પડયું હતું. તારાઓ ગ-ગનમાં ચકચકીત થઇ રહયા હતા. તેણે આકા-શ તરફ ઝાડની બીચોબીચ ડાંખળીઓમાંથી નજર કીધી અને વીચાર કીધો કે શું તેમજ તેની એમીલી પણ જોતી હશે કે નહી? તે કાંહાં હતી કાંહાં નહી તે જાણવાને માટે તે પોતાની કઈ ચીજનો ભોગ નહી આપી શકતે.

અરે એ શું? હેનરી અટકયો અને કાન આપી સાંભળવા લાગો. જંગલમાં પોકારોના અવાજ તેણે સાંભળયા હતા. હવે તેઓ બંધ પડયા; પણ તરતજ બંદુક ફુટવાનો અ-વાજ તેના કાન ઉપર પડયો; અને ત્યારેજ તેને ખબર પડી કે પીંડારાઓ નજદીકમાં હતા.

તે આહેસ્તે રહી એક ખુલ્લી જગા તરફ ચાલ્યો. તેનાં મોહોડાં ઉપર ખુશાલીની રતાસ પથરાઇ ગઇ. ચોરોની પારધ કરવાને તેના બાપની મુઆફક તેને કોઇ દીવસ ધણુ

# અમીર બચ્ચો.

યાને

## સેરનાં બચ્ચાં સેર.

---

### પ્રકરણ ૪ થું.

ઇગ્યારમીનો ચાબુકસવાર.

બરોબર મધરાતનો વખત હતો, અને આલ્બમ ભર ઊંઘમાં ઉંઘાયલો હતો, જયારે મારકવીસ તેના બીછાણાની બાજુમાં ગયો અને એક ધીમે સાદે અવાજે બોલ્યો.

'ચાલ, મારા દીકરા. હવે આપણને જવાનો વખત આવ્યો છે. આજ કામ ઘણું કરવાનું છે.

છોકરો ઉઠયો અને તાબરતોબ કપડાં પેહેરી તઈઆર થયો.

"પપા, માંજી અને આપણી નાની બાઇ મેફીઅસની મુલાકાત લઇ આવું?" તેણે પુછયું.

"તે બંધે ભર ઉંઘમાં પડેલાં છે," તેના બાપે જવાબ દીધો. "બચ્ચાંને ઉઠાડી શું કરશે, અને છુટાં પડતી વખત તારાં માવતરને અત્યંત દુખ લાગશે, તેથી બેહેતર કે તેમને મળ્યા વગર નિકલી જઇએ. તારી મરજી હોય તો તેણીના ઓરડામાં આવ, અને તેણીને એક વખત જોઇલે. પણ ઘણુંજ ધીમે હીંડજે."

તેઓ બંધે પગના અંગોઠા ઉપર ગયા, અને મારકવીસે મચ્છરદાનીની ઉંચકી. ઈદમ જાણે કોઇ લાભકારક સ્વપનો જોતી હોય તેમ પોતાની ઊંઘમાં હસતી હતી, અને તેણીના સુંદર બાલ છુટા ઝુલફામાં તરીઆ અને ચાદર ઉપર



પડેલા હતા. એક સફેત હાથ બીછાણાની બાહાર અરધો ઝુલતો હતો અને બાજો તે તેણીના ગોલાબી રૂખસાર નીચે દબાયલો હતો. મારકસને આ વખત તેની માવતર જેટલી ખુબસુરત લાગી તેટલી કોઇ વખત લાગી ન હતી

"પપાજી, આ મારાં પ્યારાં ખાવનને એક બોસો લઉં?"

બાપે દોકું ધુણાવ્યું અને જ્યારે છોકરાએ આહિસ્તે રહી તેણીના નબળા હાથને ઝાલી લીધો ત્યારે તે બીછાણા ઉપર જરા વાંકો અટકેલી ઉભો અને પોતાની પ્યારીનો ચેહેરો છેલીવાર પામતે, તે ચીપી ચીપીને ધ્યાનમાં લેવા લાગો.

"છેલી સલામ. પ્યારી," તે બોલ્યો, "હવે પછી કદાચ તારો મનમોહન ચુમ્બનો હોઠામાં એવો ગાલમ આવશે કે નહી!

એ બાદ, તેબલ ઉપરથી એક કાતર ઉપાડી, તેણે પોતાના કાલા બાલમાંથી એક ગુચ્છ કાપી પોતાની ઓરતના તકીઆ તલે તેણીની નજદીકમાં મુક્યું. બાદ એક પણ બાજો શબ્દ ઓચરયા વગર તથા પાછું ફરી નજર કર્યા વગર બાગને રસ્તે તે નીચે ઓરડામાં ગયો. આ ઠેકાણે ચારલસે પહેલીજ વેલા પોતાના બાપને આંસુ પાડતાં દીઠો. તોપણ તે છોકરાએ તે ઉપર કાંઈ ધ્યાન આપ્યું નહી.

'અહીં આવ, ચારલસ,' તે બે બદલ ઉપાડતો બોલ્યો, "એ ગાંસડીઓમાં આપણો છુપો લેબાસ છે અને મારાં ઓજારની એક ટોપલી છે. તું ગાંસડીઓ ઉઠાવજે કારણ કે તેઓ હલકી છે, ચાલ દીકરા.'

તેઓ ત્યાંથી બાહાર નિકલ્યા. અકરોના બારી ઓરડામાં થઈ નવરો ચોક એક લંગી ગરાડવાલા દરવાજા આગલ ગયા. ત્યાં દરબાન પોતાની કોટડીમાં ભર ઉંઘમાં પડેલો હતો, અને ચારલસે તેને જગાડ્યો હોત પણ મારકવીસે પોતાનું આંગળું હોઠ ઉપર મુકી તેને વારયો અને પોતાના હાથે દરવાજો ઉઘાડ્યો. અડગરા કાટખાઈ તાટ થઈ ગયા હતા તથા ગાલાની અંદર ખખડતા હતા. ધીમેથી અને ઘણી સંભાલથી તે અડગરા પાછા હતાવ્યા એટલે તાણાતોણ દરવાજા ઉઘડ્યા અને તેઓ બન્ને રસ્તા ઉપર આવી લાગ્યા.

ર પડતું દર્દ.

તે રાત્રે વરસાદ વરસતો હતો, અને સઘલે ઠેકાણે કાદવ તથા કીચન થઈ રહ્યો હતો. પોલી રસ્તા ઉપર ઘુરી છવાઈ તેનકી બત્તીના ઉજાસ પડતા હતા. વખત બરાબર બામદાદનો હતો. રસતા ઉપર જાઝો આવજાવ ન હતો. બે ત્રણ ભાજીપાલા કે તરકારીનાં ગાડાં જતાં હતાં; તેમજ ત્રણ ચાર છોકરા આખી રાત કોઈ ચંડુલ ખાણામાં ગુજારી ઘર કડે પાછા ફરતા હતા તથા રાજદ્વારી બાબદના મોટાં મોટાં છાપેલાં કાગજ ગલી ગલીએ કંઈક લોક ચોંતાડતા હતા, જ્યારે ફેરના પરગમ તથા પગના ઠોકાના અવાજે રોન ફરનારા સીપાઈઓના આવી પોહોંચવાની તેમને ચેતવણી આપી. તેથી તેઓ એક દરવાજાને ઓઠે ભરાઈ ઉભા અને દમબાંધી ધ્યાન દઈ જોવા લાગા. થોડેક વારે સીપાઈઓનાં પગલાં તેમની નજદીકથી પસાર થયાં એટલે તેઓએ બાહાર નીકળી ચાલવી પકડી.

એ રવેશે નવરા અને તીનાસવાલા રસ્તેથી ઘણાક ભાગેલાં પડેલાં સાથનાં જાહેર ફુવારા આગલ થઈ, જાહેર ઇમારત કે જેમની બારીઓ બંદુકથી વીંધાઈ ગયલી હતી તે આગલ થઈ, નદીની બાજુમાં એક સાંકલી ગલી તરફ પોન્ત-દેસ-આર્સ નજદીક એક નાનાં કંગાલ ઘર આગલ મારકવીસ દેખ્યો અને દરવાજા ઠોકવા લાગો. એક બુધીઆએ બારણું ઉઘાડ્યું અને પોતાના હાથને ઓથેથી બંને બાપ દીકરાને નિહાલી જોવા માંડ્યું.

"શું માંગો છો રે?" તેણીએ પુછ્યું.

"મને મોસ્યોર સાઇમન સાથ કામછે" મારકવીસે જવાબ દીધો "તેવણ ઘરમાં છે કે?"

"અહીં કોઈ મોસ્યોર બી નથી ને ઉમરાવ બી નથી," બુધીઆ બોલી "અહીં તો સેહેરી સાઇમન આ ઓરડામાં છે."

"તેનો મેલાપ થઈ શકશે કે?"

"કોણ જાણે. ઉપર જાઓ અને તેને પુછી જુઓ."

માારકવીસે કાંઇ ઉત્તર દીધો નહી. તે ચારલ્સનો હાથ પકડી અંદર ગયો, અંધારા દાદર ઉપર ચડયો, અને ત્રીજે માલે એક ઓરડાના બારણાં આગલ અટકયો. અહીં તેણે પાછું બારણું ઠોક્યું એટલે એક ઠીંગણા લાંબી દાહાડીવાલા, મખમલની તોપી તથા ચસમો પેહેરેલા શખ્સે જવાબ દીધો. મારકવીસને જોતાંજ તેણે બંધે હાથ લંબાવ્યા, અને ધીમે સાદે પણ ઊલટથી કહ્યું.

"ભલે આવ્યા! અરધો કલાક થયો તમારી રાહ જોઉં છું. આ સાથે કોણ છે?"

"મારો બેટો." મારકવીસે જવાબ દીધો

"તમારો બેટો! પણ તમે એને—"

"મારી સાથે લઇ જવા તઇઆર છું. એ વાતમાં એની પોતાનીજ મરજી છે, દે-બ્રુ-ઓરમી સાહેબ. બસ એટલો એટલોજ વિચાર લઇ બોઠો કે રાજપુત્રને છોડવવો;"

પેલા પારકા શખ્સે છોકરાના માથાં ઉપર હાથ ફેરવ્યો.

"દીકરો બાપને લાયકછે," તે બોલ્યો, "અને જે કામનું એણે બીડું ઝડપ્યું છે તે કામને પણ એજ લાયકછે."

"પણ આપણી યુક્તિ કેમ ચાલેછે?"

"ઘણીજ સારી રીતે. સઘળું તઇઆર છે, અને હવે તો સેંટ્‌જરમાન રૂડાં નશીબની ઈઆરી બાકીછે. પોહોરેગીરને હાથ કીધો, અને પાદશાહે તમારી સાથે પોષાક અદલ બદલ કીધો એટલે તે તમ્પરામાંથી બનતી ઝડપથી અને ચુપચુપ બાહાર નિકલશે. એક વખત મોહલ્લામાં આવ્યો એટલે તેણે ડાબી બાજુએ વલવું. એક બંધ ગાડી છેક નાકે ઉભલી તઇઆર રહેશે. તેણે જે કરવું છે તે એજ કે શાહજાદા સાથે ગાડીમાં જલદી કુદી પડવું, એટલે ગાડી હંકરાશે. પછી દશ કલાકમાં તે પોતાના શેહરના અમીઆર બાહાર જઇ પુગશે."

"પણ રાણી અને શાહાઝાદી એલીઝબેથનું કેમ! તેમનું કાંઇ?"

"અફસોસ, ભાઇ; જ્યારે આપણથી સઘલું નહી બને ત્યારે થોડાં ઉપર સંતોષ રાખવો જોઇએ. તમે પોતે કાંહાં અનજાણ છો કે ચાર જણાંને એકદમ છોડવવાં એ કેટલું મુશકેલ અને જોખમ ભરેલું કામ ધરાવેછે."

"તે હું સમજું છું," મારકવીસે ડચકું ખાઇ જવાબ દીધો.

"પણ ચાલો, ગપસપમાં વેળા વ્યર્થ ઘાલવી ન જોઇએ. જે કાંઇ કરવું છે તે માત્ર આજે છે."

એટલું કહીને ઓરમી સરદારે એક તેખાનની તલેથી એક મોટી પેટી ઘસડી કાઢી અને તેમાંથી એક સફેદ પોષાક અને એક બાવની તોપી લઇ બોલ્યો—

"આ હું પાદશાહનો પોષાકવાલો થઇશ, અને હવે ચાલો ભલા તાળાં ચાવીવાળા, સેતા બીજી પોષાક બદલો."

મારકવીસે એક મોટા પાવજાની બદામી સુરવાલ તથા એક ડગલો પેહેરયો. તેજ મુઆફિક ચારલ્સે પણ પોષાક ધારણ્યો. વલી પેલા સરદારે તેમને માટે કોલસાની ભુકી આણી આપી જેથી તે બંધે બાપ દીકરાએએ પોતાના હાથ મેલા કરયા. મારકવીસે વલી એક બાલની તોપી તથા જડાઉઝાના બાલની દાઢી પેહેરી જેથી તેનો ચેહેરો તદન ફરવાઇ ગયો. બાદ, ઓરમી સરદારે પોતાની લાંબી કાલી દાઢી તથા મખમલની તોપી કાઢી નાખી અને તેમને બદલે ભુરા રંગના બાલની તજુ ખુન્યાંવાલી સોનેરી ફીત સાથની તોપી પેહેરી અને પોતાના સફેદ પોષાક તથા ગાડી હાંકવાનાં બુટ પેહેરી એક કોચમેનનાં જેવો આબેહુબ દેખાયો.

તે પલ ઘણી બારીક હતી તોપણ તેઓ તઇઆર થયા ત્યારે એકમેક તરફ જોઇ

લાગ્યા બાદ, એકાએક મારકવીસ ગંભીર બની પોતાના મીત્રની બાજુ ઉપર હાથ મુકયો.

"બ્રારમી, એક મેરબાની કરવાની તું પાસે કબુલાત માંગુછું," તે બોલ્યો; "કે અગર આપણી કોશેશ નિષ્ફલ જાય—અગર હું પાછો ન ફરૂં—તો તું-તું મારા કબીલાની નેગેહબાની કરશે?"

સરદારે પોતાનો હાથ છાતીસે લગાડયો અને કહ્યું "હું મારાં અંતકરણથી એ વાત નો કોલ આપુંછું".

એ પછી ત્રણે હોટલ ગયા, મોહોલ્લામાં બાહાર નિકલ્યા. અને રાહમાં તેમને કાંઇ હરકત નડી નહી.

તે વખત સુધીમાં તો લોકોનો આવજાવ વધ્યો હતો, દુકાનો ઉઘડી હતી, તેથી શક નહી ઉત્પન થાય તેની વધારે ચોકાશીના હેતુથી સરદારે એક રસ્તે, અને મારકવીસ તથા તેનો દીકરો બીજે રસ્તે ગયા.

આડી અતાર્ડી ગલી કુચીમાં થઇને તેઓ સેવટે એક સોહોર સારવાલા ધોરી રસ્તા ઉપર નિકલ્યા કે જાંહાં બેસુમાર દુકાણો હતી. આ ઠેકાણે જરા આગલ ચાલતાં મારકવીસ એક ચોગાનમાં થોભ્યો અને પોતાના બેટાને આંગલી વડે એક દુરની ઇમારત દેખાડવા લાગો.

"રે, પપા!" તે છોકરો બોલ્યો "એ એવી દરામણી જગા શું છે?"

"એજ તેમપલ કહેવાયછે."

(સાંધન.)

——(oo)——

વિચાર, દ્રઢતા, અને હીંમત—એ ત્રણ ગુણ શિવાય બીજો કોઇ ગુણ એવો નથી કે જીંદગીને કામ લાગે. તે ગુણ વગર માણસ કદી દુન્યામાં ફાવે નહી; તેમજ તે ગુણ સાથ માણસ કદી—નિરાશ રેહે નહી.

## સદા સુગંધ અને માહરી માશુક.

(લોન્ગફેલોએ જરમન ઉપરથી કીધેલા તરજુમા ઉપરથી. *)

ઓ સદા સુગંધ! ઓ સદા સુગંધ! કેવા છે
તાહરાંમાં જાતિલા ગુણ
ઉનાલામાં તું આપે ફુલોનો બાહર,
વલી પાછું શીયાલામાં તેવુંજ તૈયાર!
ઓ સદા સુગંધ! ઓ સદા સુગંધ! કેવા છે
તાહરાંમાં જાતિલા ગુણ

ઓ નાજુક નારી! ઓ નાજુક નારી! બેવ
ફાઇથી છે કેવી નગુણી તું
હાલત માહરી સારી જોઇ ચાહયો મહને
ને નબલી મુજ હાલતમાં તજ્યો મહને
ઓ નાજુક નારી! ઓ નાજુક નારી
બેવફાઇથી છે કેવી નગુણી તું

ઓ પંખી બરબોલ! ઓ પંખી બરબોલ! શું
તાહરી રીત લીધી માશુકે મુજ
ઉનાલામાં ગાયનનો બોલેછ તે કંઠ,
તો વસંતમાં પાછું તે ગાવાનું બંધ!
ઓ પંખી બરબોલ! ઓ પંખી બરબોલ! શું
તાહરી રીત લીધી માશુકે મુજ.

ઓ બેતર-નાલાં! ઓ બેતર-નાલાં! છે તાહર
સરખી મુજ માશુકી રીત
પડતો છે જ્યાં તક વાદલથી વરસાદ,
પાણી તાહરાં દોડેછ, ને કરેછ આબાદ,
પણ ઉનાલામાં તું પાછું સુકઇ તમામ,
કરેછ; તે લીલીને પાછી બરબાદ!
ઓ બેતર-નાલાં! ઓ બેતર-નાલાં! છે તાહર
સરખી મુજ માશુકી રીત

જ. ન. પી.

---

* The Hemlock--tree.

# પરચુરન જ્ઞાન તથા રમુજ

બાયડી પસંદ કેમ કરવી—દાકતર ફરાન-ફલીન જુવાનીઆઓને ભલામણ કરી જાયછે કે પોતાને માટે પોતાની જીંદગીનો ભાગીઓ શોધી લેતાં એક બોહોલાં કુટુંબમાં નજર કરવી. કારણતરીકે તે જણાવેછે કે બોહોળાં કુટુંબમાં છોકરીઓ ઘણી હોયછે. મા બાપના લાડથી ઉછરેલી એકપુત્રી બાળકીના કરતાં મોટા કબીલામાં છોકરીઓ એકમેકને જોઇ ગુધરેછે, તથા હરીફાઇ કરેછે જેથી તેઓ વધારે સારા સદગુણ તેમજ પ્રવીનતા મેલવી શકેછે. તેમનું જ્ઞાન વધેછે અને તેઓ કામ પણ ચપળતાથી કરેછે. અલબત્તાં મોટા કુટુંબને આ એક મોટો દીલાસો છે.

---

અંગ્રેજી રાજમાં એમ બને કે?—એક આરબ રાજાને વાસતે એવું કહેછે કે તેણે પોતાને માટે એક શિલ્પશાસ્ત્રીને ઘણોજ .. દાર મેહેલ બાંધવાનો હુકમ આપ્યો. તે કારીગરે એવોતો રોનકદાર મેહેલ બનાવ્યો કે તે જોઈ પાદશાહ તેમજ નાના મોટા અમ-લદારો આલા અજાયબ થયા. જ્યારે પેલો કારી-ગર રાજા પાસે કાંઇ ઇનામની ઉમેદથી ગયો ત્યારે રાજાએ તેને ગરદન મરાવ્યો; કારણ તેને અદેખાઈ લાગી કે રખેને તે શખ્સ કોઇ બીજાને માટે તેવોજ મેહેલ બનાવી આપે.

જય જય અંગ્રેજી રાજની જય.

---

એતે જ્ઞાન—એક વખત એક જડજે એક ખુનીને ફાસીની શિક્ષા કરતી વખત તેને ઉપદેશ દીધો કે અલબત્તાં આ શિક્ષા પછી તું જાહેર થશે.

---

એતે પ્યાર—ત્રીજા કોનરાદ શેહેનશાહે જ્યારે મ્યુનીક શેહેર જીતી લીધું ત્યારે ત્યાંના સઘળા મરદ રહેવાશીઓને ગરદન મારવાનો હુકમ દીધો, અને દયા ખાતર સઘલી ઓરત તથા બચાંને માફી બખ્શી તેમને એવું કહ્યું કે તેઓથી જેટલો કીમતી માલ પોતાની પીઠ ઉપર ઉચકાય એટલો લઇને તેઓએ શેહેર છોડી જતાં રહેવું. આ પરવાનગીનો લાભ લઈ ઓરતોએ પોતાની પીઠ ઉપર પોતાના ભરથારોને ઉચકી શેહેર બાહાર ચાલતી પકડી અને શેહેનશાહને જણાવ્યું કે ભરથાર શિવાય દુન્યામાં બીજી કીમતી ચીજ તેઓની કાંઇ નથી. આથી શેહેનશાહ ઉપર એટલી અસર થઇ કે તેણે સઘલાઓને માફી બક્ષી પોતાના રાજ સાથે રહેવા ફરમાવ્યું.

---

એતે રડતાં છોકરાંને ઉંઘાડવાનો ઉપાય—પ્રખ્યાત દાકતર સર જોસેફ ફેરર લખેછે કે હિમાલય પાહાડ તરફના મુલકમાં દેશીઓ પોતાના રડતાં બાલકને એક મોટાં વાસણમાં બેસાડેછે, અને તેમનાં માથાં ઉપર પાણીની ઝીણી ધાર વેહેતી કરેછે, એથી રોવું કે બી જવાયલું બાળક જલદીથી ઉંઘી જાયછે, એટલુંજ નહી પણ તેની મા પોતાના હાથમાંનું તમામ કામકાજ કરી રહીને પાછું ઉઠાડે ત્યારેજ તે જાગેછે. આ યુક્તિ બંગલાંડ જેવાં થંડાં મુલકમાં અજમાવી હોય તો બાળકો જલદી પોઢી જાય ખરાં, પણ પાછાં કયામતમાં ઉઠે તેજને.

---

વાંદરા મશાલચી—ચીનાઈ મીનામાં રાતની વખતે લોકો વાંદરાને કામે લગાડે છે. તેઓ તેમના હાથમાં મસાલ આપી હારબંધ ઉભા રાખેછે. તે વાંદરા મશાલચીનું કામ બરાબર રીતે બજાવે છે.

---

એ તે ગાંડો હોય કે?—એક ગાંડા આદમીને પુછ્યું "ભાઇ તને આ ગાંડાની હૉસ્પીટાલમાં કેમ આણ્યો છે?" તેણે જવાબ દીધો. "એવો કંઇ વાંધો પડયો નથી." પેલાએ પુછ્યું, "એવો તે શો વાંધો પડયો?" જવાબ દીધો. "વાંધો એજ કે ગામનાં લોક કહે કે તું ગાંડો છે, અને મેં કહયું હું નહી, પણ તમે બધાં છો. એજ સબબ ઉપરથી તેઓ મને અંહી લાવ્યા છે. પણ મારાં મનને હું ડાહયો છું એટલે કાંઇ ચીંતા નહી."

---

એતે માંથેનો—એક વેલા એક કસબી તોપો તથા કસબી વારકુંતવાલા મીઆં સાહેબને વાંદરેની ઘોડેસગાડે જવાનું હતું. તેઓને શોખ કાંઇ ઓરજ થઇ આવ્યો. પાયપોની ઉપરના એક તબેલાવાલાનો તટ્ટુ રૂ૧૦ દરે ભાડે લીધો. આખો દહાડો ફરી પાછો આવ્યો અને ઘોડો ધણીને હવાલે કરયો ત્યારે તેણે રૂપીઆ ૨૦ માંગ્યા. મીઆં વિચારમાં પડયો અને જયારે તેણે કારણ પુછ્યું ત્યારે તબેલાવાલાએ જવાના રૂ૧૦ અને આવવાના તેટલાજ મલી રૂ૨૦ ગણ્યા જે તેને જબરીને લીધે આપવા પડયા. મીઆંજી એક વકીલ પાસ ગયો વકીલે તેની પાસથી કાંઇ ઓકાવી લઇ તેને એક સલાહ આપી જે મુજબ તે તબેલવાલા પાસ પાછો ગયો અને બીમાર ફકત જવાને માટે ઘોડો માંગણે તબેલાવાલાએ રૂ૧૨ માંગ્યા જે તેણે તુરત કબુલ કરી એક સારી ચાલનો ભપકાદાર ઘોડો લીધો. બીમાર જઇ તેણે તે ઘોડો છુટો મુકયો અને પોતે આગ ગાડીમાં પાછો ફરયો અને તબેલા આગલ જઇ ધણીને રૂ૧૨ ચુકવી આપ્યા. તબેલાવાલાએ ઘોડાને વાસ્તે પુછ્યું ત્યારે તેણે જવાબ દીધો "ઘોડો બીમાર છે તે જઇને લઇ આવ. મેં તો માત્ર જવાને વાસ્તે ભાડે રાખ્યો હતો."

---

એતે મલાહજો—એક વખત એક ગૃહસ્થને બીજે ગામે જવું હતું. રાહમાં એક નાલું આવ્યું જેની ઉંડાણ વિષે તેને શક જવાથી તેણે પોતાના ચાકરને પેહલે નદીપાર જવા કહ્યું. ચાકરે જવાબ દીધો કે સાહેબ, એવી બેઅદબી મારાથી થાય નહી. પેહલે શેઠ કે પેહલે ચાકર?

---

એ તે હાજર ચાલાકી—મી૦ મેટકાફ ફકીરા, આપણા હવે પછીના શરીફને વારંવાર સેઠીઆઓને તાહાં પરોણા ઉતરી પડવાની ટેવ હતી. એક તેબલ ઉપર એક વેલા પ્લમ પુડીંગના રકાબો આવી. તે મીઠાઇ ઉપર તે શેઠનો ભાવ ઘણો રેહેતો હતો તેથી સઘલાં પ્લમ રકાબીને એક છેડે ભરવામાં આવતાં હતાં અને તે છેડો પેલા સેઠની તરફ મુકાતો જેથી બીચારા મી૦ ફકીરા પોતાને ગેરઇનસાફ થતો સમજતા. અને હંમેશ એમજ બનતું તેથી એક દીવસે અકલ ખરચી શેઠના ચાકરને લાંચ આપી પ્લમવાલો છેડો તેની તરફ મુકવાને લલચાવ્યો. સેઠ તે જોઇ ચેતી ગયો અને તે છેડો પોતાની ભણી કરવાને તેણે કાંઇ યુકિત શોધી. તેણે તે પ્લમ પુડીંગની પ્લેત હાથમાં ઉપાડી અને તેને ગોયા તપાસતો હોય તેમ પેલો પ્લમવાલો છેડો પોતાની ભણી ફેરવી બોલ્યો "મી૦ ફકીરા સાહેબ, આ રકાબીની કીમત તમે શું ધારો છો?" મી૦ ફકીરાએ પ્લેત પોતે ઉપાડી અને પેલો પ્લમનો છેડો પોતાની કડે ફેરવી બોલ્યો "શું સાહેબ, કીંમત? મને તો લાગેછે કે એ મોંઘી છે. અલબત્તાં, રૂ૫ ની અંદર તો નહીજ હોય." તેની આ હીકમત જોઇ શેઠ હસ્યો અને બોલ્યો. મી૦ ફકીરાજી, તમે ઘણી હુશીઆરી વાપરી છે તેથી ચાલો આપણે એ પુડીંગ ઉભું કાપીએ એટલે પ્લમ આપણને સરખા મલશે."

---

તરીકે હાલ તુરતતો નીચલી સુચણા કરવાની તક લઇએ છીએ.

મી० નવરોજજીની ઇઆદગારી રાખવા માટ જે ફંડ ઉભું થયું છે તેમાં સારો ઉમેરો થવો જોઇએ અને એક મોટી રકમ થવા પછે પારસીઓને ભરની ચાર પાંચ ચાલીઓ પોરત ત્રસ્તની જગા ઉપર સાંમાસાંમી બાંધાવી જોઇએ. તે સાથ મી० નવરોજીનું નામ જોડવું જોઇએ. એ રવેશ "નવરોજી વીલા"થી ઉપજ થતી રકમ શેર ભરનારા લોકોમાં કાલ તરીકે પાછી વેહેંચાવી જોઇએ. જેથી અરસ પરસ ફાયદો થવાનો સંભવ રહેછે.

જો આ સુચના ઉપર ધ્યાન આપી "નવરોજી વીલ્લા કંપની"ના શેરો કાઢશે તો સેહેજ વખતમાં નાણું ભરાઈ જશે અને તે મોટું પ્રીમીઅમ પેદા કરી આપશે.

———(००)———

## ખીલાઇ અને કરકશર વચ્ચેનો તફાવત.

———

(લખનાર, બાઇ જરબાઇ ફીરોજશાહ વીકાજી.)

આ બાઇ ચંદનવાડી ખાતાંની નીશાલમાં અભ્યાસ કરેછે અને નીચલો વીશય ગઇ તા० ૮ મી જાનેવારીને દીવસે તેણીએ લખ્યો હતો:—

૧. "હરેકોઇ દેશની જેમ જમીન, પાણી, ખનીજ વગેરે એકસરખાં નથી તેમ જ અકુદરતજહે દરેક માણસોનોં એકસરખી દોલત બક્ષી નથી. તેમાં તે પેદા કરનારની મોટી મતરબ સમાયલી જણાયછે, માટે દરેક માણસે તે સમજીને તે પરમાણે ચાલવું જોઇએ. બખીલાઈ અને કરકસર એ બે વચ્ચે ઘણો મોટો તફાવત છે. બખીલાઈ તે છતી દોલતે દુખી થવાનો, તથા કરકસર એ ગરીબાઇમાંથી ચહડતે દરજજે પુગવાનો એક મજબુત ઉપાય છે. જે પઇસાને સંઘરી રાખવામાંજ માન અને સુખ સમજેછે, તેઓ ખરે જોતાં ઘણા કંગાલ અને દુખી હોયછે. તેઓ પોતાનો સઘલો વખત ફીકર ચીંતામાં ગાલે છે. પઇસા કેવી રીતે મેલવવા, અને તેને કેમ વધારવા, તથા તે જતા નહી રહે માટે શું શું ઉપાયો લેવા એ વીગેરેની હજારો પંચાતીમાં તે પડેછે, વલી છતી દોલતે તે સુખ મેલવતા નથી, કે પારકાને સુખ આપતો નથી, જેથી ખરો સંતોષ શું, તેથી તે તદન બીનવાકેફ રહેછે. તેના અધરા વખતમાં કોઇ મદદે આવતું નથી, કેમકે સારા વખતમાં બીજા ગરીબોને તેણે કદી લાભ આપયો નહી. "સુમનું ધન સખીને હાથ" એ કહેવત પરમાણે તેનું નામતો નાશ પામેછે અને તેણે જે 'લોહીનું પાણી' કરીને દોલત એકઠી કીધેલી તે પાછલ કોઇ વાપરીને ઉડાવી દે છે. તેની કંજુસાઇને લીધે કોઇ સાથે સંપ જેવું હોતું નથી, અને કોઇ જે ફાયદાકારક મારગ સુચવે તેની સાંમે તદન ઉલટો અરથ ઉપજાવી ગેરશીને વરતે, અંતે અરે આઇની આગમાં બલી પોતાની જીંદગીને ભસમ કરે, ને જેવો તે આવયો હતો તેવોજ કશો લાભ કીધા વગર કે ફરજ અદા કીધા વગર પાછો પેદા કરનારની આગલ જવાબ દેવા જાય. એપરથી બખીલાઇ કેટલી નુકસાનકારકછે તે આપણુને જણાય છે.

એથી તદન ઉલટો ફાયદાકારક ગુણ કરકસર છે. જેઓ ઉડાઉછે, તેઓ કંગાલછે, જેઓ કંજુસછે તેઓ તેથીબી વધતા કંગાલ છે, અને જેઓ કરકસરીઆ છે, તેઓ જે કદાચ ચાલતા વખતમાં પઇસા સંબંધી કંગાલ હોય, તોપણ તન મનના શુખથી આબાદ અને વખત જતાં પઇસાનું સુખ મેલવનાર થાય એવાછે. એક પાઈ જેટલી નજીવી રકમ મેલવતાં કેટલી મુશકેલી નડેછે, તેનો ખ્યાલ તે મેલવનારનેજ હોયછે, માટે એક પાઇ નકા

મી ગુમાવવી, તે પોતાની કમાઇ ઓછી કરવા બરોબરછે, એટલુંજ નહી પણ એક પાઇ ઓછી કમાવવી તે તેટલુ ગોવા બરોબર છે, પણ તેપરથી એમ નહી સમજવું જોઇએ કે કરકસરની હદ ઓલંગી તે કમાવાની કોશેશ કરવી. એક ગીશકીન ભીખારીથી, માતબર શાહ સુધાંની ફરજછે કે થોડી નહી તો ઘણી સખાવત કરવી અને પોતાની બાજુના બલથી જેટલું કમાયા હોય તે સઘલું ઉડાવી નહી નાખવું, પણ આવતા વખતનો વીચાર રાખી, ઘટતો ખરચ કરવો. જો માણસ એમ કરે તો "કોડી કોડી કરતાં થાયછે કોટી," અથવા "ટીપે ટીપે સરોવર ભરાય, ને કાંકરે કાંકરે પાલ બંધાય" એ કહેવત પરમાણે ખરો તવંગર થઇ શકે. "માણસોને માતે કમાઈ કરી એકલું પોતાનું ગુજરાણ ચલાવવાનું નથી, પણ તેણે જેઓનું કરજ કીપેલું છે (માત પીતાનું) તે વાલવાનું, પોતાના નાણાં વ્યાજે મુકવાનું (બચ્ચાં છોકરાંને કેલવણી આપવાનું ને તેમને સુખી કરવાનુ) તથા ફરજ અદા કરવાનું (યાને સખાવતનું કામ કરવાનુ) છે" ને સઘલું બખીલાઇથી બની શકે નહી માટે દરેક માણસે કરકસરપણે રહી બનતી રીતે ફરજો અદા કરવી જોઇએ. જો એ ફરજ માણસ અદા નહી કરેતો તે પોતાના પેદા કરનારનો ગુનેહગાર ઠરેછે, અને પોતાના કામનો બદલો તે પાછલથી બુરો પામેછે. વલી જેઓ બખીલ છે તેઓ પોતાની દોલત વધારવાનાં ખ્યાલથી ઘણી વેલા પાપી કામો તરફ વલણ લે છે; જેથી અંતે દુખી થાયછે અને તેથી એક ગરીબ ઝુપડી માહેલો મેહેનતુ ખેડુત પોતાની ફરજ અદા કરવાથી જેટલો સુખી અને સંતોશી હોયછે, તેનો કાંઇ ધરોજ કમવીમાં કમતી ભાગ જેટલોબી સુખી અને સંતોશી માતબર નર થઇ શકતો નથી. એ ઉપરથી બખીલાઈ ને કરકસર વચે કેટલો મોટો તફાવત છે તે માલમ પડેછે."

———(૦૦)———

## ઝંદ અવસ્તા.

હઇઆતીની લંબાઇની બાબદમાં આ દુન્યામાં આજના દીવસ સુધીમાં હઇઆતી લીધેલી તમામ નાની ઇઆ મોટી, સારી ઇઆ નરસી, જીવતી ઇઆ નિરજીવ ચીજોની બેહદ અને બેસુમાર ગણતરી ઇઆ જથામાં કોઇ પણ એવી ચીજ નહી મલી આવશે કે જે ઝંદ અવસ્તાની હસ્તીની ઉમર સાથ મુકાબલો કરવાને સદનતર નહી તો અરધે હીસ્સેબી શકતીવાન થઇ શકે. પુરાતન નામીચાં શેહેરો કે જેમની આબાદી તેમજ ચડતી કલા તથા જાહોજલાલી તથા રાજ્યદોર તથા કીરતી આકાશની બુલંદીને જઇ મલતાં હતાં તેઓ હજારો વરસની ઉમરે પુગી, લાંબી, સુખી, જાહો જલાલી ભરેલી ઠાઠમાઠવાલી, ભપકાદાર, અને બુલંદ દરજ્જાવાલી હઇઆતી ભોગવી તારાજ થઇ ગયાં છે. તેમની બુનબેખ એવી રવેશે ઉખડાઇ ગઇ છે કે એ તેમના દબદબાની ઇઆદી આપવાને તેમની એક લગાર પણ નિશાણ હસ્તી ધરાવતી નથી. કાંહા ગયું પરસીપોલીસ કે જેની કીરતી તેના નેક અને શુરવીર બલવંત પુતરોએ પોતાના નેજાહની નોકે પુરવમાં ચીન માહાચીન; તથા દક્ષિણમાં હિંદ, સિંહલદ્વીપ, અરબસ્થાન આફ્રીકાના હપતેખાન; તથા પશ્ચિમમાં રોમ, યુનાન; તથા ઉતરમાં માજનદરાન, તુરકસ્થાન, જેહુનનો દરિઆવ સુધી આશકારા કરી હતી. કાંહા ગયા જમશેદ, કએ-ખુશરવ, કએ-ગુશતાસ્પ વગેરે રઇઅતને સુખ આપનારા ઇલમી શેહેનશાહો? કાંહા રહયા સામ્રથારની તાખમના નબીરાઓ, જાલ, રૂસતમ, બરજોર વીગેરે? કાંહાછે પેહેલવાન રૂસતમનો બેનો ફરામરઝ કે જેણે હીંદ સરજમીન ફતેહ કરી લંકાના બેટમાં પોતાના કદમની નિશાન આશકારા કાધી હતી?

કોણ ના કહેવાની હીંમત કરશે કે જુની દુન્યાના એક નાકેથી બીજે નાકે સુધી એ આગલા આરયનો નહી ફરી વળ્યા હશે? કોણ ના કહી શકશે કે પારસીઓની માફક આજના ઇંગરેજ, જરમન, રૂસ વગેરે લોકો એજ આપણા આરયન ન્યાગામીની ઓલાદ નથી? એ નામાકીત આરયનોના દોરનો દુન્યાને એક છેડે યાને પુરવ તરફ ચીન તથા મહાચીન સુધી દંકો વાગતો હતો તેની સાબેતીમાં આજ સુધી દફતર મોજુદ છે; પણ ત્યારે બીજા છેડા ઊપર એટલે કે છેક પશ્ચિમ તરફ આયરલંડ જે દેશ છે તે શું દેખાડે છે? તેને એ નામ કોણે આપ્યું હશે? શું તે અસલમાં આરયલંદ નહી હશે કે! હિંદુસ્થાનમાં તેમના દોરના દંકાની વખતે એજ આરયનોએ એ દેશને આરયવરતા એટલે આરયનોની જમીન નામ આપયું તે તો સરવેને રોશન છે પણ ત્યારે એજ આધારે [illegible]માં આરયલંદ એટલે આરયનોની જમીન કાં નહી હોવું જોઇએ, અને કે હાલનું આયરલંડ નામ આરયલંડનો અપભ્રંશ કાં નહી હોવું જોઇએ? અરે કાંહાં ગયાં એ વિરો કે જેઓએ દુન્યાના નવ ખંડ મુલકમાં ફરી વલી આખી દુન્યાને એક દેશ, એક કોમનો મુલક, એક ધરમ સ્થાન કરી નાખી હતી. અફસોસ છે કે આજના તેમના વંશો એક દેશ નહી પણ જુદા જુદા દેશોમાં વેહેંચાઇ ગયાછે, એક કોમ નહી પણ જુદી જુદી કોમમાં સમાય છે, એક મજેહબ નહી પણ જુદા જુદા મજેહબમાં પાલતા થયાછે. તેઓ અમારો દેશ, અમારી કોમ અને અમારો ધરમ સરેસ કરવા પડી ગયાછે. કાંહાં છે પાદશાહ જમશેદ, પેશુતન તથા જામાસ્પ જેવા ખરી આગાહી આપનાર ઓલમાઓ? તેઓ તારાજ, ફના, અને નાબુદ થયાછે. હજારો વરસનાં જુનાં શેહેર, પરવત, ઝાડ, દરિઆવ નીસ્તી પામ્યાછે ત્યારે એજ અમત્કારીક મોજેજા જેવી તેમની સંપૂ માહેલી ચીત્ર હસ્તી ધરાવે છે. તેની ખુબંદીમાં કાંઇજ કમી થયું નથી. હજારો વધન છતાં તે અનામત તથા સલામત છે. જેને આપણે પુરાનમાં કાલનું કહી શકીએ તે માહેલું સઘલું નાશ પામ્યું ત્યારે અંદ અવસ્તા આજે હયાત છે એજ કામના એતેકાદવાલાઓને તથા દુશમનોને આનંદની ચમન આપવાને પુરતી ગણાશે. એના હજારો વરસના આવરદા કુદરત સાથના એના સંબંધ, તથા તેની પૈરસતતા વિશે ઇશારો કરવાને બસ નથી શું? લખો કીતાબવાલું પરસીપોલીસનું કેતાબખાણું આંધલા ઝનુની જુલમગારોના દસ્ત ઉપર તારાજ થયુંછે પણ તે માંહેલાં આ આકાશી વાણીનાં દફતરને બેદસ્તાલાની કરામતથી જરા અલવાર આવી નથી. એ પુસ્તક આજ સુધી તરી રહયું છે એજ આપણે જાણીએ છીએ એટલુંજ નહી પણ આટલું પણ સમજવાને શકિતવાન થયા છીએ કે કયામત આવતાં તેને ખલલ પોહોંચનાર નથી. તેના કેવી ખુબંદી.

——(૭૦)——

## ભીખારીઓના પગ ધોનાર શેહેનશાહ.

---

આજ ઘણાં વરસો થયા આસ્ટ્રિયાનો શેહેનશાહ પોતાનાં રાજધાની શેહેર ખાતે ૧૨ બુજરગ ભીખારી મરદોના પગ ધોવાની ક્રીયા કરેછે અને તે વેલા તમાશગીરોને નોતરાં દઇ બોલાંવવામાં આવેછે. કેહેછે કે શેહેનશાહ થયા તેથી કંઇ ગરીબો કરતાં મોટા નહી થયા એવો ધડો શીખાડવાની મતલબથી આ ક્રીયા લાંબા વખતથી ચાલુ કરવામાં આવેલીછે અને હાલના શેહેનશાહને તેનો ૩૬ વરસોનો અનુભવ મલેલાછે. છેલી ક્રીયા ગયા માર્ચ માં

ગુમાં થઇ હતી. અગરજો આ વખતે શેહેનશાહ બાનુ પોતે હાજર હોતનો તેણી ૧૨ ઘરડી ભીખારી સ્ત્રીઓના પગ ધોવાની ક્રીયા કરત, પણ તેણી બીજાં શેહેરો ખાતે ફરવા ગયલી હોવાથી તેણી તેમ કરી શકી ન હતી. ક્રીયા સહવારે ૮ વાગે થવાની નોતામાં જણાવેલી હતી પણ તે છેક ૧૧ ને સુમારે થઇ હતી. સઘલા તમાશગીરોના બેઠા પછી શેહેનશાહના વડા કુંવરની જવાન સ્ત્રી ત્યાં આવી બેઠી. અને પછી શેહેનશાહ, પાટવી કુંવર, પ્રધાનો પાદરીઓ વગેરે પુર ગંભીરાઇ સાથ ક્રીયાવાલા દીવાનખાનામાં દાખલ થયા. તેમની અગમજ સરકારી માણસોએ દીવાનખાનામાં ૧૨ બુઢા ભીખારીઓને તેડાવી લાવયા હતા, જેઓમાંનો સૌથી ઘરડો ૯૩ વરસનો અને સઉથી નાનો ૮૮ વરસનો હતો. તેઓએ સ્વચ્છ પણ ભીખારી જેવાં કપડાં પેહેરેલાં હતાં અને સઘળા લાકડી પકડી મુશ્કેલીથી ચાલતા હતા. તેમને માટે મુકરર કરેલી એક લાંબી ટેબલ આગલ તેમને જગા આપી. દરેકની આગલ એકેકો રૂપાનો કલશીઓ, જે ઉપર સોનેરી ભીંય ઉપર શેહેનશાહનાં ખાનદાનના હથયારો ની નીશાન પાડેલી હતી, તે તથા બલુ રંગની રકાબીમાં નવી છરી, કાંટો અને રૂમાલ મેલેલાં હતાં. આ સઘલું તેમજ જે રકાબીઓ શેહેનશાહ તેમને પીરસનાર હતો તે ક્રીયા પુરી થયા પછી તેમનું કેહેવાયછે અને તેમને ઘેર પેટીમાં [illegible] મોકલી આપવામાં આવેછે. શેહેન[illegible] તેઓ બેઠાએ પીરસ માંસજલનો [illegible] હતો. શેહેનશાહને આવી [illegible] શરૂ થઇ, તે એમ કે દરબા[illegible] એક મોટી તબકમાં બારબાર [illegible] ખાની રકાબીઓ ગોઠવીને દ[illegible] આવયા. આ રકાબીઓ [illegible] ને હાથે પેલી તબકીમાંથી [illegible] ની ભીખારીઓની આ-ગલ મુકી. પછી થોડા વખત જવા કેડે શેહેનશાહના ૧૨ બાડીગારડો હાથમાં ખાલી ખાનચાઓ લઇ દાખલ થયા અને પાટવી કુવરે તથા બીજાઓએ પેલી ગોસ્તની પીરસેલી રકાબીઓ તે ખાનચાઓમાં પાછી મુકી તે તેઓ ઉઠાવી ગયા. આ પછી મોહોડું સમારવાની વસ્તુઓ આવી. જે શેહેનશાહે આગલની પેઠેજ પેલા ભીખારીઓની આગલ મેલી. તે, અને તબલ ઉપરનું બીજું સઘલું ઊંચકાઇ જવા પછી તબલ ઉચકી લઇ ગયા અને ત્યારબાદ શેહેનશાહે પેલા ભીખારીઓના પગ ધોવાની ક્રીયા કીધી. એક પાદરીએ વખતનાં ટાંકણાને અનુસરતી એક વાએજી કીધી જે પછી સઘલા ભીખારીઓની કમરથી તે પગ સુધી પોહોંચે એવું એક લાંબુ સુફેદ કપડું તેમના ખોલા ઉપર પાથરયું, અને દરેક ભીખારી આગલ એકેક પગમાંથી બુટ તથા સટાકીંગ કાહાડવા લાગયો. આ પછી એક સોનાનું વાસણ, કુજો અને ટુવાલો લાવયા, અને શેહેનશાહે ઘુટણ ઉપર બેસીને દરેક ભીખારીના પગ ઉપર કુજામાંથી પાણી રેડી પેલાં વાસણમાં ઝીલી લીધું અને પછી દરેક પગ ટુવાલ વડે લુંછતો ગયો. આમ ઘુટણ પર પડીને તે છેક છેવટ સુધી ચાલયો અને ઘણુજ ગંભીરાઇથી આ ક્રીયા બજાવીને પુરી કીધી ત્યાંસુધી તે ઉઠયો નહી. આ સઘલી ક્રીયા અરધા કલાકના અરસામાં પુરી થઇ હતી.

જા૦ જા૦

———(૭૭)———

## કુતરાની વફાદારી તથા ચતુરાઇ

———

૧ બેલાસીસ રોડ આગલ રેહનાર એક ઇંગરેજ, કોટમાં પોતાની આફીસે જતાં રોજ તેનો કુતરો તેની સાથ ગામમાં સદી બેસેછે. પણ પાછો એકલો ઘેર ફરતીવેલા તે કુતરો લીલી કારને આવતાં સુધી જોતી રહી બી-

આ માલમીલકતની હુંજ માલેક થયથ [જરા થોભી] પણ નહી મારી ઉમેદનાં ઝાડને ફળ લાગવાને વચમાં એક મોટી અડચણ છે તે એ કે જ્યાં સુધી શીરીન છે ત્યાં સુધી મારૂં કંઇ વલવાનું નથી પણ તેની કંઈ ફીકર નહી રફતે રફતે તેનુંબી થઇ રેહેશે [એકા એક] પણ અરે હું તો ત્યારની વીચારમાંજ છું ને પેલા ગોદરેજ વીશે તો તદન ભુલી ગઇ. જેમ એક શીકારી પોતાના શીકારની રાહ જોતો બેશેછે તેમ મારૂં ખુબ ખબરે મારી રાહ જોતુ બેઠું હશે.

[જાયછે એટલામાં સામેથી ગોદરેજ લાકડીનો ટેકો દેતો દાખલ થાયછે.]

ગોદરેજ—[તેણીના મોઢાં ઉપર હાથ ફેરવી] કેમ મારી પ્યારી ગુલનાર મે તને ત્યાર ની બોલાવા મોકલી તો પણ તું આવી નહી કાંએ શું કંઈ ઘણા કામમાં હતી વારૂ?

[એક કોચ ઉપર બેશે છે.]

ગુલ—[તેની પાસે બેસીને] હા માહરા વાહલા ખાવીંદ! માહરા જીગરનાં હાર આજે તમો નામવરની સાલગરીનો મુબારક દીવશ હોવાથી હુ સીંગાર કરવામાં તેમજ ખાનાંની તથા બીજી તઇઆરીઓ કરવામાં રોકઇ ગઇ હતી તેથી તમો વ્હાલાની ખીદમતમાં જલદીથી આવી શકાયુ નહી માટે હુ દર ગુજર ચાહુ છું.

ગોદરેજ—નહી રે માહરી પ્યારી મેં તો તને અમસથી બોલાવી હતી કારણ કે તારા વગર મને એક પળ પણ આરામ નથી. મારી જીંદગીનુ આ છેલ્લુ વરસ મારી એક નવી જીંદગી બરાબરછે. મારી પેહેલી ઓરત સાથ મેં બીલકુલ શુખ ભોગવ્યુ હતું નહી પણ તેં દીલરૂબાએ તો આ જેહાંનને ગોયા મારે મન થી બેહેસ્ત બનાવ્યુંછે. અરે ત્રીસ વરસ આગાઉ હું તાહરી સાથ પરણયો હોત તો કેવુ સારૂ! (તેણીનાં ગાલ ઉપર બોસો લેછે.)

ગુલ—પ્યારા ગોદરેજ ત્રીશ વરસ આગાઉ તો હું જન્મી પણ ન હતી તો તમારી સાથ પરણતે ક્યાંથી. એતો જે આપણાં કીસમતમાં લખ્યું હોયછે તે બનેછે માટે તમારા આ બેસતાં વરસના દીવસે તમારે ગમગીન રેહેવું નહી. ચાલો આપણે જરા બાગમાં ફરવા જઈએ.

ગોદ—નહી પ્યારી ગુલ, માહરા જીવને આજ કાંઈ ઠીક નથી. સહવારથી મારા મગજ માં તરેહવાર ખોટા ખોટા ખ્યાલ ઉત્પન થાયછે અને તેથી હું આજે તદન બેકરાર છું.

ગુલ—[તેનાં ગલાંમાં હાથ નાખી] માહરા વાહલા ખાવીંદ, આજ તમને ઉદાસ જોઈ હું બેહદ દલગીર છું એવા તે શુ તમને વીચારો આવેછે કે જેથી તમો એટલા બેકરાર દીસોછો? તમારી બેકરારીનો સબબ મને તો જણાવો.

ગોદ—નહી પ્યારી, મારા દુખમાં ભાગ આપીને તને દુખી કરવા હુ માંગતો નથી. આજનો દીવસ તુ ખુશાલીમાં કાઢ. તુ ખુશી તો હુ ખુશી. સઘલા પરોણાઓની તુ મારા બદલે પરોણાગત કરજે અને તમને જોઇતી દરેક ચીજો તઇયાર રખાવજે. પ્યારી ગુલ તારી સાથે શીઆદી કીધા પછી હુ આજે પેહેલીજ વાર ઉદાસ થયોછુ, અને તેબી કંઈ નહી સમજ પડે એવાં કારણથી. ખોદા જાણે કે મારા આ બેસતાં સાલને દીવશે મને શુ ખરાબ આગાહી સુજ પડેછે. (શીરીન દાખલ થાયછે.)

કેમ બેટી શીરીન શુ આપણો બેજન હજી નથી આવ્યો?

શીરીન—નહી પ્યારા પીદર.

ગોદ—કેવો બેદરકાર છોકરો.

શીરીન—હા ઘણોજ બે દરકાર. જોકે મે એને ગઇ કાલેજ જણાવ્યુ હતુ કે તમો નામવરની આજે શાલગરીછે માટે કેઠે જવુ નહી.

રૂ—જો સાંભળ મારી માંશુક ગુલમેહેર સાથ શાદી કીધાને આજ લગભગ વરસ બે થવા આવ્યાં. અમારી શાદી થયા પછી થોડો વખત અમોએ સુખ ચેનમાં કાઢયો. મારી થોડી ઘણી દોલત વેપારમાં જતી રહી અને બાકીની દોલત માહરી માશુક જે માહતાબ કરતાં બી ખુબસુરત હતી તેની પાછળ મે ખરાબ કીધી. પાછળથી હું તદન બતંગ હાલતમાં આવી પડયો. માહરી માંશુક પણ પઇસા વગર દુખી થવા લાગી અંતે કોઇને ત્યાં ચાકરી કરવાનો મેં ઇરાદો કીધો પણ મારે લાયક મને કોઇ ચાકરી મળી નહી જેમ જેમ એકેકો દહાડો ગુજરતો હતો તેમ તેમ ભુખમરો અને તંગી અમારી સામે ઘુરકતાં હતાં એવામાં મને ખબર પડી કે તુરાન તરફ લશકરી શીપાઇઓ તરીકે માણસોની ઘણી અગત્યછે તેથી હું તે તરફ નાચારીએ જવા નીકળ્યો. અરે ઓદા! તે વખતે મને કેટલું દુખ પેદા થયું. એક તો માહરી ઓરતને છોડી જવાનું દુખ ને તેથી વલી એકલી કંઇ પણ પાસે પૈસા વગર. બીજું તો એકે હું એક સોદાગર તે એક શીપાઇ તરીકે તડકામાં ને ઠારમાં બહાર દેશાવર રખડું. પણ શું કરું નાચારીએ તુટેલાં દીલે ગમગીન ચેહેરે અને રડતી આંખે અમો એક બીજાથી છુટાં પડયાં. અરે જો મને ખબર હોત કે તે મારા વગર ઝુરીને મરણ પામશે તો હું કદી પણ અંહીથી જતે નહી. ભુખમરાથી હું પણ તેણીની સાથે મરી જાત તો ઘણું સારું (રડેછે.)

બે—(તેનો બરડો થાબડી) રૂસ્તમ! રૂસ્તમ!! હવે ગઇ ગુજરી વાતનો અફશોસ કરવો એ ફોગટ છે. સીતારો હમેશાં સરખો કોઇનો તપ્યા કરતો નથી, એ વાંકી પીરના આશમાને જમશેદ જેવાને છોડયા નથી તો આપણી તે શું બીસાદ. એતો ખોદાતાલાની જેવી મરજી.

રૂસ્તમ તમે અહીથી ગયા પછી મારાં પેહેલે ચ્યાર કાગજોના મને જવાબ મળ્યા પણ બીજા કાગજોનાં મને જ્યારે જવાબ મળ્યા નહી ત્યારે મને તરેહવાર વીચારો ઉત્પંન થયા કે રખેને તે મરી ગઇહોય હયા કોઇ બેહાર નીકળી ગઇ હોય, અને જ્યારે મને કંઇજ સુજ પડયું નહી ત્યારે તમારી ઉપર લખવાને મેં દરસ્ત વીચારયું પણ અફશોશ! કમનશીબે તમો પણ અહીં નહી. થોડા દહાડા સુધી જ્યારે તમારો પણ જવાબ આવ્યો નહી ત્યારે તો હું બસ ઘભરાયો અને અંતે અંહી આવવાને મેં રજા માંગી. મારી મુદત પુરી નહી થવાનાં સબબથી મને રજા મળી નહી. બરાતો અંતતો મારાં થોડાં કપડાં તથા થોડા પઇસા જે મારા પગારમાંથી બચ્યા હતા તે લઇને નીકળી પડયો, અને ભુખો પ્યાસો કોઇ પણ વીસામો લીધા વગર અહીં આવ્યો. ત્યાંથી નીકળ્યાની અગાઉ મેં તમારી ઉપર એક કાગજ લખ્યો હતો જે તમને મળ્યો હશે. અરે ઓદા! મારા કમનશીબે મારું સતીપાનાશ વાળ્યું.

બે—ભાઇ રૂસ્તમ હવે વધુ ગમ મોકુફ કરો અને આજની ખુશાલીમાં ભાગ લેવો. આજે નામવર ગોદરેજની શાલગરીનો દીવશ હોવાથી આખા મેહેલમાં ધામધુમ મચી રહીછે માટે ચાલો નખરાં બાજ રાંમશગરોના દીલખુશ અવાજે તમારા ગમનો ઘટાડો થશે.

(શીરીન દાખલ થાયછે.)

કેમ શીરીન તું કંઇ હજુ સાદા પોશાકમાંજ ફરવા કરેછે? ભાઇ રૂસ્તમ. એવન આપણા ગોદરેજની બેટી થાય અને શીરીન. એવન મારા અસલી દોસ્ત થાય.

શીરીન—[નમીને] મેહેરબાંન સાહેબ, ભલે પધારો પણ બેજન આજે તમો ક્યાં ગયા હતા. પીદર તમારી ઉપર ઘણા કફા થઇ ગયા હતા.

બે—કાંએ વારે. હું ગયો ત્યારે તો હું એવનને કહીને ગયો હતો.

શી—હા પણ એવનનું હાલ ક્યાંનજ આરીકાંણેછે, જેમ પેલી ભમાવેછે તેમ ભમેછે.

રૂ—બેહેન શીરીન એમાં બેજનનો કંઈજ વાંક નથી. તમારા લોકોનાં ઠપકાને લાયક તો હુંજ છું કારણ કે માહરેજ ખાતર એ બીચારાને ખોટી થવું પડયું હતું. બાઈ બેજન મારે લીધે તમને ઠપકો મલ્યો માટે હું દલગીર છું.

બે—નહી દોસ્ત, તેની કંઈજ ફીકર નહી એતો એવન જરા ખુબશુરત ને જવાન ધણી આંણી લઈ આવ્યાછેની તેથી એવન કોઈ કોઈ વાર પોતાનું ધક ખોલી દેછે.

રૂ—શું તમારા કાકા નવી ધણીઆંણી પરણી લાવ્યાછે? અને તેણા વલી જવાંન ને ખુબસુરત છે?

બે—હા ખુબસુરતીનો તો કંઈ પારજ નથી. જ્યારે તમો જોશો ત્યારે તમને ખબર પડશે.

શી—અરે પછીની વાત પછી પણ હાલ જો જોવુ હોયતો આ રહી એવનના સબી.

(સબી કાઢી બેજનનાં હાથમાં આપેછે.)

બે—(જોઈને) શીરીન એ તું કયાંથી લાવી?

શીરીન—આજે આપણા પીરની ચાલગીરીની ખુશાલીમાં એવણે મને ભેટ આપીછે. શાહ સાહેબનો મીજાજ આજે કંઈ ઘણો ખુશ છે. મેં તો લેવાને ના કહ્યું તોપણ હુજત કરી મને આપી.

બે—આંહ! સબીતો સારીછે. એમના ચેહેરાને મલતીછે. બીરાદર લેવાની જરા જુવો તો ખરા.

(રૂસતમ તે સબી લેવા હાથમાં લઈને જુએછે તેવાજ એકદમ ચોંકેછે, પણ પેલીઓ જેઓ એક બાજુપર સાંઠે ગુફતેગુ કરતાં હતાં તેઓ તરફ જોઈ પોતાની જગા ઉપર અજબ થઈ ઉભો રહેછે.)

રૂ—(મનમાં) અરે હું એ શું જોઉંછું (સબી તરફ ફરીથી જુએછે.) એતો માહરી માશુક ગુલચેહેરનાં ચેહરાને આબેહુબ મલતી આવેછે. શું ગુલચેહેર મને બેવફા થઈ આંઈ આવીછે? (જરા થોભી) નહી નહી એમ કદીપણ બને નહી. એતો મારી આંખ થગાય છે. કારણ કે ફકત તેજ ચેહેરો મારી આંખોમ રમી રહયોછે. [વીચારમાં ઉભો રહેછે.]

બે—(આગલ આવી) કેમ કંઈ મોટા અંદેશામાં ઉભા છો? સબી જોઈ?

રૂ—હા દોસ્ત લેઓ [સબી પાછી આપેછે.]

બે—આ એજ દીવાનખાંનુ તમારે માટે ત્યાર રાખેલું છે. બે ઘડી જરા આરામ કરો કારણ કે લાંબી મુસાફરીથી તમો થાકી ગયા હશો. ચાલો શીરીન. [બેજન ને શીરીન ચાલ્યાં જાયછે.]

રૂ—[એકલો] અરે જ્યારથી પેલી તસવીર જોઈછે ત્યારથી માંરૂં દીલ મારા કાબુમાંથી જતું રહયુંછે. એ તસવીરમાંની ઓરત હુબહુ મારી ગુલચેહેરને મલતી આવેછે. [જરા થોભી] શું દુન્યામાં એકજ ચેહેરાનાં એકથી વધુ આદમીઓ નહી હોશે? (જરા થોભી પોતાની છાતી ઉપર હાથ મુકી) અરે દીલ, તું જરા ધીરજ પકડ. હું એક વાર મારી નજરોનજર તેને જોઉં કે તે માહરી ગુલચેહેરજ યા કોઈ બીજી. [માથે હાથ દઈ વીચાર કરતો એક ખુરશી ઉપર બેસેછે. પરદો પડેછે.]

(મોંઘન છે

ફ કારખાનનું પાણી વાપરવાથી માથુ દુખવુ જલદી નરમ પડેછે. એક કાચના બુચવાલી પોહોલાં મોઢાંની શીશી રૂકે ઘણા નરમ વાદલાંથી અરધી ભરવી, અને પછી તે રૂઈ કે વાદલાં ઉપર બે ત્રણ ડ્રામ ઉપરી બાઇસલ્ફાઇદ આફ કારખાનનું પાણી રેડવુ, અને શીશીનું મોઢુ ચાવણીઆંને ઘણા જે ભાગ ઉપર દુખારો ચાલ તો હોય ત્યાં ૫ કે ૬ મીનીત સુધી એટલુ મ જબુટ દાબવું કે શીશીમાંહેલી દવા ઉડી જા ય નહી. અગર દુખારો જલદી નરમ ન પડે તો દીવશમાં બે ચાર વેળા ચાલુ રાખવુ, ચ મતકારીક ફાયદો જરૂર પશે.



## સદા હસતા રેહેજો.

તમારાં દીલને સદા ખુશાળ રાખજો. ચેહેરો હરગેઝ વધ ગમગીન કરતા ના. તેને હંમેશ હસતો રાખજો; કારણ અંધારાં કરતાં ઉજરડામાં રેહેવું બેહેતર છે. અગર કોઇ જા તનાં આફતનુ વાદલ તમારાં જીગર ઉપર આ વી પડે તો તે વાદલનું રૂપેરી પર તમારા મિત્ર તરફ ફેરવજો, એટલે ખુશાલીનો ઉજાશ જે તેમની ઊપર પડશે તેનો પડછાંયો તમો ઉપર પાછો આવશે, અને તે વાદલ પોતે ઉત્પન ક રેલા પ્રકાશ અને ખુશાલીથી દુરી પામશે.



## શાહી ઓરડા.

કહેછે કે રૂશીઆ અરઘો જંગલી દેશ છે. એનો કહેવાનીજ હદમાં રહે છે; પણ સ મજણમાં ઉતરતાં મુશકેલ પડે છે. ફરી વલો પૃથ્વિના નવખંડ મુલકોમાં અને જુવો કે ત મને કોઇ એવું મુકામ જડે છે કે જ્યાં એક છાપરાં હેઠળ એક વીવાનખાણું વિસ્તારમાં ૬૨૦ ફુત લાંબુ અને ૧૫૦ ફુત પોહોલુ હોય. એ વો ઓરડો દુન્યાના કોઇબી સુધરેલાં દેશમાં તો નહીજ પણ અરધાં જંગલી કહેવાતા રૂ શીઆ દેશમા જરૂર મળશે. એક દેગ કે જે આ રૂશેઆનો એક આખો મહલગ ઓરડો ધરા વે તે જંગલી કેમ કરી કહેવાય? એ ઓરડો આધારત રીત બોલતાં, લંબાઇમાં કોતતાં દેવલ થી થાકોર દ્વારસુધીનો અને પોહોલાઇમાં દેવલ ના મોહોલ્લા ખેરશો છે. દીવશની વેલાએ તે ઓરડો લશકર્યી કવાયદ કરવા વપરાય છે. એક આખી પલટણ તેમાં કવાયદ કરી શકે છે. રાતની વેલાએ તેમાં રોશની કરવાને વીસ હજાર મીણબતીઓ જોઇએ છે. તેનું છાપરૂં લોખંડનાં એકવડા મેહેરાબનુ કરેલુ છે, અ ને તેની રચનાં તથા કારાગરીમાં અજાયબ જેવી ઇજનેરી ચતુરાઇ વપરાયલી જણાય છે.



## એક હસતો રોપો

આ છોડ કાંઇ પોતે હસતો નથી, પણ એક એવી જાતનું ફુલ છે કે જે આપણને હસવાની હાલતે પુગાડે છે. અરબસતાન તેની જન્મભુમી છે. તે હસતો રોપો કહેવાય છે; કારણ કે laughing gas લાફીંગ ગ્યાસ ઘણા ને હસાવનારી હવા માફક એ છોડનાં બી ઇ નસાનની પ્રકૃતીમાં અજાયબ જેવો ફેરફાર કરી તેને દીવાના જેવી હસતી હાલતમાં બદલી ના એ છે. એ છોડનાં ફુલનો રંગ પ્રકાશીત પી- લો હોય છે. અને તેની સીંગ પોચી તથા ઊ નની જેવી દેખાય છે, જ્યારે તેનાં બી કા- લા જેવાં થાય છે, અને તેઓ એકેક સીંગમાં બે ત્રણથી વધુ રહેતાં નથી, આરબ લોકો તેને સુકાની છુડે છે. એ ભુકો તેઓ પચતો લછે જેથી ઉદાસ તેમજ શોકાતુર પુરૂષોની હસકી રી ઉડી જાય છે, અને તેમનું નાટકના ઢોં- ગીની અથવા એક દેવાનાની હાલતમાં બદલા

વુ થાય છે. એ રોપાની અસર માણસને ગાતુ 'નાચતુ', હસતુ' તથા એક કલાક સુધી રંગી લું કરી મુકે છે. એમ કરતાં જ્યારે તે રોપા ની અસર ઊતરી જાય છે ત્યારે તે માણસ થાકથી લુઝ થઇ ભાર ઊંઘમાં પડે છે; અને જ્યારે તે જાગરૂત થાય છે ત્યારે તેણે કરેલા ચાંળાનુ તેને કાંઇએ ભાંન રેહેતુ નથી.

(0:0)

## કાચની બનાવત.

દરીઆ કીનારે ઉગતા પાલાનાં બરાં થી કાગજ બનાવવાની એક નવી શોધ એક પાનીસે કરેલી કેહેવાય છે. આ રીતે બનાવેલાં કાગજ વિશે એવુ કહે છે કે તે કાચની પણુ ગરજ સારી શકે છે, કારણ કે જો તેને બરાબર રંગ્યો હોય તો તે એક રંગીન કાચ ના જેવો આબેહુબ દેખાય છે.

---

## ચાહ

કેટલા નવા અખતરા ઉપરથી એવુ સિધ્ધ થયું છે કે ચાહનાં પાંદડાંને ઉકળતાં પાણી માં ત્રણ મીનીત લગી રેહેવા દીધા પછી તેમનો કસ રૂપીએ ૧૩ આણા જેટલો પાણી માં આવે છે; અને ૧૦ મીનીતની સેવટે પાંદડાંમાં કાંઇ કસ રેહેતો નથી. આ ઉપરથી ખાતરીપુર્વક જણાયું છે કે ચાહનાં પાંદડાંને જાઝો વખત રંગ લાવવા ધયા આપણા લોકોના વિચાર પ્રમાણે ચાહને ખાંગ કરવા પાણીમાં રેહેવા દીધાથી કાંઇ ફાયદો હાંસીલ થતો નથી. ફાયદો થતો તો રહયો; પણુ ઉલટી પાંદડાંની સોહોડમ ઉડી જાય છે.

(0:0)

## ખજુર

ઇરાણના દક્ષિણ ભાગમાં લોકો પોતાનું ઉપજીવિકા ખજુર ખાઇ ચલાવે છે. ત્યાં ઘણાં સોગાં અને પુષ્કળ મળી આવે છે. ઉનાળાની ગરમ રૂતમાં સાક્ષીદ, દ્રાક્ષ, કાંદા એપ્રીકત, તથા કાકડી ત્યાં ગામડીઆઓને સ્વાદીષ્ટ ભોજન ગણાય છે. એ વિગેરે નાંન, પનીર, અને દહી તેમનો હંમેશનો ખોરાક બનાવે છે.

(0:0)

## આપણો ખરો મદદગાર

માણસના મોટા મદદગાર તેની બાજુ, તેનુ પોતાનું જીગર, તથા તેના દ્રઢ વિચાર હોય છે. એ મદદ કશા અવેજથી મળી શકતી નથી. એક માણસનાં ધ્યાંનઉપર બાહાર ની ચીજોની તરેહવાર અસર ચાલી શકે; પણ પોતાની ખાશીયતનો ઘટમ તેણે પોતેજ ઘડવો જોઇએ. પોતાનાં કામ માટે તેણે પોતાને સહાય થવુ જોઇએ. ગરીબ રીચરડ નુ કેહેવું છે કે તું તારાં કામને હાંક, નહી તો કે તે તને હાંકશે–ઘયાને કે રે બંદા તું ઉદ્યમ કર અને તારાં કામને આગલ ચલાવ નહી તો કે તે આગલ જઇ તારા હાથમાંથી છટકી જશે અને તું પટાતો પાછલ રહી જશે. અગર એક કામમાં તું નિષ્ફળતા દેખે તો શું થયું તારે તો તેની પાછળ ખંતી.થઇ કોશીશ ચલાવી તે ફરીફરી કરવુ જોઇએ. કુદરતી ખાંણુના ભંડાર અખુટ છે તે તારા પોતાના લાભ અર્થે પડે ખોદી લેવા જોઇએ. તારાં કામની પાછળ અનમનીઆ જીવથી નહી પણુ ઉમંગ અને પક્કા વિચારથી લાગ. હીમત ધર એટલે તુ જરૂર પાર પડશે.

સઉ વિચારી કામ કરો ફતેહમંદ થાશો
ધયા હોંમ કરી ના પડો કે ઠોકર ખાશો.

# પખવાડ્યાંની મજાહ.

પુસ્તક ૧ લું] [અંક ૧૫ મે



પ્રવેશ—ત્રીજો.

મેહેલનો એક ઓરડો.

[ શોકીન ગાતી ગાતી દાખલ થાયછે. ]

## ગજળ.

શોકીન—[ ગાયછે. ]

" ગરે હમને દીલ સનમકુ દીયા "—એ ગુઢ.

અરે પ્યાર ! પ્યાર ! તાહરી અસર છે અજબ
પ્યારનેજ ખાતર ખમવો પડેછે ગજબ—અરે.
શું જવાંન કે ઘરડાંઓના થયાંછે તેનાં ભોગ
અજબ તરેહની બલા છે એ અજબ તરાહનો રોગ—અરે.
આશક માશુક મીલાપ ખાતો રહેછે ઇંતેઝાર
છોડીને પોતાનું સંધું સુખ ને કરાર—અરે.

[ દીલબર છુપઇને સાંભલેછે.]

લેલીને ખાતર મજનુ કેવો થયો હેરાંન
જંગલે જંગલ ભટકી ખોયો પોતાનો જાંન— અરે.
પ્યારના આતશે કીધીછે મુંજને બેફામ
બસ તેનીજ યાદમાં રહું છું શુબોહશાંમ— અરે.
ભોગથી પરવાનાં થઇ છું હું તેની શુરત ઉપર
જીંદગી મુંજની હવે થઇછે જીરો-જબર— અરે.

દીલબર—(બાહાર આવી) કેમ માહરી લાડકી શીરીન, શું વીચારમાં છે? તાહરા પીદરનાં મકાનમાં આજે સઘલાંઓ મોજમજાહમાં છે અને તું તેની બેઠી ગમગીન કેમ?

શીરીન—(એક ખુરસી ઉપર બેશીને) નહી દીલબર, કંઈ નહી.

દી—નહી શું [મનમાં] એ બીચારી સમજે છે કે હું કંઇ જાંણતીજ નથી.

શી—દીલબર, આજે હું જરા બેચેન છુ.

દી—પણ આવી ખુશાલીની વખતે તમારી બેચેનીનો શો સબબ? તને આ ઘરમાં શું કમીછે? તાહરો પીદર તને સઘલા પ્યારથી ચાહેછે, અને તમજ ગુજરનાર જોકે તાહરી આ વરી મા છે તોની તે કંઇ તને ઓછા પ્યારથી ચાહતી નથી.

શી—જો કે હું બધી વાતે સુખી છું તો પણ જે આપથી આ જીગરમાં ઘર કીધુંછે તે જ્યાં સુધી બુજાય નહી ત્યાં સુધી મારો જીવ સંતોષ પાંમે નહી.

દી—(મનમાં) વાત તો બહુ વધી પડી છે. (મોટેથી) તાહરું એ ભેદ ભરેલું બોલવું હું મુંદલ સમજી શકતી નથી.

શી—તું બીચારી શું સમજે! દરદીની હાલત દરદીજ જાણે.

દી—પણ એ દરદનું કારણ તો જણાવશો.

શી—મારા દુખનું કારણ તો ફકત બેજનજ છે.

દી—શું બેજન? શું તેણે તમને કંઇ અપમાંન કીધું છે કે?

શી—નહીં નહીં, હું તેને મારાં ખરાં જીગરથી ચાહું છું.

દી—ત્યારે એમ બોલોની તો. જો એમજ હોયતો ઠીકછે શીહાદી કરી નાંખો.

શી—પણ તે મુને ચાહેછે કે નહી તે કોણ જાણે.

દી—અરે એવન કાકા તો લગ્ને કરશે. તું કહે તો હું એની સાથ વાત કરી જોઉં.

શી—(જરા વિચાર કરી) તું શું વાત કરશે?

દી—(મનમાં) હવેકોણે આવી ખરી [મોટેથી] વળી તેને કેહેવાનું કે શીરીન તાહરી સાથે પરણવા માંગેછે.

શી—અરે દીવાંની. તેનાં દીલનો ભરમ આપણે જાણીએ તે અગાઉ મારો ભરમ તે જાણે નહીં, એ પ્રમાંણે વાત કરવી જોઈએ

દી—એવી માથાકુટ કરતાં મને તો [illegible] આવડે.

શી—પણ જો તે તાહરી માંગણી એકદમ નાં કબુલ કરે તો.

દી—(વચમાં બોલી ઉઠી) ના કબુલ શેનું કરે. તેનાં એવાં નશીબ કયાંથી કે તારા જેવી ગોહરદાર તેને મલે. એકતો વળી ખુબસુરત ને બાજુતો મોટી દોલતની વારેસ! અરે તે તો બીચારો વાટ જોતોજ હશે.

શી—દીલબર તારો વીચાર બરાબરછે. પણ એ ઘણોજ બેદરકાર ને આપ રંગીલોછે મેં અગાઉ બીજી ત્રીજી વાતને મસે એનાં દીલની તપાશ કીધી હતી અને તે ઉપરથી હું કંઇ આશા રાખી શકતી નથી.

દી—વખતે તે એમ સમજતો હશે કે તું તેને ખાવીંદ તરીકે કબુલ નહી કરે કારણ કે તે કંઈ તારા જેવો તવંગર નથી.

શી—હા એવી વાત ખરી.

દી—વાસતે જ્યાંસુધી તેને બરાબર ખુલાસો કરવામાં આવે નહી ત્યાંસુધી તેનાં દીલનો ભેદ તમો પાંમો નહી.

(નોકર દાખલ થાયછે.)

નો—નામવર બાનું! ગોદરેજ તમને અંદર બોલાવે છે.

શી—જા. હું આવુંછું [નોકર જાયછે.] દીલબર, હાલતું એ વાત તારે છુપી રાખજે કોઇ બીજીવાર આપણે વીચાર કરશું. [જાયછે.]

દી—જા એટલી માંથાફોડ ઓછી [જાયછે.]

પ્રવેશ—ચોથો.

[ગોદરેજનાં મેહેલને લગતો એક બાગ. દૂર એક કુવો નજરે પડેછે. રૂસ્તમ વિચાર કરતો દાખલ થાયછે.]

રૂસ્તમ—(એખલો) હા! ખરેખર તેજ. ગઇ કાલની મેહેફીલમા મેં તેણીને બરાબર ઓળખી. જો કે તે ઘણા સુંદર પોશાકમાં હતી તોપણ તેણીનો ચેહેરો કંઇ છુપો રહયો નહી. દુઃખથી અને બહાર ગામ ભટકવાનાં સબબથી મારા ચેહેરામાં મોટો ફેરફાર થઇ ગયોછે તેનેજ લીધે તેણીએ મને ઓળખ્યો નહી હશે (ગુસ્સાથી) અરે ઓ બદકાર બેવફા ઓરત! તારી ઉપર મેં મારી સઘળી દોલત ખરાબ કીધી તેનો આવો બદલો? અરે તારે ખાતર આબરૂની તેમજ જીવની કાંઇ પણ દરકાર કરયા વગર મેં પરદેશ કેટલી કેટલી રંજો ઉઠાવી તેનું શું આવું પરીણામ? (જરા થોભી) બેજનનો વેહેમ તદન ખરો પડયો છે. એ નાપાકે પોતાનાં મરણની ખોટી અફવા ફેલાવી મને તેમજ સારી આલમને ઠગી [માંથું કુટી) અરે નશીબ! નશીબ!! તેં મને પઇસે ટકે ખુવાર કીધો તો કીધો પણ માહરાં માશુક કે જેને ફકત માહરૂં એકલુજ સુખ હું સમજતો હતો તેને પણ માહરેથી બેવફા કીધી! અફશોસ! હવે શું કરૂં તે મને સુજ પડતું નથી. હવેતો કંઇ ગુપચુપ નીકળી જાઉં [જરા થોભી] પણ નહી, એ બદકાર બેવફાને એનાં કરતુકની સજા થવીજ જોઇએ. [મોટેથી ગુસ્સામાં) અરે ઓ ચંડાળ ઓરત! તુ એમ સમજતી હશે કે તારા કરતુકમાં તુ ફાવીને હવે સુખચેનથી મજાહ કરશે પણ જાણ ઓ દગાબાજ કે હું તાહરી પુંઠે જમની માફક લાગીશ અને તારા દગાનું ફળ તને સારી પેઠે ચખાડીશ! (જરા થોભી) પણ રખેને મારો એ ગમ અને વીલાપ નકામો હોય! રખેને હજુબી હું ઠગાતો હોઉં! રખેને માહરી ગુલચેહેરને તેનાં મરણ પછી ગેર ઇનસાફ કરતો હોઉં! (આસપાસ જોઇ) પણ સામે બાગ તરફથી એ કોણ આવેછે? એ પોતે તો નહી હોય? જરા છુપો થઇ જાઉં (એક ઝાડ પાછળ સંતાઇ જાયછે. ગુલનાર દાખલ થાયછે, અને એક પથર ઉપર બેસે છે.)

ગુલનાર—આજ સુધી તો હું મારી દરેક મુરાદમાં પાર પડી છુ, અને માહરી હીકમત અને હીમતે આવા એક મોટા મેહેલની માલેક થઇછુ પણ મારી ઉમેદ મનમાંનતી રીતે તમામ પુરી પડી નથી. જયાં સુધી બેજન અને શીરીન ઘરમાં છે. ત્યાં સુધી મારી ધારેલી મુરાદ બર આવવી ઘણી મુશકેલછે. માટે એ બનેજણને અહીંથી કાઢવાની તદબીર કરવી જોઇએ [રૂસ્તમ પાછલ આવી સાંભળેછે.] આવી એક ફરેબની બાજી રમવામાં હું ફતેહ પાંમી તો એ તો શું બીશાદમાં. માહરા દેખાવમાં ને માહરી હાલતમાં મે એટલો બધો ફેરફાર કીધોછે કે મને રૂસ્તમ સોદાગરની ગુલચેહેર તરીકે પીછાંણવાની કોણ હીમત કરશે?

રૂસ્તમ—[તેણીની સાંમે આવી] હું, હું તાહરો;—

ગુ—[તેને જોઇ] કોણ? રૂસ્તમ! [ચીસ પાડી બેશુધ થઇ જાયછે.]

રૂ—હા તાહરો ખરો ખાવીંદ રૂસ્તમ, કે જેને તું બેવફા થઇ છે.

ગુલનાર—(પાછી શુધીમાં આવી)

નમ્મેદ ! નમ્મેદ !! માહરી સઘળી ઉમેદો ધુળ મળી ગઇ. [ રડેછે. ]

રૂ—અરે ઓ બદકાર ઓરત ! તું તો મરી ગઇ હતી ની? જાણુકે તાહરી દોલતની ઉમેદો કદીપણ પુરી પડનાર નથી. તાહરી બેવફાઇનો બદલો તને મળ્યા વગર રેહેનાર નથી.

ગુ—આપણે કાંઇ પણ વધુ ગોફતેગો કરીએ તેની આગમચ હું તને એકજ સવાલ પુછું છું તે એ કે આપણી આ મુલાકાતનો અંત તું કેવી તરેહ લાવવા માંગેછે ? સલાહ સંપથી યા કજીયા કંકાસથી.

રૂ—શું સલાહ સંપ ? અને તેબી વળી તારી સાથે ? જાણ ઓ ચંડાળ, કે જ્યાં સુધી તને ઇનસાફની અદાલતમાં ઘસડી લઇ જઇ ઘટતી સજા કરાઉં નહી. ત્યાં સુધી હું કદીપણ કરાર પામું નહીં.

ગુ—(મનમાં) હવે એનું થંડો પાડવો જોઇએ. [ મોટેથી ] જો સાંભળ, હું હમણાં એક મોટી દોલત ધરાઉં છું અને માહરી આગલી હાલતમાં મોટો ફેરફાર થઇ ગયો છે. હવે તે હાલતમાંથી મને પાછી કાઢવાની તાહરી સઘળી કોશેશો નિષ્ફળ થયા વગર રેહેશે નહી.

રૂ—દગલબાજીથી મેળવેલી તાહરી દોલત અને બેવફાઇથી મેળવેલી તાહરી આ હાલત હવે વધારે વાર ટકવાની નથી. જ્યારે તારાં કરતુકો દુન્યાંને જાહેર થશે ત્યારે તારી દોલતને ભપકો ક્યાં રેહેશે ! જ્યારે ખુર્શો ગોદરેજને માલમ પડશે કે તું તો બીજાની હકદાર ઓરત છે ત્યારે શું તે તને એક પળ પણ અંહીં ઉભી રેહેવા દેશે ?

ગુ—(ગુડણીએ પડી ) અરે મને બચાવ! મારી ફજેતી નાં કર ! [ તેનો ઝભો પકડી ]

રૂ—( તેને ખસેડી નાંખી ) શું તને બચાઉં ? નહીં નહીં કદીબી નહીં. જેણે મને દુખી કીધો તેને શું હું સુખી થવા દઉં ?

ગુ—નહીં નહીં મેં તને જાણીજોઇને દુખ દીધું નથી. તારી કંગાળ હાલતે મને ફરજ પાડી [ રડેછે. ] પેહેલે હું આજ મકાનમાં એક દાસી તરીકે રહી અને રફતે રફતે માહરા આ ખુબસુરત ચેહેરાએ ખુર્શો ગોદરેજનું દીલ—

રૂ—( ગુસ્સાથી ) બંધ કર તારી પાપી ઝબાંન, બેહયા ! તારી એટલીજ વફાદારી કે સુખનાં વખતમાં તું મારો સાથી ને દુખનાં વખતમાં તું મારો દુશમન? ઓરતનો જેઓ ખાવીંદ કરે છે તે શું સુખમાં લાડ લડવા અને દુખની વખતે પોતાના ખાવીંદને છોડી ચાલી જવા ? લેયાંનત છે તાહરી જીંદગી અને માલો મીલકત ઉપર હયફ હોજો તાહરા જેવી બેવફા કાબાહા ઉપર.

સુ—( ઉઠીને ) તાહરી સઘલી ધમકી તદન નકામીછે. જે થવાનું હતું તે તો થઇ ચુકું. એમાંથી તાહરી અને માહરી બંનેની રૂશવાઇ થશે, માટે તને જોઇએ તેટલો જર મારી પાસેથી લે, અને મુગો મુગો અંહીથી નીકળી જા લે માહરા દીલ ઉપરનું સઘલું જવાહીર (જવાહીર ઉતારવા જાયછે.)

રૂ—[ તેને અટકાવી ] શું એમ સમજેછે કે જરની લાલચે હું તને છાડી દઇશ ! જે પઇસાનાં લોભે તું સતાની પાપી થઇ છે તેજ પઇસાથી તું શું મને બી પાપી બનાવવા માંગેછે ? ઓ નીચ ! પઇસાને ખાતર તું માહારા જેવા એક નવજવાંન ખાવીંદને છોડી મરવા કાંઠે આવેલા એક બુઢ્ઢાને વેચાઇછે ? તાહરી દોલતમાંની મને એક કોડીબી હરાંમ છે.

ગુ—જો, તું પસતાસે. હજુબી ખુબ વિચાર કર.

રૂ—જ્યારથી તને ઓળખીછે ત્યારથી મેં પકોજ વીચાર કીધો છે કે, તાહરી બેવફાઇનો બદલો તને આપવો. ફકત આજનીજ રાત તાહરે આ મેહેલમાં ગુજારવીછે. પછી

## અંક બીજો.

### પ્રવેશ—પેહલો.

### દીવાનખાનું

શીરીન ગમગીન ચેહેરે દાખલ થાયછે.

શીરીન—(એકલી) કોણ જાંણે મારા પીદરે મને શું કામ અહી બોલાવી હશે.! [જરા થોભી] બેજન! અરે બેજન!! તેના પ્યારે તો મને ગોયા દીવાની બનાવી મુકી છે. દીલ થાયછે કે મારો સઘલો ભેદ તેને જાહેર કરૂં પણ માહરી જબાંન અચકી જાયછે. એક ગમથી પ્યાર મને ઉશકેરી આગલ ચલાવેછે, અને બીજી ગમથી શરમ મને ના હીમત કરેછે. [જરા થોભી] જોકે એ વિચાર મારા મનમાંથી કહી નાંખવાને ઘણીએ કોશેશ કરૂછું તોપણ એનો એજ ખ્યાલ મારાં મગજ માં રમીઆ કરેછે. દર વખતે અને દરેક ઠેકાંણે તેની ને તેનીજ તશવીર યાદ આવેછે. મારા પીદરને કેહેવાની મારી બીલકુલ હીમત ચાલતી નથી. અફશોશ! જો આજે મુજની માદર હયાત હોત તો મારાં દુખનો નીવેડો તેણી લાવ્યા વગર રેહેત નહી.

(એક ખુરશી ઉપર ગમગીન ચેહેરે બેશી જાયછે. ગોદરેજ દાખલ થાયછે.)

ગો—કેમ બેટી શીરીન, આજે તાહેરો ચેહેરો એટલો ગમગીન કેમ?

શી—પ્યારા પીદર, આજે જરા મારૂં માથું દુખેછે.

ગો—(બેસીને) બેતી, એતો ઘણી ગરમી પડવાનાં સબબથી હશે તેની કંઈ ફીકર નહી. આપણા લુકમાંન તબીબને કાં નહી બોલાવતી?

શી—પીદર એટલીબધી કંઈ જરૂર નથી.

ગો—શીરીન. આજે એક વાતમાં તારી મરજી પુછવા મેં તને અહીં બોલાવીછે.

શી—તે શું વાત છે, પીદર.

ગો—બેજન સાથ તારી શાદી કરવાનો મારો વિચારછે.

શી—(મનમાં) વાહ! કેવી ખુશ ખબર! હું તો નકામીજ ગમમાં વખત કાઢતી હતી. (મોટેથી) પણ પીદર, હજુ હું શાદીને લાયક નથી.

ગો—નહી બેતી, તારી ઉમર પ્રમાણે તું તદન લાયકછે; હવે માહરી જીંદગીનાં દહાડા ખતમ થતા જાયછે, વાસ્તે માહારી એકપુરી બેટીને મોટી ધામધુમથી પરણાઉં એટલે પછી એક પીદર તરીકેની માહેરી ફરજ અદા થયલી હું સમજીશ.

શી—પણ પીદર, શું આપના શીરાંજ શેહેરમાં મારે લાયક બીજો કોઇ ઉમરાવ નથી કે જેથી તમો બેજન સાથ મારી શાદી કરવા માંગોછો?

ગો—ઉમરાવો તો ઘણાંએ છે અને તેમાંનાં ઘણાએ તાહરા દસ્તની માંગણી પણ કરી ચુકાછે અને મેંજ તેઓની માંગની રદ કીધી છે, કારણકે જે વખતે તું ને બેજન બેઉ બચ્ચાં હતાં અને સાથે રમતાં હતાં તે વખતે તમો બેઉને શાદીનાં ગાંઠથી જોડવાને બેજનનાં બાપ કેકાઉશને મેં વચન આપ્યું હતું. કમનશીબે તમો ઉંમરે પુગાં તે આગમચ બીચારા બેજને પોતાનાં માદર અને પીદરને ખોયાં અને તેં તારી માદરને ખોહી. હવે એ ફરજ મારે એકલાને માથે આવી પડીછે તે માહરે કંઈબી કરીને બજાવવી જોઇએ.

શી—બધું ખરૂં. પણ બેજનને ઠેકાંણે કોઇ બીજોજ મારા દસ્તનો તલબગાર હોત તો હું મોટી ખુશીથી તેના સાથ શાદી કરવા કબુલ થાત.

ગો—શીરીન, તું નાદાંની ના કર, બેજનને શું છે. તે ખુબશુરત નવજવાન ને વલી ચાલાકછે. અને તે સાથ તને કંઇ દોલતની કમીછે? મારા મરણ બાદ આ મારી મોટી દોલત તારી

જ છે માટે તું એવી ખોટી હુજત ના કર.

શી—ઠીકછે વ્હાલા પીદર, જો તમારી મરજીજ છે તો હું મોટી ખુશીથી કબુલ થાઉંછું, પણ પીદર, તમોએ એવીરીતે કંઇ બેજનને જણાવ્યુ છે ?

ગો—હા, થોડુંક થયું મેં એની સાથ વાત કીધી હતી અને આજ ત્રણ ચાર દીવસ થયા હું એની સાથ ફુરસદે વાત કરવાની તક જોઉંછું, પણ મારો અને તેનો તેવે વખતે મીલાપ થતો નથી.

શી—આજ ચાર પાંચ દીવસ થયા એના ચેહેરા ઉપરથી એ ઘણો ઉદાસ દીસેછે. કોણ જાણે શું છે.

ગો—એનો દોસ્ત રૂસ્તમ જે આપણે અહીં એક મેમાન તરીકે રહયો હતો તે કોઇ બેતાર્ખા પગર જતો રહયો છે તેને માટે એ ઘણો બેચેન રહેછે. હું ઘણોજ દલગીરછું કે એક મોટું ખશ ગરીબા હાલતમાં આવી પડેલું નીરઆધાર માણસ કે જે આપણે આસરે આવ્યું તે એકાએક ગુમ થઈ ગયું મારા આટલા નોકરો અને દાશીઓ માહેલું એકુપણ તેથી વાકેફ નહી એ મોટી અફસોસની વાતછે તેની ખબરી શોધ કેરવાને બેજનને જોઇએ તેટલો ખરચ કરવાને મેં હુકમ આપ્યોછે કારણકે જયા સુધી તેનું કંઇબાકી ઠેકાણુ લાગે નહી ત્યાં સુધી આપણા નામ અને શેમ ઉપર મોટો બટતાછે.

શી—હા પીદર, મનેબી ઘણુ અજબ લાગેછે, ત્યારે મારી શાદીનીવાત તમો હાલ મોકુફ રાખોતો ઠીક.

ગો—તેનું કંઇ નહી બેટી, મારે હવે એનો પકો વીચાર કરી લેવો જોઇએ.

શી—પણ જખને આવી ગરબડમાં તે તમને બરાબર જવાબ નહી આપશે ત્યારે ?

ગો—છટ છટ તે છેક એવા બેવકુફ નથી. તે માદરો સખુન કદીભી પાછો ફરવે નહી.

શી—પણ પીદર હું તેની સાથ શાદી કરવાને કબુલ થઇછું એવું તેને આગલથી જણાવતા ના.

ગો—[ જરા ગુસ્સામાં ] અરે તું મને કંઈ નાદાન બાદાન સમજે છે કે શું ? મારા જેવા એક જઇફને તારા જેવી એક નાદાન છોકરી શું અકલ આપે ? જા બેવકુફ, મારૂં કામ કેવી તરેહ બનાવવું તે મને સારી રવેશે ખબર છે.

શી—વહાલા પીદર, હું મારી ભુલને માટે દરગુજર ચાહુંછું.

ગો—કંઇ નહીં બેટી, તું તો નાદાનછે. ચાલ તું હવે અંદર જા કારણકે વખતે બેજન આવી લાગશે તો તારા દેખતાં મારેથી વાત થઇ શકશે નહી. [ શીરીન જાયછે.] (એકલો) ગુલનારનાં કેહેવા પ્રમાણે શીરીનને તો સમજાવી હવે બેજનને સમજાવવાનું રહ્યુછે અને હું ધારૂંછું કે તે પણ સમજશે કારણકે તે બચપણથી મારેજ ત્યાં પરવરશ થયલો છે અને તે સાથ શીરીન જેવી એક ખુબશુરત નાજનાન સાથ શાદી કરવાને તે બીલકુલ આનાકાની કરશે નહી. જો એમ થયું તો મારી બાકીની જીંદગી ગુલનાર સાથ અમન ચમનમાં ગુજારીશ. જોકે હાલ હું સુખી છું તોપણ ગુલનાર અને શીરીન એ બ વનાં અનબનાવથી હું ઘણો બેઝાર થાઉંછું; માટે બેજન અને શીરીનને તેઓની રાજી ખુશીથી શાદી કરી મારી દોલતમાંથી કેટલોક ભાગ આપી દૈયે જુદાં રાખું કે પછી એ દરરોજનો કંટાલો મટી જાય. ગુલનાર ! ગુલનાર !! તુતો ખરેખરીજ બાગનું એક ગુલછે. ખુબશુરતીમાં તો તું જનતના હુરને પણ લજાવેછે. વાહ ! તાહરી અકલપર આફરીન છે. તાહરાજ કેહેવા પ્રમાણે શીરીનને સમજાવ્યુ તો તે તરત સમજી ગઇ; હવે બેજનને સમજાવવાની બાકી છે.

[ જાયછે. પરદો પડેછે.]

ગુલ—કીયા દહાડાની!

ગુર—તે દહાડો કે જે દહાડે તમે પેલા અજાણ્યા શખસને કુવામાં ઝોકાવી દીધો તે

ગુલ—(ચોંકીને મનમાં) કમબખ્તી! (મોટેથી) શખસ કોણ અને કુવો શાંનો? એ તું શું બકેછે?

ગુર—હું કંઇ ખોટું બકતો નથી. એ તમારાં કરવીણુ કામની વખતે હું પોતે ત્યાં હાજર હતો.

ગુલ—[મનમાં] અરે અફસોસ! વળી આ નવી બલા મારે માંથે આવી પડી [મોટેથી] અરે ઓ લુચ્ચા, જુગારી, તું શું મારી ઉપર ખોટું તોહોંમટ મુકી મને હેરાન કરી તારી કોઈ છુપી મતલબ કાઢી લેવા ચાહેછે કે શું?

ગુર—[મનમાં] એવનનો દમ તો જુવો ચોરીઉપર સરજોરી [મોટેથી] રે બાઇ સાહેબ, તમારો એ સુકો દમ મારી આગલ ચાલવાનો નથી. તમો મને સારીપેઠે ઓલખો છો કે હું કોણ છું [જરા થોભી] અરે અફસોસ કેવા તે બીચારાનિરદોષ ઉપર તમે સીતમ ગુજારયો.

ગુલ—[મનમાં] એની સાથે પંચાતી કરવાથી ઉલટું કામ બગડશે એતો છાકતો અને જુગારીછે; માટે પઇસાથી એ જરૂર સમજી જશે.

ગુર—કેમ વિચાર શાંનો કરોછો? દાઇ આગળ પેટ છુપાવવામાં શો ફાયદો.

ગુલ—પણ તે વખત તો ત્યાં કોઇજ નહી હતું.

ગુર—નહીં કેમ? હું પોતે તે કામનો ગવાહ છું.

ગુલ—પણ તું ત્યાં કેમ આવી લાગો?

ગુર—અંહ, એમ તમો જરા ધીરાં પડો તો હું તમને સઘલું કહું કેની. સાંભળો, મારી દીલબરે કંઇ. પૈસાને સરૂં મને તમારી પાસે મોકલાવ્યો હતો અને મને બાગને પાછલે દરવાજેથી જવાને કહ્યું હતું. હું તે પ્રમાણે પાછલે દરવાજેથી દાખલ થયો અને જોઉંછું શું કે તમો અને પેલો પારકો શખસ ખુબ ગુફતેગુમાં રોકાયાં હતાં. મને કંઇ જુદોજ વેહેમ ગયાથી હું ઝુરત એક ઝાડ પાછલ ભરાઇ ગયો. હું ઘણો દુર હોવાથી તમારી ગુફતેગુ સમજી શકયો નહી. થોડા વારમાં તમો બેશુધ જેવાં થઇ ગયાં અને તે બીચારો નીરદોષ કુવા તરફ પાણીને વાસ્તે દોડયો અને તમો—

ગુલ—(વચમાં બોલી ઉઠી) બસ બસ બસ હું વધારે સાંભળવા નથી માંગતી.

(માંથે હાથ દેઇ ખુરશી ઉપર બેસી જાયછે.)

ગુર—(પાછલ ખીજ પાડતો ઉભો રહી) એતો સારૂં થયું કે હું ત્યાં આવી લાગેો.

ગુલ—હા ખરેખર! હું હજુબી મને પોતાને ફંગમતદાર સમજુછું પણ હવે તું એ વાત તદન છુપી રાખજે.

ગુર— એ તમો શું બોલોછો. મારેથી એ કેમ છુપું રખાય? એવું પાપી કામ છુપાવવું એતો ગોયા તેમાં સામેલ થયા બરાબર છે; માટે હું તો આજને આજ જાહેર કરૂંછું (મનમાં) દમથીજ કામ નીકલશે અંહ!!

ગુલ—(ગુરણ ગરડાએ પડી) નહી, ગુરગીન તું મારી ઉપર રેહેમ લાવ. તું જે માંગશે તે હું આપીશ અને તારાં અહેશાંનનો બદલો હું પુરતી રીતે વાલીશ.

ગુર—(મનમાં) લાવની હુંબી તેજ વાર જોઉંછું (મોટેથી) જ્યારે તમો એમ કાલાવાલા કરોછો તો ઠીકછે મારે કબુલછે.

ગુલ—ગુરગીન, આવતી કાલે તું આજ વખતે મને અહી મલજે.

ગુર—(મનમાં] ટાઢાં પાંણીએ કાંઅ: કાઢેછે અંહ (મોટેથી) ઘડી ઘડી અહી આવવું ઠીક નહી. વખતે કોઇને વેહેમ જાય માટે

જોતે બેહેકાયું કે તેજ જુવાન માણસને ફરીથી મોટો ચટકો લાગો, અને હવેતો તેને એટલો સખત લાગો કે તેણે મારી દરકાર કરી નહી અને ઊસકેરાઇને મને સામા જવાબ કરયા. તેના જવાબ તોછડાઇ ભરેલા હતા; અને તેઉપરથી મેં તેને ધમકી આપી કહયું કે જો તે ફરીથીએવી ગધ્ધર સલુકાઇ વાપરશે તો તેને ચાકરી ઉપરથી બર તરફ કરવામાં આવશે. જયારે મારો રોષ ઉતરયો, અને ધ્યાન પાછું ઠેકાણે આવ્યું ત્યારે મને માલમ પડયું કે મેં ખોટું કરયું હતું. ત્યારથી હું બેચેન રહયોછું. મારો મીઝાજ મારા હાથમાં અને ઝબાન મારાં કબજામાં રહી શકે એવું હું ઇચ્છુંછું."

ધીરજે પોતાના ખાવીંદને દીલાસો અને હીંમત આપ્યાં અને પોતાને ઠપકો આપવાથી વારયો

બીજે સહવારમાં જેવા આકરાજી વખારે જવા નિકલ્યા તેવીજ ધીરજે તેની તરફ જોયું અને કંઇ મતલબસર હસી કહયું—"ખબર, દાર!"

તેણીના અવાજમાં ચેતવણી હતી જે જરાપણ કોઇને ખબર પડે એવી ન હતી.

"ખબરદાર શામાટે?"

આકરાજી જરા વિચારમાં પડયો.

"પોતાને ભુલતા ના."

"અંહ!" તેને હવે સમજ પડી. "વારૂ, તમારો ઉપકાર માનુંછું, હું ખબરદાર રહીશ.' તેની તખત નજદીક ગયો એટલામાં તો આકરાજીનું ધ્યાન ઠેકાણે આવ્યું.

"કેમ હારમાર, આ પત્ર ટપાલમાં કેમ નહી નાંખ્યો?" આ બોલવાંની ઢબ ઉપરથી કાંઇ કપટ ઇચ્છા ગુસ્સો જણાયો નહી. અને સવાલપણ એવીરીતે તેણે પુછયો કે જાણે ... તો એવો જવાબ નિકલી શકયો કે—

"અલબત્તા તેમ નહી કરવામાં કાંઇ કારણ હોવું જોઇએ."

અને ખચીત કારણ તે હતુંજ.

"હું ધારૂંછું, માહેબ, "હારમારે જવાબ દીધો, "કે એક ભુલ થઇ છે, અને તેટલામાટે એ પત્ર ડાકઓફીસમાં મોકલવાનું મને ઠીક લાગ્યું નહી."

એકભુલ? શાંની?-

અને મી. આકરાજીએ પત્ર ફોડયો.

"એમાં ૩૦૦ પેટી ઈંટની લખેલીછે," ગુમાસ્તો બોલ્યો.

"અરે નહી ૩૦ પેટી જોઇએ," આકરાજીએ જવાબ દીધો; પણ, જેવો તે બોલ્યો તેવીજ તેની નજર ૩૦૦ ના આંકડાઉપર પડી: "હા એતો ૩૦૦છે! અરે એવી ભુલ મારાથી કેમ થઈ ગઇ? એ પત્ર નહી મોકલ્યો એ ઠીક કરયું."

ગુમાસ્તો પોતાની જગા આગલ પાછો ગયો અને વેપારી મનસે બોલ્યો. "કેવું નેક કામ થયું કે મારો મીઝાજ ઠેકાણે રહયો. જેટલો ગુસ્સો મને લાગો તેટલાજ ગુસ્સામાં જો મેં ગુમાસ્તા સાથ વાત કરી હોત તો હું ખોટું કામ કરત અને તેનાથી છુટોપણ પડયો હોત."

એપછી થોડેક વારે માલની સાચેલી પેટીઓમાં છેલી પેટી બાજી પેટીઓ ઉપર, પડી તેથી એટલો મોટો અવાજ થયો કે મીં૦ ઉકરજી આકરાજી પગ ઉપર કુદીને ઉઠયા. કોઇનેબી ઠપકો આપવો એવી તેને લાગણી થઇ.

"એ કયા બેદરકાર શખ્સે આમ કીધું?" એ બોલ તેની ઝબાન ઉપર આવ્યા.

"ખબરદાર!"

દીલ અંદરના શિક્ષકે તેને વખતસર યાદી આપી. મીં૦ આકરાજીએ તરત પોતા

ના હોટ મજબુટ બાંધ કરયા અને જ્યાં સુધી રોજનો સાંજ ઠેકાણે આવ્યો ત્યાં સુધી ખામોશી પકડી. તબાદ તેણે ધીરજથી પેટી પડવાનું કારણ પુછયું, જે ઉપરથી તેને એવું માલમ પડયું કે કોઇને ખાસ ઠપકો ઘટતો ન હતો. તે પડેલી પેટી ખોલતાં તેને વલી એવું જણાયું કે નુકશાન બનું ન હતું.

"વલી આ એક બજી ફતેહ," મી૦ આકરાજી પોતાની તબક્ષ આગલ જતાં બોલયો "પોતાની લગામ હાથમાં લાંવવાનું કામ સેહેલું છે. માત્ર વખ્તસર તપાસ કરવી જોઇએ."

તે દીવસ મી૦ આકરાજીને બાર તેર વેળા પોતાના આકરા સ્વભાવને લીધે દીલને દાગ લાગા અને તેટલીજ વખત ગાજવાની ધાસ્તીમાં તે આવ્યો હતો; પણ તેણે સરૂઆત ઠીક કરી હતી, અને આખર જ્યાં સુધી સુરજ મગરેબમાં ગરક ગયો ત્યાં સુધી તેણે બહુ ખબરદારી રાખી અને ત્યાર પછી તેણે ઘર તરફ પગલાં ભરયાં. એમ કરતાં તેને દીલસે દીલાસો થયો કારણ કે તે દીવસ જેટલો તેના મનને કરાર લાગો તેટલો કોઇ દી લાગો ન હતો. તેના ચેહેરા ઉપર ઉદાસી ન હતી, અને જયારે તેની ગેહેગી તેને મલી ત્યારે તેનો દેખાવ ખુશ મીજાજી હતો.

"આજ રોજે બાહાર જતી વેલા તમે મને ખબરદાર રહેવા કહ્યું હતું."

"વારૂ!"

"અને મેં ખબરદારી રાખી હતી!"

"તમે પેહેલવાનગીરી કીધી."

"કાંઇ મોટી પેહેલવાનગીરી નહી. જયારે ખરેખર તરવાર બાહાર ખેંચી ઇઆને કે "ખબરદાર" બોલને મનમાં તાજો રાખવાની મરદાનગી દેખાડવાં તરવાર વાપડી ત્યારે ફતેહ સેહેલાઇથી ઇથારી આપી."

"અને હવે તમને અધિક ખુશ લાગેછે."

"અરે હજાર વખ્ત! આકરો સ્વભાવ માણુસની ઉપર ઉતરેલો ગોયા એક ઇશ્વરી કોપ છે! સરાસરી દરરોજ મને અરધીદઝન વખ્ત શરમાવું પડેછે. પણ હવે સારૂ મંડાણ કરવા માંડયું છે, અને સેવટ સુધી તેમ રહેવાનો વિચાર છે."

બીજી સહવારે જયારે મી૦ ઉકરજી આફીસમાં જવા નિકળ્યા ત્યારે તેમની ધણીઆણી બોલી "ખબરદાર!"

"અલબેતાં!" ઉલતથી જવાબ મલ્યો.

અને તે ખબરદાર રહયો, કારણ કે સાંજ પડી ત્યાં લગણ કાંઇબી વધણુ વિચારવાની તેણે સંભાલ રાખી હતી.

વાંચનાર અગર તારો સ્વભાવ પણ આકરો હોયતો—"ખબરદાર" ને ઇયાદ કરજે અને જેવો તારો મીજાજ જાગ તેવો ૧ થી ૧૦ સુધીની સંખ્યા ગણજે એટલે સંધું સમાધાન થશે.

—(o)—

## એકથી બે ભલા.

વિલાયતમાં શિયાળાની રૂતુમા બે ઘોડાને પાસેના નાળામાં પાણી પીવા મોકલ્યા. ઊપલુ પાણી થીજી જઇ બરફ બન્યું હતું. એકે પોતાની લાતો મારી તેને ભાંગવા માંડયું પણ ભાગ્યું નહિ ત્યારે બીજો તેની જોડે ઊભો રહયો અને બંનેએ સાથે પાછલા પગ તે ઉપર અફાલ્યા એટલે બરફનો પોપડો તુટયો અને તેઓએ નીચેનું પાણી પીધું.

## બીજાને ઉગારવાને પોતાનો ભોગ આપવો.

પારિસના એક મોહોલામાં નવું ઘર બાંધવામાં કેટલાક કારીગરો કામે લાગ્યા હતા. ઘરના આંગણામાં પાલખ હતી તે ઉપર માણુસનો અને

સામાનનો બોજો એટલો બધો થયો કે તે તુટી અને તે ઉપર રહી કામ કરનારાં આદમી નીચે પડયાં. માત્ર બેના હાથમાં વળી આવી જવાથી તેઓ લટકતા રહયા. એમાંનો એક જુવાન અને બીજો મોટી ઉમરનો માણસ હતો. તેપાળ એવી નબળી હતી કે બે પકડી રહે તો ભાંગી જાય. બેમાંના મોટી ઉમરના માણસે પોતાના સાથીને કહ્યું કે તું એકલો છે અને હું કુટુંબનો પાળનાર છું; તું મુકી દે તો હું બચું. સાથી એ કહ્યું વાજબી છે; હું કુંવારો ને ઘરમાં એકલોછું. મારે કોઇનું ભરણપોષણ કરવાનું નથી. એમ બોલી તેણે તત્કાળ પકડેલી વળી મુકી દીધી. જમીન ઉપર પડતાં વાર તે તુરંજ મરી ગયો. એનું નામ પિએરી હતું. એ પ્રમાણે તેણે પોતાનો ભોગ આપીને કુટુંબના પાળનારને બચાવ્યો.

## ખબરદાર કુતરો.

લંડનમાં કોઇ ગ્રહસ્થનો કુતરો રોજ પોતાના મોહોમાં પૈસો લઇને એક ભઠીઆરાની દુકાને પોતાને માટે રોટલો લેવા જતો. એક દિવસે ભઠીઆરાએ મશ્કરીમાં ચુલામાંથી તરત નીકળેલો ઉનો ઉનો રોટલો કુતરાને આપ્યો. ઉનો લાગતાંજ કુતરાએ તેને મોહોમાંથી નાખી દીધો, ખાનામાં નાખેલો પોતાનો પૈસો લઇ ચાલતો થયો, અને તે દહાડાથી તે ભઠીઆરાને બદલ્યો. ફરીને તેની દુકાને નં જતાં બીજા ભલા ભઠીઆરાની દુકાનેથી લેવા લાગ્યો.

## ચતુર ઉંદર.

એક સુતારના ઓરડામાંથી ઘણીકવાર તેલ કોઇ કાઢીલે, પણ કાઢનાર પકડાય નહિ. એ ચોરને પકડવાને તેણે ઘણી યુકિત કરી તે નિષ્ફળ ... ઓરડાની બહાર બેસીને નજરે જોવાનું ઠરાવ્યું. બારણામાં નાનું બાકું પાડીને છાનોમાનો જોયછે એવામાં ઝીણો અવાજ સાંભળ્યો. એક મોટા ઉંદરે આવી પોતાની પુછડી સીસીમાં બોળીને બહાર કાઢી તેઉપરનું તેલ ચાટયું. વળી બોળીને વળી ચાટયું. શીસીમાં એકે ટીપું ના રહયું ત્યાંસગી આ પ્રમાણે ચાટી ગયો.

## સંભાળ રાખનારો કુતરો.

એક ગ્રહસ્થ હોટેલમાં ઉતરયો હતો ત્યાં પોતાની કોથળી કાઢી તેમાંનાં નાણાં ગણી તે બહાર ગયો. જોડે કુતરો હતો તેને હોટેલમાં મુકી ગયો હતો. નાણાંનું કામ પડવાથી તેણે કોથળી છોડી તો તેમાંથી એક મોહર ખોવાયલી માલુમ પડી. પાછો ઉતારે આવ્યો ત્યારે તેને હોટેલવાળાએ કહ્યું કે તમારા કુતરાને કંઇક થયુછે, કેમકે ખાતો નથી અને નવાઇ જેવું એ છે કે ખાવાની રકાબી મોહો આગળથી નથી લેવા દેતો. તેનો ધણી ઓરડામાં આવ્યો કે તરતજ તે કુતરાએ તેના પગ આગળ મોહોમાં રાખેલી મોહર મુકી, અને ભુખ્યો થયો હોય તેમ ઉતાવળથી ખાવા મંડી ગયો.

## મરઘો અને રત્ન.

એક મરઘો ઉકરડો ખોદતો હતો તેવામાં તેને કીમતી રત્ન જડયું. એ જોઇ તેણે પોતાના મનમાં કહ્યું કે "આ કોઇ ઝવેરીને જડયું હોત તો તે ઘણો ખુશી થાત, કેમકે એથી તે નાહાલ થાત. મને રત્ન કરતાં એક બાજરીનો દાણો જડયો હોત તો સારૂં થાત કેમકે તે હું ખાત." આ ઉપરથી સમજવાનું કે વસ્તુનો ઉપયોગ એજ તેની કીમત છે.

## ભરવાડનો કુતરો.

કોઇ ગ્રહસ્થ બજારમાં એક દુકાન આગળ બગીને ઊભી રખી પોતાના કુતરાને બગીમા

મુકીને દુકાનમાં ગયો. રસ્તામાં કાંઈ ખટખટ થવાથી બગીનો ઘોડો ચમકીને નાઠો અને તેની લગામ ખેંચે ઘસડાવા લાગી. પેલે કુતરે તરત નીચે કુદી પડીને પોતાના મોહોમાં લગામ લઇ લીધી. ઘોડે લગી ઘોડાએ તેને ઘસડયો. પછી તેના તાણવાથી તે ઉભો રહયો.

## મરઘીઓનો બચાવ.

એક ગામમાં હિમ પડયું અને બરફ વરસ્યું તેવામાં કોઈ ખેડુતનાં મરઘાં સુવાને વખતે સુવા આવ્યાં નહિ અને તેમનું શું થયું તે ઘરનું કોઇ આદમી જાણતું નહોતું; તેવામાં ઘરનો કુતરો, હતો તે તેના મ્હોડામાં એક મરઘી લઇને આવ્યો. તે મરી ગયલી જેવી દેખાતી હતી. ચાહો કુતરો મરઘીને ગરમ કરવાને, ચુલા પાસે લઇ ગયો. તેને ત્યાં મુકીને તરત બીજીને લેવા ગયો. આ રીતે એક પછી એક બધાં કુકડાં લાવીને ત્યાં મુકયાં. તેઓ વાડાની બહાર ચરવા ગયલાં હતાં. ત્યાં ટાઢથી ઠુઠવાઇને એક એકના ઉપર પડયાં હતાં. તેમને આ કુતરાએ એક પછી એકને ઉપાડી ચુલા પાસે લાવીને મુકયાં. ત્યાં તાપથી તેઓ હોશિઆર થયાં. એમ કુતરાએ ન કરયું હોત તો તેઓ રાતમાં ઠરીને મરી જાત.

## માયાળુ હાથી.

એક હાથીને એક બાળક જોડે એવી માયા બંધાઇ કે તે છોકરું તેની પાસે હોય ત્યારેજ તેને ચેન પડતું. તેના વગર તેને ગમે નહિ. ધાવના છોકરાને હાથીના પગના વચગાળામાં સુવાડે પણ હાથી તેને ઇજા કરે નહિ. માયા એટલે લગી થઇ કે તે છોકરાની ગેરહાજરીમાં આ માયાળુ હાથી ખાય નહિ. નાનું છોકરું ઉંઘે ત્યારે તેના ઉપર માંખી બેસે તે હાથી પોતાની સુંઢ વડે ઉડાડે અને જાગે અથવા રડે તો તેના પારણાને સુંઢ વતી હીચકી સુવારે.

## ચોર પકડનાર કાચબો.

રાત્રે અંધારામાં ધાન્ય રાખવાના ભંડારીઆ આગળ ચોર ફંફોસતો હતો; તેવામાં તેને હાથ ટોપલી લાગી. તેમાં હાથ ઘાલવા જાયછે કે તેમાં મુકેલા કાચબાએ તેનાં આંગળાં ઘણા જોરથી કરડી ખાધાં. કાચબાના મોહોમાંથી હાથ કાઢવા જાય પણ કાચબો છોડે નહિ. ચોરે ગભરાટથી અને દરદથી ગદબડ કરી બુમ પાડી એટલે ઘરના માણસો એ જાગી તેને પકડી પુલીસને સોંપ્યો

## આમ નહિ તો આમ.

એક તકારો છ વરસનો નાનો છોકરો હતો તેને એવી ખરાબ ટેવ હતી કે જે માણસ તેના બાપને મળવા આવે તેની પાસે પઇસા માગે. આ માઠી ટેવ છોડાવવાને તેના બાપે તેને શિક્ષા કરી તેનું વચન લીધું કે હવે પછી કોઇની પાસે પઇસા માગવા નહિ. તેના બાપના વેપારમાં કોઇ ગ્રહસ્થ ભાગીઓ હતો તે બીજે દહાડે મળવા આવ્યો. પેલા છોકરાએ તેને પુછયું, મને પઇસો ધીરે પણ પાછો માગે નહિ એવો તમારી જાણમાં કોઇ છે? પઇસો માગવાની આ બીજી યુકિત માત્ર હતી, માટે તે ટેવ મુકાવવાને તેના બાપે વધારે સખ્ત શિક્ષા કરી.

(0:0)

## ગંજાવર મનશકિત.

અમેરીકન એજું બહુ બાહોશ હોય છે. ન્યુયારકના કોની ટાપુમાં હાથીના આબાદ આકારનો એક કોનસરટ હાલ બાંધવામાં

સામાનનો બોજો એટલો બધો થયો કે તે તુટી અને તે ઉપર રહી કામ કરનારાં આદમી નીચે પડયાં. માત્ર બેના હાથમાં વળી આવી જવાથી તેઓ લટકતા રહયા. એમાંનો એક જુવાન અને બીજો મોટી ઉમરનો માણસ હતો. તે પાલખ એવી નબળી હતી કે બે પકડી રહે તો ભાંગી જાય. બેમાંના મોટી ઉમરના માણસે પોતાના સાથીને કહયું કે તું એકલો છે અને હું કુટુંબનો પાળનાર છું; તું મુકી દે તો હું બચું. સાથીએ કહયું વાજબી છે; હું કુંવારો ને ઘરમાં એકલો છું. મારે કોઇનું ભરણપોષણ કરવાનું નથી. એમ બોલી તેણે તત્કાળ પકડેલી વળી મુકી દીધી. જમીન ઉપર પડતાં વાર તે ત્યાંજ મરી ગયો. એનું નામ પિઆરી હતું. એ પ્રમાણે તેણે પોતાનો ભોગ આપીને કુટુંબના પાળનારને બચાવ્યો.

## ખબરદાર કુતરો.

લંડનમાં કોઇ ગ્રહસ્થનો કુતરો રોજ પોતાના મોહોમાં પૈસો લઇને એક ભઠીઆરાની દુકાને પોતાને માટે રોટલો લેવા જતો. એક દિવસે ભઠીઆરાએ મશ્કરીમાં ચુલામાંથી તરત નીકળેલો ઊનો ઊનો રોટલો કુતરાને આપ્યો. ઊનો લાગતાંજ કુતરાએ તેને મોહોમાંથી નાખી દીધો, ખાનામાં નાંખેલો પોતાનો પૈસો લઇ ચાલતો થયો, અને તે દહાડાથી તે ભઠીઆરાને બદલ્યો. ફરીને તેની દુકાને ન જતાં બીજા ભલા ભઠીઆરાની દુકાનેથી લેવા લાગ્યો.

## ચતુર ઊંદર.

એક સુતારના સીસામાંથી ઘણીકવાર તેલ કોઇ કાઢી લે, પણ કાઢનાર પકડાય નહિ. એ ચોરને પકડવાને તેણે ઘણી યુકિત કરી તે નિષ્ફળ. અંતે ઓરડાની બહાર બેસીને નજરે જોવાનું ઠેરવ્યું. બારણામાં નાનું બાકું પાડીને છાનોમાનો જોયું છે એવામાં ઝીણો અવાજ સાંભળ્યો. એક મોટા ઊંદરે આવી પોતાની પુંછડી શીસીમાં બોળીને બહાર કાઢી તે ઉપરનું તેલ ચાટયું. વળી બોળીને વળી ચાટયું. શીસીમાં એક ટીપું ના રહયું ત્યાંલગી આ પ્રમાણે ચાટી ગયો.

## સંભાળ રાખનારો કુતરો.

એક ગ્રહસ્થ હોટેલમાં ઉતરયો હતો ત્યાં પોતાની કોથળી કાઢી તેમાંનાં નાણાં ગણી તે બહાર ગયો. જોડે કુતરો હતો તેને હોટેલમાં ભુલી ગયો હતો. નાણાંનું કામ પડયાથી તેણે કોથળી છોડી તો તેમાંથી એક મોહોર ખોવાયલી માલુમ પડી. પાછો ઉતારે આવ્યો ત્યારે તેને હોટેલવાળાએ કહયું કે તમારા કુતરાને કંઇક થયું છે, કેમકે ખાતો નથી અને નવાઇ જેવું એ છે કે ખાવાની રકાબી મોહો આગળથી નથી લેવા દેતો. તેનો ધણી ઓરડામાં આવ્યો કે તરતજ તે કુતરાએ તેના પગ આગળ મોહોમાં રાખેલી મોહોર મુકી, અને મસ ભુખ્યો થયો હોય તેમ ઉતાવળથી ખાવા મંડી ગયો.

## મરઘો અને રત્ન.

એક મરઘો ઊકરડો ખોદતો હતો તેવામાં તેને કીમતી રત્ન જડયું. એ જોઇ તેણે પોતાના મનમાં કહયું કે 'આ કોઇ ઝવેરીને જડયું હોત તો તે ઘણો ખુશી થાત, કેમકે એથી તે નાહાલ થાત. મને રત્ન કરતાં એક બાજરીનો દાણો જડયો હોત તો સારું થાત કેમકે તે હું ખાત.' આ ઉપરથી સમજવાનું કે વસ્તુનો ઉપયોગ એજ તેની કીમત છે.

## ભરવાડનો કુતરો.

કોઇ ગ્રહસ્થ બજારમાં એક દુકાન આગળ બગીને ઊભી રખી પોતાના કુતરાને બગીમ

મુકીને દુકાનમાં ગયો. રસ્તામાં કાંઈ ખટખ ટાટ થવાથી ખગીનો ઘોડો ચમકીને નાઠો અને તેની લગામ ભોંયે ઘસડાવા લાગી. પેલે કુતરે તરત નીચે કુદી પડીને પોતાના મોહોમાં લગામ લઇ લીધી. થોડેલગી ઘો ડાએ તેને ઘસડયો. પછી તેના તાણવાથી તે ઊભો રહયો.

## મરઘીઓનો બચાવ.

એક ગામમાં હિમ પડયું અને બરફ વરશ્યું તેવામાં કોઈ એકુતનાં મરઘાં સુવાને વખ્તે સુવા આવ્યાં નહિ અને તેમનું શું થયું તે ઘરનું કોઇ આદમી જાણતુ નહોતું; તેવામાં ઘરનો કુતરો, હતો તે તેના મ્હોડામાં એક મરઘી લઇને આવ્યો. તે મરી ગયલી જેવી દેખાતી હતી, શાણો કુતરો મરઘીને ગરમ કરવાને, ચુલા પાસે લઇ ગયો. તેને ત્યાં મુકીને તરત બીજીને લેવા ગયો. આ રીતે એક પછી એક બધાં કુંકડાં લાવીને ત્યાં મુકયાં. તેઓ વાડાની બહાર ચરવા ગયલાં હતાં. ત્યાં ટાઢથી ઠુઠવાઇને એક એકના ઉપર પડયાં હતાં. તેમને આ કુતરાએ એક પછી એકને ઉપાડી ચુલા પાસે લાવીને મુકયાં ત્યાં તાપથી તેઓ હોશિઆર થયાં. એમ કુતરાએ ન કરયું હોત તો તેઓ રાતમાં ઠરીને મરી જાત.

## માયાળુ હાથી.

એક હાથીને એક બાળક જોડે એવી માયા બંધાઈ કે તે છોકરું તેની પાસે હોય ત્યારેજ તેને ચેન પડતું. તેના વગર તેને ગમે નહિ. ધાવના છોકરાને હાથીના પગના વચગાળામાં સુવાડે પણ હાથી તેને ઇજા કરે નહિ. માયા એટલે લગી થઇ કે તે છોકરાની ગેરહાજરીમાં આ માયાળુ હાથી ખાય નહિ. નાનું છોકરું ઊંઘે ત્યારે તેના ઉપર માંખી બેસે તે હાથી પોતાની સુંઢ વડે ઉડાડે અને જાગે અથવા રડે, તો તેના પારણાને સુંઢ વતી હીચકી સુવારે.

## ચોર પકડનાર કાચબો.

રાત્રે અંધારામાં ધાન્ય ઢાંકવાના ભંડારીઆ આગળ ચોર ફંફોસતો હતો; તેવામાં, તેને હાથ ટોપલી લાગી તેમાં હાથ ઘાલવા જાયછે કે તેમાં મુકેલા કાચબાએ તેનાં આંગળાં ઘણા જોરથી કરડી ખાધાં, કાચબાના મોહોમાંથી હાથ કાઢવા જાય પણ કાચબો છોડે નહિ. ચોરે ગભરાટથી અને દરદથી ગદબડ કરી બુમ પાડી એટલે ઘરના માણસો એ જાગી તેને પકડી પુલીસને સોંપ્યો

## આમ નહિ તો આમ.

એક નકારો છ વરસનો નાનો છોકરો હતો તેને એવી ખરાબ ટેવ હતી કે જે માણસ તેના બાપને મળવા આવે તેની પાસે પઇસા માગે. આ ભુંડી ટેવ છોડાવવાને તેના બાપે તેને શિક્ષા કરી તેનું વચન લીધું કે હવે પછી કોઇની પાસે પઇસા માગવા નહિ. તેના બાપના વેપારમાં કોઇ ગ્રહસ્થ ભાગીઓ હતો તે બીજે દહાડે મળવા આવ્યો. પેલા છોકરાએ તેને પુછ્યું, મને પઇસો ધીરે પણ પાછો માગે નહિ એવો તમારી જાણમાં કોઇ છે? પઇસો માગવાની આ બીજી યુકિત માત્ર હતી, માટે તે ટેવ મુકાવવાને તેના બાપે વધારે સખ્ત શિક્ષા કરી.

(0:0)

## ગંજાવર મનશકિત.

અમેરીકન બજ્જુ બહુ બાહોશ હોય છે. ન્યુયારકના કોની ટાપુમાં હાથીના આખાદ આકારનો એક કોનસરટ હાલ બાંધેવામાં

આવેલોછે. જે સુંધ લાકડાનોછે અને તે માટે ૧ લાખ ટન લોકડું ખપ્યું હતું. એ હાથીને ૪ પગ ઉપર ઉભો રાખેલોછે. તેની લંબાઈ ૧૫૦ ફીટ અને પગથી પેટ સુધીની ઉંચાઇ ૨૮ ફીટનીછે. હાથીની ઉપર અંબારી મેલીછે જે આબઝરવેટરી તરીકે કામ લાગછે. તે જમીનથી ૮૩ ફીટ ઉંચીછે અને અંબારીની ટોચ ખાંસી ૧૫૦ ફીટ ઉંચીછે. હાથીના દરેક પગ ઘેરાવામાં ૧૮ ફીટછે અને પાછલા પગોમાં ગોળ દાદર મેલાછે જેમાંથી ઉપર જવાયછે. જુદા જુદા ઓરડાનાં નામ પણ શરીરનાં નામો પ્રમાણે આપ્યાંછે જેવાંકે બેજાં ઓરડો, પાંસરી ઓરડો, જાંગ ઓરડો, ઇત્યાદી. વચમાનો મોટો ઓરડો જ્યાં જલસા થનારછે તે હોજરીમાંછે અને તે ૮૦ ફીટ લાંબો તથા ૩૦ ફીટ પોહોલોછે. આ ગંજાવર હાથીમાં ૩૪ ઓરડાછે. દરેક આંખ ૧૨ ફીટના ઘેરાવનીછે અને તેઓ બારી તરીકે કામ લાગે છે. બેઉ આગલા દાંત ૩૬ ફીટ લાંબા તથા પા॥ ફીટ વીસતારમાછે. દરેક કાંન ૬ ટન વજનના છે. અને ૩૪ ફીટ લાંબા તથા ૨૦ ફીટ પોહોલાછે.

---

## "માયાળુ" બોલ અને તેનું પરીણામ.

લખનાર સોરાબ એલ. પાલમકોત.

"અબદુલ કાદીર" ઓરન પ્રગણાના એક માનવંતુ સરદાર નામે "શીનધ્પા ઉલમહીદીન" નો-ત્રીજો બેટો હતો. મેશકેરાની નજદીક શને ૧૮૦૭ માં તેનો જન્મ થયો હતો. કુમલી વયથી કોરાનના કઠણ ફકરાઓ સમજપાડવામા તેને આકાલે પુખ્ત પયલી મનચહતી દેખડાવી. એવું જણાયલુંછે કે ૧૭ મે વરશે તેના બાપે તેને એક શુંદર શફેદ ઘોડો બેટ આપ્યો કે જેની ઉપર "યુશફ" નામે સરદારનો ખુબ દોલ લાગેલો. ઘોડો વેચાતો લેવાની તેની તરફની સખ્તી માંગણીઓ ના પાડવાથી "યુશફે" તે દગાથી મેળવવાનો ઠેરાવ કર્યો. એક ડાહાડે "અબદુલ કાદીર" ઓરનની નજદીક સવાર થઇ જતો હતો, તેવામાં રસ્તાની બાજુએથી એક બુધા, લુલા, લંગડા ભીખારીને તેને શોકાતુર થઇ રડતાં સાંભળયો. રાત પડવા આવી હતી. પેલો ભીખારી ચાલવાને અશક્ત હતો અને પોતાના પયગમબરનું નામ મોહો પર લઇ પાસેના કશબામા લઇ જવાને તે જુવાન સવારને અરજ ગુજરી "અબદુલ કાદર" એકદમ ઘોડા ઉપરથી ઉતરી પડયો અને પેલાભીખારીને ઉપાડી જીણપર બેથાડયો પણ હજુતો આમ થયુ નહી તેટલામાં પેલા નીમક હરામ "યુશફે" એડ મારી નીકલી જઇ તથા ખડખડ હસી પડી તે ખરેખર કોણ પુરશ હતો તે બતલાવી આપયુ. "અબદુલ કાદર" એક ઘડી તો કાંઇપણ બોલી શકેયો નહી, પણ તરતજ પોતાના બંને હાથ મોહો આગલ ધરી જે શખ્શે તેને મોકલાવ્યો હતો તેની પાછળ પોકાર મારી કેહયું "હું તને ઘોડો આપુંછુ. પણ આ શરતે કે તું કોઇને કેહે નહી કે તેં મારી આવી વલે કીધીછે" આ બોલની અસર થવાથી યુશફે પસતાવો કરી અબદુલ કાદર ને ઘોડો સ્વાધીન કીધો અને તે દાહડેથી તેનો દોસ્ત થઇ રહયો. મયાળુ બોલથી જેટલુ કામ થઇ શકેઅ તેટલુ તુન્દ મીંજાજથી થઇ શકતુ નથી.

## આપણી ઘરસંસારી ફરજ

ઘણાક લોકો ઓરતોની ઘરસંસારી કામની ફરજોનાં મ્હત્વપણાની અવગણનાં કરતા જણાય છે; પણ તેઓ તેમાં ભુલ કરેછે. રાજ્યના સ્થંભોને માથે જે રાજ્ય-ખટપટનું માહાભારત કામ હોય છે. તેમના કરતાં પણ ઘરસંસારી કામ અધિક બારીક તથા જોખમ ભરેલું હોય છે. પોતાના હવાલામાં રહેલાં બાલકનાં રક્ષણ અને સંભાળ માટે એક મા કે બહેન કે ખાસ દાસીને મનનો ઘણો ખપ વાગ અને મનશક્તિ વાપરવાં પડે છે. ચાર દેવાલથી ઘેરાયલી જગામાં મરદાનગીભરેલી ધીરજ અને અકાગ ચાલાકી તેમજ બરાબર લાગુ પડતા ઉપાયો વગેરે અનેક પ્રકારની કુનેહ ઘરસંસારી પુરૂષોને પોતાનાં બાલકોનાં કુમળાં મગજને વલણ આપવા ખાતર વાપરવી પડે છે જેનો ખ્યાલ આપણને બરાબર આવવો મુશ્કેલ છે.

## નેપોલીયન

જ્યારે આ મોટો શેહનશાહ આસ્તરલીટ્ઝથી ઘેરા પાછો ફરયો ત્યારે દાનોને તેને બે ચાંદ બેટ કીધા. તેઓના એકમાં ફરેંચ ગરૂડ પક્ષી અંગરેજી ચિત્તાને ફાડી નાખતું હતું. શેહેનશાહ તે જોઇ બોલ્યો, "કેમ, આ શું?" દાનોને ખોલાસો કરી બધું સમજાવ્યું. તે સાંભલી નેપોલીઅન ચીરડાઇને બોલ્યો, "અરે જુઠા ખુશામતીઆ; તું એવું સમજાવા માંગેછે કે ફરેંચ ગરૂડ (વાવટો) અંગરેજી ચિત્તાને [વાવટાને] કચરી નાંખેછે; પણ હું તો એવું જાણું છું કે એકપણ ફરેંચ વ્હાણ દરિયા ઉપર ફરતું નથી કે જે અંગ્રેજ લોકોના સપાટાથી બચ્યું હોય. જાણે કે એ તો અંગરેજી ચિત્તો છે કે જે ફરેંચ ગરૂડને સ્વાસરૂંધીને મારી નાખેછે. ગાલી નાંખ આ તારા ચાંદને અને ફરીથી એવું ખોટું ખાવડતોના. એવીજ ખાંમી શેહેનશાહે પેલા બીજા આસ્તરલીટ્ઝના ચાંદ સાથ શોધી. તે બોલ્યો આસ્તરલીટ્ઝની લડાઇ ચાંદની એક બાજુઉપર પાડ અને બીજી બાજુએ ફરેંચ, રશિઅન અને આસ્ટ્રીઅન ગરૂડપક્ષિઓ પાડ અને તેમની વચ્ચે કાંઈપણ અંતર રાખના. હવે પછીની ઓલાદ હારેલાઓની પીછાંણ પોતાની મેલે કરી લેશે.

## થોડું બોલજો

જ્યારે આપણે અક્કલવંત પુરૂષોની મંડળીમાં હોઇએ, ત્યારે ઘણી વાત કરવાથી બેવડી સાવચેતી રાખવી. નહીતો કે આપણે બે સારી ચીજો ખોઇ બેસવાના— એક તો તેઓનું સારૂં મત અને બીજું તો આપણો પોતાનો સુધારો; કારણ, જે કાંઇ આપણે કેહેવાના હોઇએ તે તો આપણે જાણીએ છીએ; પણ તેઓ શું કેહેવા માંગેછે એ આપણે જાણતા નથી; તેઓના કેહેવાથી કદાચ આપણને ફાયદો થાય એવું સાંભળવાની તક આપણી પોતાની તડતડ અને બકબકારાથી આપણા હાથમાંથી જતી રહેશે.

## ખરી માફ

અગર એક બાલકે કાંઈ ખોટું કરયું હોય અને તે જો તેવાં ખોટાં કામમાટે ખરેખર પશ્ચાતાપ કરતું હોય તો તેને તે વેળા જે આપણે માફ કરીએ છીએ તે મારી ખરીજ કેહેવાય. માફ કરવું એ વંશપરંપરા ઉતરતું ધ્રિઆવેલું છે. આપણે એકબીજાને માફ

કરવું જોઇએ. આપણે સારીપેઠે જાણીએ છીએ કે આપણું દરેક આદમી ખોરવગરનું હોતું નથી. કોઇમાં કાંઇ તો બીજામાં બીજી ખાંમી હોય છે પણ કોઇ એવો ન મળશે કે જે કાંઇબી ખોરથી દુર હોય. જ્યારે એમજ છે કે દરેકજેન ખાંમીવાલો હોયછે ત્યારે તે વીજ ખાંમીમાટે આપણે બીજાઓને દરગુજર નહી કરી શકી શું?

## પરચુરણ બાબદો

૧ મરેરે વપ્પનથી પોતાનું કામ કરતોજ જાયછે, જરા અચકતો નથી. પાણીના રેલાની સાફક સરસરીઆજ કરેછે. ગયા૨૦ વરશની વાત ઉપર હું કેની એક નાની ખાસ કો હતી અને મરે હવેતો પરણવાની થઇ છું.

---

૨ હાજતો, કોરીનું પીવાનું ઘણું પુષ્ટકારક હોયછે. પેલાં કાહાણી દોસાં ૯૯ વરસના પતાની ભરતીમા આવ્યાં છે તે માત કોરીનાં ખોરાકી રોજના આઠ આઠ કપ ઓટવાથીજ. અને જો તેઓ બમેજ વધારે લેતેતો કદાચ અત્યારસુધીમાંતો ૧૦૦ ના પતો લાવીચુકાં હોત.

---

૩ મી૰ કાહાનજી કાકા પોતાના મીસીસ સાથ બેન્ડસ્તેન્ડ તરફ ફરી દરીઆની હવા ખાઈ. ઘોરી સકારે ઘર તરફ પાછા ફરતાં હતા તેવાગાં વરસાદનાં છાંટા પડવાથી રસતે એક દુકાણના ઓટલા ઉપર ચઢી ઉભાં. ભાગજોગે તે દુકાણ એક રેશમી કાપડયાની હતી જેથી બાઈ કાહાંનાની કાંઈ ખાસ મીઠી ઇચ્છા થતી જણાઇ. તે જોઇ મી૰ કાહાનજી ગભરાયા અને મીસીસને બોલ્યા, —"દીઅર, અતરે ઉભા રેહેવામાં ફાયદો નહી ગરકમ લાઇ આવશે તો ખોટું, હવામાં ભીણાસ વધારે છે માટે ઘેર ચાલો." એ તે ધણીની કાલજી, કેમ વાંચનાર ખાતરી થઇ.

---

૪ ઇનસાનને માટે પરમેશ્વરે બે રસ્તા મુકયાછે—એકતો ધંધો ધાપો કામ કાજનો અને બીજો કંગાલ્યત પણાનો. આપણને દરરોજ ભુખ તેમજ ઉંઘ લાગેછે તેમજ આપણે તનદરોસતી અને સુખ ભોગવીએ છીએ તે સઘળાંની કીંમત જે આપણે મેહેનત કરીએ છીએ તેથી થાયછે. કુદરતી રીતે જે આપણને આળસાઇ છોડવાની અગત્ય પડે છે તેજ પરમેશ્વરથી ઉતરેલો આશીરવાદ છે. આખી દુનીયામાં એક જંગલી ઝાડનો કાંટોબી એવો નથી કે જે આપેતો મલતો હોય. આપણી પાસે ધાન્ય વગેરે ઘણુંએ હોય તેસાથ આપણે જેટલા સુખી હોઇએ તેના કરતાં આપણી ગરીબી અવસ્થામાં ભારે ઉદયોગથી તે ગરીબાઇનો અંત લાવી શકીએ તો તેવી હાલતમાં આપણે અધીક સુખી રેહેવાઇએ. વળી જે વારે મેહેનતથી આપણે થાકી જઇએ છીએ તેજ મેહેનતવડે આપણાં તન અને મન તાઝગી પામે છે. મેહેનત કરવાથી જે ખુશાલ્યી આપણને હાસીલ થાય છે તે ખુશીથી આપણને મેહેનતનો બદલો પુરતો મલી રેહે છે. મેહેનતની મહજા કાંઈ ઓર લેહેજત આપે છે. કરોડપતીઓ પોતાની સંપિતાં બળવડે તે મેળવી શકતા નથી. આલસુઓ તો તેથી તદન બે નસીબ રેહેછે. તે મજાહ મજુરોની મેહેનતમાંથી પોતાનું સુ

ણ લેછે અને તે તમોને પોતાની મેહેનતનો અવેજ સમજવાને કામ આવેછે.

---

૫ એકવેળા એક કાકા જેવણ ઘોડેસ્વાર થઇ જતાહતા તેમને ઘોડાએ ઇચ્છાર્યા આપી નહી તેથી જમીનદોસ્ત થઇ પડ્યો. ઘોડા થોડાને દુર નાઠો; પણ તેને એક સીપાઇએ પકડયો. થોડેક વારે એક શખ્સ હાંફતોહાંફતો તથા ખરડાઇ ગયલો સીપાઇ આગલ આવ્યો અને તેના પાસેથી ઘોડો લઇ તે ઉપર સ્વાર થયો અને ત્યાંથી દપતાની ગયો કેટલેક વારે કાકાપણ હાંફતો પડતા ત્યાં આવી લાગા; પણ તે એટલુંજ જાણવા કે તેમનો ઘોડો તો કોઇ લઇ ગયો. કાકા બીચારા હાથ ઘસતા રહી ગયા.

——(૦)——

૬ એક શખ્સ અલફોન્સો રાજાની આગળ ચાલતો હતો. રસતામાં એક ઝાડની ડાળથી પાદશાહને જવું પડ્યું. જે શખ્સ આગેલ ચાલતો હતો તેણે પોતાની સંભાળ માટે ઝાડની એક ડાળી હસેલી પણ તે ડાળી તરત પાછી હટી રાજાને આંખમાં લાગી જેથી તે આંખ મુજી આવી. પાદશાહની સાથના દરેક દરબારીએ તેની ઇજા તથા વેદના માટે પોતાની લાગણી જણાવી પણ તેણે તેમને જવાબ દીધોકે પેલો શખ્સ જેના હાથે મને અનજાણુંથી ઇજા થઇ છે તેની બીહીક અને દલગીરી જેટલી મને અસર થઇ નથી. તેને મારા કરતાં અધિક દુખ લાગું હશે.

——(૦:૦)——

૭ એક રાજાએ એક વેલા પોતાના એક દરબારીની મશકેરી કરી કહ્યું કે તે કોઇ ખરો બસદીઓ હતો. દરબારીએ જવાબ દીધો જાંહાંપનાહ, મને ખબર નથી કે હું કોણના જેવો જણાઉંછું; પણ આટલું તો ખરું જાણું છું કે જુદે જુદે વખત હું તમારી ઓલખ તરીકે જુદી જુદી દરબારમાં તમારા એલચી તરીકે ગયો હતો.

---

૮ એક ઓરતને બકબકાટ કરવાની ટેવ પડેલી હતી, જ્યાં જાય ત્યાં નકામું પીંજન ચાલુ કરે. એક દાક્તરને તેણીની આ ટેવની ખબર હતી. એક વેલા તે સ્ત્રી તેની પાસ જઇ બોલી, "દાક્તરજી, મારા દાત બધા ઓગલા થઇ ગયા છે તેનું શું કારણ હશે." દાક્તરે જવાબ દીધો, "તમારી ઝબાનના હમેશનઃ આચકાથી તેમ થયુ છે; વાસ્તે જો હવેથી ઘણું બોલવાની ટેવ છોડયો નહી તો બધા દાંત પડી જશે."

——(૦:૦)——

૯ ઇંગલાંડના રાજા પેહેલા જેમ્સે પોતાની દરબારના દરેક એલચીને વારને પોતાના વડા વજીર લાર્ડ બેકનનું મત પુછ્યું. તેણે જવાબ દીધો કે તે એક ઉંચો, ખરાખર આદમી હતો. "ખરીવાત," પાદશાહે પુછ્યું, "પણ તેનાં મગજવિશે તારૂં કેવું મન છે?" "મેરબાન સાહેબ," બેકને જવાબ દીધો, "લાંબા શખ્સ ૫ કે ૬ મજલાવાળાં ઘરોનીમાફક ઉંચા કેહેવાય છે, કેજે ઘરનો સહુથી ઉપલો માળો ઘણોખરો ખાલી હોય છે."

૧૦ એક શખ્સ અત્યંત ખુશ મીજાજી અને જવાન ઉમર પણ અતિશય મુફલેસ હાલતમાં આવી ગયલો ગ્રહસ્થ હતો. તેના ઘરમાં ચોરોએ એક રાતરે ખાતર પાડી. તેમને જોઈ ચીરડાઇ જવાને બદલે આહે રતે રહી તમને કહ્યું, "અરે ભાઈઓ, હું ઘણો અજબ છું કે જે ઘરમાં દીવસની વખતે હાથલામાં હાથલું હોય તથા જે ઘર માં દીવસે શોધી ખાક નમળે તે ઘરમાંથી તમને રાતના તે શું મલવાનું?

——(o:o)——

૧૧ એક વકીલ મારો પડયો ત્યારે તેણે પોતાનું "વીલ" (વશીયત નામું) કરાવી પોતાની સઘલી દોલત મુઘલા દીવાના, ગાંડાપેલા, અને ચકરમ પુરૂષોને આપવા જણાવ્યું. જ્યારે તેને એમ કરવા બાબે સવાલ પુછવામાં આવ્યો ત્યારે તે બોલ્યો, "જીસ મુલસે આયા ઉસ મુલસે ગયા." તેની કહેવાની મતલબ એવી જે પેલા લોકોએ પોતપોતામાં લડી મરી બીજા વકીલોનાંમાફક તેનાં ગજવાં ભરયાં હતાં તેથી તેવાઓને તે પોતાની દોલત પાછી સોંપે છે.

———

૧૨ હારેસ વાલ પોલ વેલાતના એક દયાલુ જેલર (દારોગા) વિશે એવું કેહેછે કે તેણે, એક બંદીવાન જેને ફાંસી દેવાની નેપ મલી હતી તેને, આ પ્રમાણે અરજ કરી પુછયું, "ભાઈ સાહેબ, તમો આગલ એક અરજ ગુજારવી છે. જે આશા છે કે તમારા હંમેશના મેરબાનગી ભરેલા ખવાસની વલાણુ મુજબ મારીપર નવાજેશ કરી કબુલ રાખશો. તે આરજ એ છે જે આવતા આવાડાંના શુકરવારને દીવસે તમને ફાંસી ચડાવવનો હુકમ થયો છે; પણ તે દીવસે મને એક અગત્યનું કામ છે તેથી જો તમને કાંઈ હરકત ન હોય તો તે પછીના શુકરવારે ફાંસી જવાની મેરબાની કરશો."

———

૧૩ વેલાતનું એક વરતમાને લખ્યું છે પાંન્યું એવું કહે છે કે પરણેલી બાયડીના કરતાં કુંમારીઓ બાયાંના દુઃખસાને વધારે પાત્ર હોય છે.

——oo——

૧૪ કેમ બ્યારી તમે મારો ચશ્મા કે ટે મુકાયલો દીઠો છે?

કેમ ખોવાઈ ગયો કે? ....

( ચીરડાઇને ) ખોવાઈ ગયો ? અરે ખોવાયો ન હોત તો પુછત શું ધુળ સુઝ્યા?

પણ તમને ખબર છે કે તે કયાં આગલ ખોવાઈ ગયો?

( અનકડાથી ) તમને ખબર છે! [ લગાર ઘેલી ] અરે હા એનારને એટલી ખબર હોવી જોઇએ કે કઇ જગાએ પોતાની જીણસ ખોવાઇ હશે. ખરી વાત હવે ઇયાદ આવ્યું કે હોપ પુળ આગળ આજે હું ફરતો ગયો હતો ત્યાં આગળ કે ખોવાયો હશે.

——(o:o)——

૧૫ સબુરી પઇસા કરતા અધિક સારી ચીઝ ગણાવી લેઇએ. પણ તે દુરલભ હોય છે ઇયાને કે તે સઘળાંઓથી મેળવી શકાય એવી નથી

——(o:o)——

# અઠવાડ્યાંની મજાહ.

પુસ્તક ૧ લું] [અંક ૧૬ મો




## અંજામ ઇ બીવફા

### અંક ૫ મો.

### પ્રવેશ ત્રીજો.

(એક દીવાનખાનું.)

બેજન ગમગીન ચેહેરે ગાતો,ગાતો દાખલ થાય છે.

[શીરીન દાખલ થાયછે.]

શીરીન—પ્યારા બેજન તને આટલો બધો ગમમાં ગીરફતાર જોઇ હું બેહદ દલગીર છું

બેજન—વહાલી શીરીન, મારા ગમનું કારણ તો સઘળાને જાહેરછે અને તું હજી બેખબર કેમ?

શીરીન—તે તો હું બી જાણુછું પણ એક દોસ્તને ખાતર આટલો બધો ગમ કરવો એ હેરખાસ ભરેલું છે.

બેજન—નહી શીરીન, એરઇ મારો આંજહાનો દોસ્ત નથી; મને નાનપણથી એનાસાથે દોસ્તી છે અને હું એને મારા ભાઇ કરતાં વધારે ગણતો હતો.

શી—જયારે તે તમારો બેરપાહ દોસ્ત હતો ત્યારે તે તમને ચેતાવ્યા વગર જતો કેમ રહયો?

બે—મનેબી એજ મોટો અંદેશો પેદા થાયછે. મારી પુરેપુરી ખાતરી છે કે તે મને ચેતાવ્યા વગર એક દગપણુ આગળ ભરે નહી.

શી—ત્યારે શું તે હવામાં ગેબ થઇગયોકે!

બે—મનેબી ઘણું અજબ લાગેછે. પણ મને હવે બરાબર શક જાયછે કે તેના દગાથી મરણ નીપજ્યું હશે. અથવા તો કોઇએ તેને પોતાની બુરી મતલબને માટે કેદ ગોંધી રાખ્યો હશે.

શી—એને મારી કોણુ નાંખનું હતું? શું એને અહીં કોઇની સાથે દુશમની હતીકે?

બે—એતો એવો માણસ હતોકે એનો કોઇ દુશમન થાય નહી. ખોદા જાણે એ બીચારાનું શું થયુ હશે! [જરા થોભી] જો એ બીચારો ગમનો મારયો પાછો કોઇ બહાર નીકળી ગયો હોય તોબી તે મને જણાવ્યા વગર રહે નહી.

શી—એને ગમ કોણુનો હતો વારૂ!

બે—એ બીચારાની માશુક જે ઘણી ખુબશુરત અને નવજવાન હતી તેણીના મરણથી તે ઘણો ગમગીન રેહેતો હતો.

શી—ત્યારે તો જરૂર તેણે આપઘાત કીધો હશે.

બે—આપઘાત કરીને જાન કર્યા, તેની તે

તારી ઉપર, એ બુરો લખતું હજુર છોડતો ન થી. તેં કેટલા બધા પઈસા શરાબમાં તેમજ જુગારમાં ગુમાવ્યાછે. તેં પોતાના તો ગુમાવ્યા એટલુજ નહીં; પણ સાથે મારાપણ ગુમાવી નાખ્યાં. તને મેં કેટલી વખત કહ્યું કે હવે મારી પાસે કંઇ નથી. તું કેઇપીની કંઇ પેદા કરીને લાવ. તેને બદલે તો બગલમાં શીશા લઇ રંગરાગ ઉડાવતો ફરે છે.

ગુ—મેં કહયુંતું ની કે એતો જેવી આવ શે તેવી બસ પઇસા પઇસાજ માંગતી આવશે પારું ચાલ, આજે તને જોઇશે તેટલા પઇસા લાવી આપશુ (હાથમાંથી શીશો લેવા જાયછે.)

દી—ઉભો ધન ધન પીવી તો આજે સુપરે ને તોપણે પઇસા લાવવાનાં દેખું ! કયાંથી લાવશો વારું ? (મનમાં) ધગ પીધાંન તો બધું એમાંજ છે.

ગુ—[ચીરડાઇને] જહાંનમમાંથી. તેની તને શું પંચાત ? કમાઇને, ચોરી કરીને, કોઇનું ગલું દાબીને પણ લાવશ.

દી—હા હવે બાકી એજછે. અને એમ કર્યા વગર છુટકજ નથી.

ગુ—[ગુસ્સામાં] ચાલ ચાલ, વધારે પંચાતી ના કર. એક ખાવીંદ તરીકેનો માહરો કંઇનો ફરજનો સંબાલ?

દી—મારાંથી શું અભાગ લાગાં કે તારા જેવો ખાવીંદ શોધી કાડયો. હું પેહેલે ધારતી હતી તેમજ થયુંછે. અરેકોઇ તો અનજાણ પણે ફસી પડે પણ હું તો જાંણીજોઇને ફશી પડી [ગમગીન ચેહેરે દુર જઇ ઉભી રહેછે.]

ગુ—[મનમાં] બાઇનો મીઝાજ છેક સાતમાં આસમાંન પેર જતો રહયો છે [આગલ જઇ]પીયારી દીલબર, તું એમ ગમ નાંકર તુને જોઇને મારૂં જીગર બલી ભશમ થઇ જાય છે. [દીલબર આગલથી ખશી જાયછે.] અરે પણ તુ કેવી બેવકુફ છે તુને એક વખત કહયું કે આજે સાંજે મારા હાથમાં એક મોટી પઇસાની રકમ આવનારછે તે સઘલી હું તુંને જ આપનાર તે તારે ગમે તેમ પછી ખરચજે.

દી—પણ કાંયથી આવશે ! તમુને આપશે કોણ!

ગુ—[ચીડાઇને] અરરરર [ગાયછે:]

ધાદરો.

"રંગનવા મોશ કરસે સરક ગયોરે —
એ રાહ.

ખરેખર તું તો દીસેછે કંઇ કેફટ જેવોરે
ગરબડ ખાલી તું નાંકર
જરા હવે ધીરજ ધર
પઇસા પઇસામાંજ તું તો પઇ ગઇછે ઘેલીરે
—ખરેખર

દી—એશું બકે છે રે —ઝાંઝવાણીમાં રે
કેટલી ધરૂં ધીરજ
પઇસાનીજ છેગરજ
થયુંછે બહુ કરજ
વાટી હવે તું કર કંઇ તદબીર વેહેલીરે
—ખરેખર

ગુ—અરે ઓ નાદાન રે — ખોલ ધરી
કંઇ ધ્યાન રે
નહીં તો પડશે એક લાત
તોડીશ તું જનાં હું દાત
જો વધુ કરશે કંઇ વાત
તો ખાશે મારા હાથની તું જબરી મેથીરે
—ખરેખર

દી—મારવા તું કોણને કહે છે રે —
ખાલી દમ શાંનો દે છે રે
ફજેતી કરશ હું તાહરી
કેછે તુંતો જુગારી
પીએછે દારૂ તાડી
પછી જવશ હું મારી અહીયાંથી તુંજને
મેલીરે — ખરેખર

ગુ— [મોટેથી હશીને] હા હા હા સોંગાદાં ભરીને મારી આબરૂ છે તેમાંથી એક ઓછું થશે બીજુ શું ! અરે મને નથી કોણ ઓલખતું જુગારી અને છાકટ ગુરગીનને નામે તો હું મશહુર છું. અરે એ મારા એસકાબ વગર મને કોઇ પણ પીઝાને નહીં. [મનમાં] અરે હું તો અહીં તાહેલું કરૂંછું નેત્યાં બીચારો રૂસ્તમ મારી રાહ જોતો હશે [મોટેથી] ચાલ દીલબર હું હવે જાઉંછું ને, અંહી કોઇબી મને પૂછવા આવે તો તેને જરૂર બેસાડજે. [જાયછે.]

# અંજામ ઇ બીવફા.

## અંક ત્રીજો.

### પ્રવેશ—પેહેલો.

( મેજન વીચાર કરતો કરતો દાખલ થાયછે. )

મે—( એકલો ) હવે મને રફતે રફતે બધી સમજ પડેછે. તે કાં તો જતો રહયો હશે અથવા તો કંઈ પોતાંની છુપી મતલબને માટે ભ.ઘ ખેાો હશે. એવા વીચારથી મેં અનેક તહરાંની ખોલ કીધી પણ તે તદન ફોકટ ગઇ. ( જરા થોભી ) જરૂર કોઇ ચંડાળે ધેરથી તેનો જાન લીધોછે અને તેનો જાન લેવામાં કોણની સામેલગીરી છે તે વીશેનો મારો શક પણ દરરોજ મજબુત થતો જાયછે. [ પોતાના ગજવામાંથી પાકીત બાહાર કાઢી તેને ઉઘાડી ] એમાંની તસવીર આ બેહુબ પેલીના ચેહેરાને મળતી આવેછે. જે ધણી પોતાની ઓરત ઉપર આટલો ફીદા અને જેનાં મરણ પછી આવો દલગીર તે પોતાની પ્યારી માંશુકની લશ કેમ વીહીલી મુકે? જયાં છે ત્યાં આએજ મકાનમાં ઇયા તો કોડે બહાર તેનું મરણ નીપજવું જોઇએ. આ તસવીરમાંની ઓરત અને મારી કાકી ગુલનાર એકજ છે. એમાંતો કંઇજ શક રહયો નથી કારણંકે મેં આ તસવીર સાથે તેણીનાં ચેહેરાની ઘણીવાર તપાસ કીધીછે. [ સાંમે જોઈ ] ઓહો! સાંમેથી તેવનજ આવેછે.

[ ગુલનાર દાખલ થાયછે. ]

ગુલનાર—કેમ મેજન તમારા દોસ્તની કેવી ખબર? શું હજુ તેનો કંઇજ પતો લાગતો નથી?

મે—નહીં કંઇજ નહીં.

ગુ—કેવું અજાએબ જેવું.

મે—હા ઘણું અજાએબ જેવું

ગુ—હું તો ધારૂંછું કે તે બીચારાએ પોતાની માંશુકનાં ગમમાં આપધાત કીધો હશે.

મે—[ ચોંકીને ] તમને કેમ ખબર પડી કે તે માંશુક મરણ પાંમીછે અને તેને આપધાત કીધો હશે.

ગુ—( મનમાં ) મારેથી એ શું બોલઈ ગયું. [ મોટેથી ] તેને પોતે મારી આગળ વાત કીધી હતી.

મે—હું નહીં ધારતો કે તેણે તમારી સાથે કદીબી વાત કરી હોય.

ગુ—નહીં કાંય. તેના પોતાનાં કેહેવા પરથી હું ધારૂંછું કે તેણે કોડે બહાર જઇ આપધાત કીધો હશે.

મે—તમે ખાતરીથી કહોછો કે તે મરી જ ગયોછે. ( મનમાં ) જોઇએ એનાં બોલવા પરથી કંઇ પોકું ઘણું માલમ પડેછે.

ગુ—ખાતરીથી નહીં જતો. પણ મને એવો વેહેમ જાયછે.

મે—[ મારો વેહેમ પણ બધો તારીજ ઉપર છેતો. [ મોટેથી ] વેહેમ પરથી આપણે કેમ કહી શકીએ કે તે મરીજ ગયો હશે. વખતે તે પાછો કોઇ બીજા શેહેરમાં નીકલી ગયો હશે.

ગુ—પણ જો તે કદી બીજાં શેહેરમાં જાય તો તે શું તમને જણાવે નહીં?

મે—હા તે વાત તો ખરી; પણ જયારે તમે તેની સાથે વાત કીધી તારે આગળ કોઇ બીજું માણસ હતું?

ગુ—મેં તેની સાથે વાત કીધીજ નથી.

મે—શું! તમે હમણાં મને કહયું કે તમે તેની સાથે વાત કીધી હતી અને વળી પાછું ના કહોછો એ કેમ ...

બે—લોકો કહેછે કે રૂસ્તમની ઓરતનો ચેહેરો તમારા ચેહેરાને મલતો હતો શું એ વાત ખરી હશે?

ગુ—તે હું શું જાણું, મેં કંઇ અગાઉ તેને જોઇ હતી નહીં. વખતે હોયબી ત્યારે શું તે બીચારી આટલી નાની ઉમરમાંજ મરણ પાંમી કે?

બે—તે મરી ગઇ છે કે નહીં તેજ એક સવાલ છે.

ગુ—ઘણું અજબ જેવું લાગેછે.

બે—એમાં અજબ જેવું શું છે. જો તેણી મરી ગઇ હોય તો હમણાં મારી સાંમે કેમ હોય.

ગુ—[ અજબ થઇને ] શું તમારી સાંમે! (હશીને) હા તમે હમણાંજ કહ્યું હતું કે તેણીનો ચેહેરો મારા ચેહેરાને મલતો હતો તેથી તમે જરા મારી મશ્કરી કરતા હશો.

બે—[ તસવીર કાઢી તેણીની સાંમે ધરે છે ને જોઇ તેણી ચોંકેછે ] આ તસવીરમાંની ઓરત તમો પોતેજ છો એવું હું હીંમતથી કહી શકુંછું.

ગુ—(મનમાં) આખે બાજી તો ખુદ રૂસ્તમનીજ છે: [ મોટેથી ] બેજન શું તું એમ કેહેવા માંગેછે કે એ તસવીર મારીજ છે?

બે—હા એ તસવીર તમારી પોતાનીજ છે. અને એ શીવાય મારી પાસે બીજી પણ સાબેતીઓ ઘણી છે.

ગુ—સાબેતીઓ! શાંની? બેજન હું ધારૂંછું કે તારી શુધ ઠેકાણે નથી.

બે—મારી શુધ્ધ સઘલી ઠેકાણેછે અને તેથીજ તારૂં કરતુક મેં શોધી કાડ્યું છે.

ગુ—(ગુસ્સાથી) જુઠા! શીતુરી, તારાં આ ખોટાં તોહોમતોનો જવાબ આપવો તને ખુબ ભારી પડશે.

બે—[ ગુસ્સાથી ] મારાં એ તોહોમતો ખરાં છે. તું મારા રફીક રૂસતમની હકદાર ઓરત છે અને તેનેથી બેવફા થઇને દગો દીધો તેં. મારા કાકાને ફસાવ્યોછે એટલુંજ નહીં પણ રૂસતમ જે અહીંથી એકાએક ગેબ થઇ ગયોછે તેમાં પણ તારૂંજ કાંઇ કાવતરૂં હશે.

ગુ—અરે બેવકુફ જે વાતનો મને સ્વપ્નમાં પણ વીચાર નહીં તેવી વાત તું કોણ ન સમજાયછે? અરે હીચકારા જયારે તારી સઘલી કોશેસો નીષ્ફળ ગઇ ત્યારે શું તું એક મારા જેવી નીરદોશ ઓરતનો ભોગ લેવા માંગે છે? પણ તું ખુબ જાણજે કે એમાં તારી પોતાની ખરાબી છે.

બે—(ગુસ્સાથી) શું તારાં ખોટાં દમથી હું બીહી જવશ? નહી, જો હજુબી તું તારૂં ભલું ચાહતી હોય તો દરેક વાતનો મારી આગળ ખુલાસો કર.

ગુ—(મોટેથી) અરે ઓ નીચ કંગાળ શું તું મારી પાસે ખોટું મનાવા માંગેછે? મેં તને એક વાર કહ્યું કે હું એ વાતથી બીલકુલ અંજાંણ છું. નીકલ ઓ જુઠા મક્રતીયા. તારૂં મોહું મારી આગલથી દૂર કર અને ફરીથી મારી સાંમે આવવાની હું તને સખત મનાઇ કરૂંછું.

બે—જશે કેમ, લેવો આ તમારાજ હરફ કે? તમારી આગલી ચીઠીઓ અને હાલની ચીઠીઓ સરખાવી જોતાં આબેહુબ તમારાજ હરફો મલતા આવેછે. [ ચીઠીઓ જોઇ ગુલનાર ચોંકેછે. ]

ગુ—[ મનમાં ] વળી એક નવા અને જબરદસ્ત દુશમનના પંજામાં હું સપડાઇછું. ખોદા જાણે એમાંથી મારો કેમ છુટકો થશે.

[ મોતેથી ] આ કાગજો તારા હાથમાં કેમ આવ્યાં?

બે—જ્યારે તમો જાણવાજ માંગોછો તો હું કહુંછું કે ગઇ કાલેજ તેનાં કપડાંનો કોથળો ખોળી જોતાં તેમાંથી આ તશવીર અને કાગજો મલી આવ્યાં.

ગુ—[ મનમાં ] હવેતો એને થંડો પાડવો જોઇએ. [ મોતેથી ] હવે તું આ કાગજ તથા તશવીરનું કરવા શું માંગેછે? મેહેરબાંની કરી એ મને આપી દે.

બે—શું! એ તમને આપી દેઉં! પછી મારી પાસે સાબેતીઓ શું. એક ગુનેહગારને તેની સજાએ પોહોંચાડવાને એતો મારાં હથીયાર છે.

ગુ—[ બેજનનો હાથ પકડી ] બેજન! બેજન!! મેં તારો શું બીગાડ કીધો કે તું મારો દુશમન થઇ લાગો છે. જો કદી તારા વેહેમો અને આ તારી સાબેતીઓ ખરીખા હોય તો તેમાં તને શું ફાયદો પડનાર છે. જો સાંભલ મારી ફજેતી કરવામાં પેહેલ તો તારા ભોરાંની કાકાને તેનાં ઘડપણના વખતમાં કેટલું દુખ લાગશે. પછી તારા અમીરી ખાંનદાનમાં મોટી શરમ અને દલગીરી ઉપજશે માતે એ સઘલાનો તું ખુબ વિચારે કર.

બે—( મનમાં ) હા ખરેખર એનું કેહેવું મને બરાબર લાગેછે.

ગુ—[ તેની આગલ જઇ ] કેમ બેજન મારૂં કેહેવું ખોટું છે ઘણાં ખરૂં? વીચાર શું કરેછે!

બે—ખરૂં હોય કે ખોટું હોય ને પછી જોઇએ તે થાઓ પણ હું તો મારા દોસ્તનું વેર લેવાનો.

ગુ—[ મનમાં ] અરે ખોદા હવે હું એને કેમ સમજાવું [ ગુડણીએ પડી મોતેથી ] બેજન! બેજન! તારા પગપર હું મારૂં માથું મુકુંછું, મારી સઘલી શરમ આબરૂ હવે તારે હાથ છે.

બે—તારા હાલપર મને રેહેમ આવેછે માતે આવી હીનપસ્તીમાંથી તારો બચાવ કરવાને તને એક રસતો દેખાડુંછું તે જો તું કબુલ કરશે તો ઘણું સારૂં.

ગુ—તે શું વરૂં.

બે—તે એ કે કાલને કાલ તું અંહીથી કોઇ જાણે નહીં તેમ નીકલ અને તે અગાઉ મારા કાકા ઉપર એક કાગજ લખી તેને સઘલી ખરી બીનાંથી વાકેફ કરી તે કાગજ મારા દેખતાં તેનાં ખાંણુંમાં મુક. કેમ કબુલ છે?

[ ગુલનાર વીચારમાં ઉભી રેહેછે. નોકર દાખલ થાયછે.]

નોકર—શાહેબ તમને ગોદરેજ કંઇ અગતનાં કામસર મલવા માંગેછે.

બે—ચાલ હું આવુંછું.

[ નોકર જાયછે. ]

કેમ કંઇ ધ્યાંનમાં ઉતરયું? તે જો નહીં ઉતરયું હોય તો હું હજુ તમને થોડો વખત વીચાર કરવાને આપુંછું તેટલા વખતમાં મારા ઠેરાવ પ્રમાંણે ચાલવાને જો તમો કબુલ થશો તો ભલેભલું નહીં તો પછી મને મારૂં સુજીયું કરવાની દલગીરી સાથે ફરજ પડશે. [ જાયછે. ]

ગુ—[ એકલી ] દુખનાં વાદલો એક પછી એક મારી ઉપર ઘેરાઇ આવ્યાં છે અને જેમ વરસાદ વાદલોમાંથી એકદમ તુટી પડે છે તેમ દુખનો વરસાદ મારી ઉપર તુટી પડવાની હું મોટી ધાસ્તીમાં આવી પડીછું [ જરા થોભી ] મારા પેહેલા દુશમન ગુરગીનને તો

મેં પૈસાની લાલચે મારા હાથમા લીધી પણ આ તો મારો કતો દુશમન થઇ લાગોછે એના હાથમાંથી છુટવું એ ઘણું કઠણ છે. એ જરૂર મને રૂશવા કરયા વગર રેહેશે નહી. પણ હવે કરવું શું? (જરા થોભી) હાલ તો એ જેવી કંઇ કેહે તે કબુલ કરું પછી તો હીંમત રાખી છેલે વેર લઉં, મારા દરેક ઉપાયો કામે લગાડું અને અંતે જીત મેલવું તોજ હું ગુલમેહેર ખરી. [જાયછે.]

[પરદો પડેછે.]

———(૦)———

પ્રવેશ—બીજો.

[ગોદરેજનો ઓરડો ગોદરેજ ગમેંગી ને બેઠેલો અને આગલ શીરીન ઉભેલી જણાયછે]

ગોદરેજ—શીરીન, તું શું એ ખરૂં કેહે છે! તારા બોલવાથી મારાં મગજ ઉપર ઘણી ખરાબ અસર થઇ છે. [જરા થોભી] તેં શું તેઓને સાથે વાત કરતાં નજરે નજરે જોયાં?

શી—પ્યારા ગીદર, હું જુઠું શું કરવા કહું તેઓને સાથે બેઠીને હલુ હલુ ગુફતેગુ કરતાં જોઇને હું તુરત તમને જણાવવા આવી.

ગો—શીરીન તું કેહેછે તે ખરૂં; પણ તેઓ વખતે કાંઇ બીજી બાબરને લગતી વાતમાં મશગુલ થયાં હશે ત્યારે.

શી—ગીદર, એ તમો શું બોલોછો, મારી પકી ખાતરી છે કે તેઓ વચ્ચે પ્યારનો ગાંઠ બંધાયો છે. પ્યારની વાત નહીં હોય તો વળી બીજી શાંની વાત હોય? ઓ ખુદા! જે ઝાડનાં ફળ ચાખવાને મેં ઉમેદ રાખી હતી તે ઝાડ એ કમજાતે નાશ કીધું. [રડેછે.

ગો—[ગુસ્સાથી] નાદાંન છોકરી, જરા ધીરજ પકડ એનો ખુલાસો થોડા વખતમાં થશે. એકદમ ઉતાવલી ના થા. બરાબર જોયા જાંણયા વગર તેઓ ઉપર ખાલી તોહોમત શી તરેહ આપણે મુકી શકીએ? લે સામેથી ગુલનાંરજ આવેછે. તું જરા ચુપ રેહેજે. [ગુલનાર દાખલ થાયછે.]

ગુ—પ્યારા ગોદરેજ, મેં બાગમાં તમારી ઘણી રાહ જોઇ પછી અંને અંહી આવી કારણકે મને તમારા વગર કોં પણ ચેન પડતું નથી.

શી—એકલાં કાંય? તમો તો બેજન સાથે કંઇ છુપી મસલત કરવામાં રોકાયાં હતાં ને?

ગો—કેમ શીરીન, તને મેં ચુપ રેહેવા કહયું હતું ની?

ગુ—પણ વળી એ પંચાતી શું છે?

શી—[મનમાં] વળી એ તારીજ મોંકાણ તો.

ગો—પેહેલા વખત આગાઉ તું અને બેજન કંઇ પોત પોતાનાં કાંમની વાતમાં રોકાયાં હશે અને તે વખત શીરીન તમને સાથે વાત કરતાં જોઇને નાંદાંનીથી કંઇ ભલતું ભલતુંજ બકેછે.

ગુ—(મનમાં) ખુધાને વેહેમમાં નાખવાની આ તાલ ઠીક છે. (મોટેથી) પ્યારાં ગોદરેજ શું કહું (જરા થોભી) પણ તેતો કંઇ ખાજીજ ખાનગી વાત હતી.

શી—[ગુસ્સાથી] ખાનગી શાંની, જ્યારથી એની નજર તમારી ઉપર પડીછે ત્યારથી એનું ધીઆંન ઠેકાણે નથી, એક દીવાંનાંની માફક અંહી તહીં દોડયા કરેછે અને એનાં આવા ફેરફારને માટે સવાલ કરવામાં આવેછે

ત્યારે પોતાના દોસ્તના ગમનું ઓઠું કાઢેછે. પણ આ મારી નજરે નજરનાં પુરાવાથી મારી તો પકી ખાતરી થઇછે કે એના એ બધા પોંગ છે.

ગો—કેવી વેહેમી છોકરી! ગુલનાંર, જે ખરેખરી બાનાં હોય તે કહી દેની કે એનો વેહેમ દુર થાય.

ગુ—[મનમાં] આવી નહીં ધારેલો દાવ આવી ગયો છે (મોટેથી) અફસોસ મને એ બીચારાની હાલત ઉપર દયા આવેછે પણ એક ખાવીંદ તરફની માહરી ફરજ સમજીને હું તમને જણાઉંછું કે તે એક પરવાનાંની મીચાલ દીવાનો થઇ મારી પાછળ પાછલ ભમીયા કરેછે. મેં તેને એ વાતથી હાથ ઉઠાવવા ઘણોબી સમજાવ્યો પણ પ્યાર! આંધલા પ્યારે તેને કમ અકલ બનાવી દીધોછે.

ગો—અંહ અંહ એટલું બધું (જરા ચોભી) પણ હવે એનો ઉપાય શું? એ કમ અકલ છોકરાએ મને મોટા અંદેશામો નાખી નાંખ્યો.

ગુ—[મનમાં] આ મકાનમાંથી બેજનનો પગ કઢાવવાની એવી તક ફરી મલનાર નથી (મોટેથા) એનો ઉપાય તો એછે કે એને આપણાથી તદન દુર રાખવો અથવા તો કંઇ કામને બહાને એને બહાર દેશાવર મોકલી દેવો જેથી એની તેમજ આપણી આબરૂનો બચાવ થશે. અફશોશ! ગરીબ બીચારો બેજન!

ગો—હા એ વીચાર ઠીકછે, પીયારાં ગુલ તાહરી આવી અકકલ જોઈ મને ઘણી નવાઇ લાગેછે. હું કાલને કાલ એને તેહેરાંન તરફ મોકલાવી દેઉંછું.

ગુ—[મનમાં] બુધાનાં તથા શીરીનનાં મગજમાં વાત તો બરાબર ઉતરી. હવે જરૂર આ ઘરમાંથી એવનનો તાંતીઓ જશે. (મોટેથી) એક ચંચલ શીખેલો જવાંન સમજી હું એની સાથે છુટથી વાત કરતી હતીપણ જ્યારથી તેનો આવો વીચાર જોયો ત્યારથી હું એને ધીકકારવા લાગી. [ગોદરેજ આગળ જઇ] મારા પ્યારા ગોદરેજ, મારા જાનથીબી વહાલા ગોદરેજ તમો મને આટલા ચાહોછો અને તમાંરી માહરી ઉપર આટલી બધી મેહેરબાની છે તેછતાં શું હું કોઇ બીજાનો પ્યાર શોધું? મને અંહીં શું કમીછે આ અથલો દોલત ચાકર નફરો ગાડી ઘોડા એ સઘલું મારા હુકમમાં છતાં જો હું બાજાની આશનાંઇ શોધું તો મારા જેવી નીમકહરાંમ લધાંનતી બીજું કોણ હશે?

ગો—પ્યારી ગુલ તારા આવા સખુનો સાંભલી હું ઘણોજ ખુશ છું [શીરીન તરફ જોઈ] ચાલ શીરીન હલ તું તારી માદર સાથે અંદર જા અને જરા પણ તારા દીલમાં ગમ ના ખાતી. ચંદરોજમાં એ મુજીનાં કરતાં દસ દરજજે સરસ તારે વાસ્તે ખાવીંદ શોધી કાઢી તારી શીહાદી કરી આપીશ.

શી—[માંથું નીચું નમાવી ગમગીન ચેહેરે] હા! બેજન! બેજન!! બેવફા બેજન!!!

[શીરીન અને ગુલનાંર જાયછે]

ગો—(એકલો) કેવો મુંજી! કેવો નાદાંન! બચપણથી પાલી પોશી મેં એને મોટો કીધો તેનો બદલો એણે કેવી રીતે વાલ્યો (ગુસ્સાથી) અરે એ ચંડાળને પોતાની માદર સમાંન કાકી ઉપર નજર બગાડવાને જરા પણ આંચકી લાગી નહીં. (જરા થોભી) માહરી ગુલનાંરને બદલે જો કોઇ બીજીજ ઓરત હોત તો એ નવજવાંન મુજીની મોહબતી જાલમાં ફસીયા વગર રેહેત નહીં. એક તો વળી લોકો બોલેછે કે ગોદરેજ ઘરડો થયો અને આવી એક ખુબશુરત નાજનીન પરણી લાવ્યો અને તેમાં જો આવી વાતની ખબર પડે તો તે લોકો તો મને જીવતો ને જીવતો ગુંથ

નાંખે પણ સાબાસછે મારી ગુલનારને ! આફરીનછે તેની વફાદારી ઉપર કે તેના સઘલા કાલાવાલા અને અરજની ઉપર તેણીએ બીલકુલ ધીઆંન આપ્યું નહીં. (જરા થોભી) અરે આજેજ હું એને મારી એક પુરી બેટી શીરીન સાથે પરણાવી મારી ઘણી ખરી અરધી અરધ દોલતનો ભાગ આપી એને સુખી કરવાનો વીચાર કરતો હતો તેટલામાં એ કમબખ્તને એ શું સુજ પડયું ! એનું નશીબજ એનાંથી રૂઠયું હશે તો હું શું કરવ એને પોતાને હાથેજ પોતાનાં સુખમાં ઝેર ઘાલ્યું હવે તો કંઇબી તદબીર કરીએને અહીંથી રૂખસદ આપું, નહી તો ઘરડે ઘડપણ મારી આબરૂના કાંકરા થશે. એ સુસ્યા— [ એવામાં બેજન દાખલ થાયછે તેને ગુસ્સામાંજ કહેછે. ]

કેમ બેજન તું • આટલો વાર ક્યાં હતો હું ક્યારનો તારી રાહ જોઉં છું ને.

બે—( નમીને ) પીદર સમાન કાકા, આજ તમે એટલા ગુસ્સા ભરેલા કેમ દેખાવો છો. [ આગળ જાય છે તેને ખસેડી નાખેછે]

ગો—[ ગુસ્સામાં ] સુવો તારો કાકો, અને તને પણ શું કહુ. ખસ મારી આગળથી.

બે—[ આગળ જઈ ] શું કાંઈ તબીયત ઠીક નથી ?

ગો—[ ચીરડાઈને ] તને એકવાર કહ્યું કે તું મારી આગળથી જા, તારું પલીદ મોઢું મને દેખાડ ના.

બે— [ આગળ જઇ ગુટણભડીએ પડી ] પ્યારાં કાકા. આજ સગી તમારાંજ નીમકનો પરવરીશ થઇ એક પીદર કરતાંને પણ જીઆદા તમારો દરજ્જો સંભાળી તમારાં દરેક ફરમાન મેં બજાવ્યાં છે, અને તે કરતાંને જો તેમાં કાંઇ પણ તમારી નેક નજરમાં ખામી જેવું લાગતુ હોય તો ગુલામ દરગુજર તમારી પાસ દરગુજર ચાહે છે.

ગો—[મનમાં ] કેવો ડહાપણ વાલો છે કરો ! ખોદા જાણે એને શું શેહતાન સુઝ પડયો હશે ! [ મોટેથી ] વારૂં ચાલ તને આજનું આજ મારાં એક અગત્યનાં કામ સર પાછું તેહેરાન જવાનું છે.

બે—આપણું સઘલું કામ સરનંજામ પોહોંચાડી તેહેરાનથી આવ્યાને બે મહીના પણ પુરા થયા નથી તેટલાં વળી મને ત્યાં મોકળવાની શી મકશુદ.

ગો—ત્યાંની આપણી સઘળી મીલકત, વાડી, વજીફા એ સઘળા ઉપર દેખરેખ રાખવાને આજથી હું તને અહીં તેડાવું નહી ત્યાસુધી તારે આ શેહેરનું બીલકુલ નામ લેવુંજ નહી.

બે—પણ ત્યાં તો આપણો કામદીન ગામડાઓ આજ કેટલાં વરસ થયાં પોતાનું કામ બરાબર બજાવે છે.

ગો—[ ગુસ્સામાં ] બજાવે કે નહી બજાવે પણ મારે તો તનેજ ત્યાં મોકલવોછે.

બે—તમારો હુકમ હું મોટી ખુશી સાથ સરપર ચઢાઉં છું ; પણ મારી તરફના એકાએકની આ તમારી ગહેરમેરબાંની જોઇ મને ઘણું અજાયબ લાગે છે.

ગો—એમાં અજાયબ જેવું કાંઇ નથી. જો સાંભળ, તારાં આ મકાન છોડી જવાથી તારી તેમજ મારી અને આપણાં કુટુંબની આબરૂ જલવાશે.

બે—( અસરત થતો ) એટલે ! એનો મતલબ શો ? હું—

ગો—( ગમમાં બોલી ઊઠયો ) ચુપ? તારે મોઢેથી હું કાંઈ પણ સાંભળવા માંગતો નથી. (રૂપાની કોથળી કાઢી આપે છે) લે તારા રસતાના ખરચ માટે હાલ તો આ રાખ,

અને બાકીના જોઇએ ત્યારે મંગાવી લેજે. આ હું તને છેલ્લીવાર કહું છું કે મારા હાથથી તું કાંઇ પણ સારાની આશા રાખતો હોય તો મારા હુકમને માન આપી આજ રાતરે તું અહીંથી કોઇ જાણે નહી તેમ ચુપચુપ નિકળી જા. નાદાન કમ અક્કળ છોકરા, એ સઘળું તારી હુલડાઇથી થયું છે.

(ગુસ્સામાં ચાલી જાય છે. બેજન અટકાવા જાયછે તેને આસ્કો મારી ગોદરેજ અંદર જતો રહે છે. બેજન ગમગીન ચેહેરે વિચારમાં ઉભો રહે છે. પરદો પડેછે.)

(:0:)

## એક ચીનાઇ શેહેનશાહ.

ચીનના એક નામીચા શેહેનશાહ શાઉકાન્ગ વિશે એવું કેહેવાયલું છે કે એક દીવસે જ્યારે તેની સ્વારી બહાર જતી હતી તે વેળાએ કેટલાક ગુનેહગારોની એક ટોળીને શિક્ષા કરવા લઇ જવામાં આવતી હતી તે જોઇ શેહેનશાહ અટકયો અને પુછવામાં લાગ્યો કે તે ટોળીને પકડી લઇ જવાનો સબબ શો; અને જ્યારે સઘળી હકીકતથી તેને વાકેફ કરવામાં આવ્યો ત્યારે તે આંખમાંથી આંસુના રેલા પાડવા લાગ્યો. તેની હજુરના દરબારીઓ તેના અંતકરણનાં નાજુકપણાથી માહીતગાર હતા તેથી તેઓએ તેને દીલાસો આપવાની કોશેસ કીધી અને તેઓ માંહેલા એકજને આ પ્રમાણે કહયું—

"જાંહાંપનાહ, દરેક રાજમાં શિક્ષાતો હોયજ ખરી; તે વગર કાંઇ દીરગ નથી. નામીચા શેહેનશાહો, તમારા વડવાઓ શિક્ષા કરતા હતા. કાયદાઓમાં શિક્ષાનાં ફરમાંનછે, અને તેમજ એક રાજાંની સરકારને પણ તેમ કરવાની ફરજ પડેછે."

આ સાંભળી શેહેનશાહે જવાબ દીધો— તેમને શિક્ષા થયલી જોવાને હું રડતો નથી. હું સારીપઠે જાણું છું કે નેક માણસોને પુરતા બદલા વગર ઉત્તેજન મળતું નથી; તેમજ હું જાણું છું કે શિક્ષા વગર ગુનેહગારો સુધરી શકતા નથી. વળી આટલું પણ મને સારી પઠે રોશન છે કે જેમ જીંદગીના નભાવ માટે ખોરાકની જેટલી અગત્યછે તેટલીજ અગત્ય એક દેશના રાજ્ય કારોબાર માટે શિક્ષાની છે. મને રડવું આવેછે તે એટલાંજ માટે કે શેહેનશાહો અને બીજા રાજ્ય અધિકારીઓ મારી રઇયતના બુરઇને લગામ તરીકે હોતા નથી; ઇયાને કે તેમના દાખલા એવા હોતા નથી કે જે જોઇ રાજયની રઇયત સુધરી શકે.

(0:0)

## બહાદુર ઠેંહુતીયું.

જયારે ગારીબાલ્દી સિસિલીમાં હતો ત્યારે એક કરૂપો ઠિંગણો પુરૂષ વાલનટિયર ફોજમાં સામિલ થવાને આવ્યો; પણ તેનાં ઠિંગણાં કદને લીધે સીપાઇનાં કામને લાયક પુરૂષો નકકી કરવાનું જે મંડળીનું કામ હતું તેણે તેને રદ કીધો. કશાથી હિમ્મત નં હારતાં તે ખુદ ગારીબાલ્દી આગલ ગયો અને તેને કબુલ રાખવાને તે સરદારને અરજ કરી. તેને પાછો નાપસંદ કરવામાં આવ્યો. પેહેલી લડાઇઓમાંની એક પછી તે નાનો પુરૂષ ગારીબાલ્દી પાસે ગયો અને ખુશી થતા બોલ્યો, "જુવો, સરદાર, તમે મને કબુલ રાખ્યો નહી, પણ મને આવતાં તમે અટકાવી શકયા નહી. હું સારી પેઠે લડયો તો ખરો

અને વળી જખમી પણ થયો. ગારીબાલ્ડી જેણે તે માણસને ઓળખ્યો તેણે જવાબ દીધો."વાહ સાબાસ, અને તમને જખમ કયાં લાગો છે?" કાંઈક આનાકાની કરીયા પછી પેલા વેડેંતીયાએ પોતાના ખભા વચ્ચે એક બાખતલાબ્યો. "અરેજી," ગારીબાલ્ડીએ કહયું, "આ જખમ તને લાગો ત્યારે દુશમનથી મુંનાહરાથી જતો હશે. મને ખબર હતું કે તું મારો સીપાય નીવડે નહી." બાપડો હિંગલો તદન ગભરાઇને જતો રહયો, અને એ તા ણુંજનીના શબ્દનો કાંઇ પ્રત્યુતર દીધો નહી એક ખાજી લડાઈ જલદીથી આવી. તે પુરી નહી થય એટલામાં પેલા નાનો સીપાય પાછો જણાયો, અને પોતાના સરદારને નમીને આ પ્રમાણે બોલ્યો, "જોયો, સરદારજી, હું ફરીથી જખમી થયો છુ પણ આ વેલા પીઠમાં નહી." પોતાની છાતીમાં લાગેલો એક ઉંડો જખમ દેખાડતાં તે બ્હાદુર શખ્સ ગારીબાલ્ડીના પગ આગલ પડી મરણ પામ્યો.

## યુક્તિવાન કુતરો.

એક ચોકી રાખનાર કુતરો જેને હમેશ સાંકલે બાંધી રાખવામાં આવતો હતો, તેને એવું માલમ પડયું કે તેને ગલે ઘાલેલો પટો એવડો મોટો હતો કે મરજી પડે ત્યારે તેમાંથી તેનું માથું બહાર કાઢી શકે. તોપણ તેને વિચાર આવ્યો કે આ હિકમત જો તે પોતાના ધણીના દેખતાં કરે તો તેનો પટો વધારે સાંકડો કરવામાં આવે એ ઉપરથી પટામાં થી તે પોતાનું માથું બહાર કાઢતો નહી પણ રાત સુધી ખોટો રેહેતો. ત્યાર પછી જે ખેતરોમાં ઘેટાં બકરાં ચાંચી રાખતો હતા ત્યાં તે સટકી જઇ ભટક્યા કરતો અને ઘેટાં બકરાં માહેલાં કેટલાકને ઘાયલ કરતો અથવા મારી નાખતો. કોઈની નાશાણ ઘાટ નાખવાને પડોસમાંના ઝરા આગલ તે જતો અને પોહો ફાટયા પેહેલાં પોતાનાં પેટારા તરફ પાછો ફરતો. ત્યારપછી તે પોતાનું માથું પટામાં સરકાવી દેતો અને પોતાનાં ઘરમાં જાણે આખી રાત ત્યાંજ રહયો હોય તેમ પડી રહેતો.

## જુની ઓલખાણ.

થોડાં વરસ ઉપર એક ખલાસી એક જાનવરશાળામાં ગયો ત્યારે તેના આવ્યાથી એક વાઘ ઘણો વ્યાકુળ થયલો અને જેમ જેમ તે તેનાં પાંજરાંની વધારે પાસે જાય તેમ તેમ વધારે જોશમાં આવતો જોઇને તેને નવાઇ લાગી. રખવાળ જેને એ બિના જણાવ્યામાં આવી તેણે કહયું કે તે જાનવર ઘયાતો ઘણો ખુશી થયો છે અથવા ઘણો ગુસ્સે થયો છે. આ ઉપરથી પેલો ખલાસી પાંજરાની છેક પાસે ગયો જ્યારે વાઘે પોતાની પુંછડી પોતાની બાજુએ અફાળી અને ભયંકાર ગર્જના કરી. વધારે પાસે જઇને જોવાથી તેને માલમ પડયું કે થોડાંક વરસ પેહેલાં એક વાઘ જેને, પોતાની સંભાલ તલે આ દેશ ખાતે લાવવામાં આવ્યો હતો તેજ આ વાઘ હતો. પોતાનાં જુના મિત્રની ઓળખાણથી વાઘ જેટલો ખુશી થયો હતો તેટલો જે (ખલાસી) પણ હતો. અને તેણે આ સુંદર પ્રાણીને, તેના કેહેવા પ્રમાણે, ભેટવાનાં કારણસર પાંજરામાં દાખલ થવાની રજા માંગી. લોખંડનું બારણું ઉઘાડયું અને તે કુદકો મારતો કે અંદર ગયો જેથી પોતાને તેમજ વાઘને ખુશી અને તમાસગીરોને નવાઇ લાગી. તે માંણસે પોતાના જુના ઓલખીતાને હેતની દરેક નીશાનીસાથ મારો આવકાર દઇ તેને ચાવી અને ભેટીને પોતાનું હેત દેખાડયું. જ્યારે પેલો પ્રમાણીક ખલાસી પાંજરું છોડી ગયો ત્યારે બાપડાં જાનવરનો વીલાપ ન સહન થઇ શકાય એવો જણાયો.

# આજના પારસી.

## પ્રકરણ ૭ મું.

પારસીઓની હાલત માઠી છે એ બાબે રોજીંદાં પતરોમાં; અનેક પ્રકારનાં લખાંણો થઇ ચુકાં છે, ઘરે ઘર તેની ચરચા ચાલીછે. સારે નરસે અવસરેની મીજલસમાં ખસ એ નીજ ચુનથેરા થઇ છે, પણ તે સઘલાની અસર આજ લાંબે વખતે અમે એટલીજ જોઇ છે કે તે આપણા લોકોની હમેશની રીત મુજબ હસતી પામી નીગુતી થઇ છે. તે ચરચા હાલમાં તદન નરમ પડીછે તે ઉપરથી કદાચ પરકોમવાળા વિચારમાં પડશે કે પારસીઓની હાલત હવે એકદમ સુધરી ગઇ છે. તે ચરચા બંધ પડેલી જોઇ અમને અત્યંત ખેદ ઉપજેછે. જ્યાં સુધી રોજીંદાં લખાંણો પતરોમાં થતાં હતાં ત્યાંસુધી અમને આશા હતી કે હવે આગેવાનમાં ખપતા સેઠીઆઓ કાંઈ પણ વિચાર કરશે, અને ઉલ્લત ધરી પોતાની કોમની હાલત સુધારવાની યોજના પાછલ ખંતીલી નજર રાખી કામ આગલ ચલાવી ટોલાને ફાયદો કરી આપશે; પણ તે આશામાં અમો અત્યંત નિષ્ફલ થયા છીએ. આજે અમો પેહલ કાઢી આપણા આગેવાનોને નવેસરથી સુચવવાની હીંમત કરીએ છીએ કે હવે તેઓને માટે જે કરવાનું બાકી છે તે એટલુંજ કે તેઓએ સાહસીક વગવાલા ગ્રહસ્થોનું એક કમીશન નેમવું અને પુછગાછ ચલાવી કાંઈ પણ ચોકસ તાર આપણી હાલત વીશે મેલવવો. એમ કરતાં જો તેમને માલમ પડે કે આપણા લોકોની હાલત કાંઇ પણ ઉપાયને લાયકની છે તો તરતજ કોઇ પણ ચાંપતા ઇલાજ લેવા. અમારી શુચના એવીછે કે સેઠીઆઓની એક મોટી ગંજાવર જાઇન્ત સ્ટાક મંડલી ઉભી થાય તેમાં અસલબતાં ૩૨૦ લાખની થાપણ કરવી જોઇએ. એ રકમમાં જે આપણા લોકોથી બની આવે એટલા થવા દેવા અને બાકીના આપણી પંચાયતની પાસેથી લેવા બાદ એ ગંજાવર રકમ વડે મોકાશી કે અંદેશાથી અને મધ્યમપણે વેપાર ચલાવવો. ઠામેઠામ દુકાણ માંડવી. બાચાર પણ આબરૂદાર પુરૂષોને પગારને બદલે માત્ર કમીશન ઉપર માલ ધીરવો અને સાવચેતી તરીકે ત્યાં રોજ તકેદારી રખાવવી. વલી ઠામેઠામ ખેતરો ખરીદવા અને તેમા પારસીઓને મુફત ખેતીવાડી કરવા હુર પાડવા. એમ કીધા થીજ હજારો લોકો જેઓ બેરોજગાર થઇ રખડે છે તેઓને ફાયદો થવાનો. તેમને ફાયદો થવાનો અને નાણા ભરનાર રાજનારને મોટું બ્યાજ વશુલ થવાનું. બાકી એક પૈસા એક કુટુંબને કાઈ સેહેજસાજ આસરો આપી બેસવામાં કાંઇ ટોલાનું દલદર ફીટવાનું નથી. અમોતો કેહેવાની હીંમત કરીએ છીએ કે આપણા પંચાયતનાં હાથમાં જે મોટી રકમ છે તેની ઉપજ તેમજ તેનો ઉપયોગ હાલની ચાલુ રીત પ્રમાણે બરાબર થતાં હોય એમ કેહેવાય નહી.

——(o)——

## વિવેક વાણી

ઉપલા નામનો એક સારી બાંધણીનો, શુંદર છપાઇનો, સારાં કાગલનો, અને રસીલી ઇબારતનો, ૨૬૮ સફાનો ૧૬ પેજી ગ્રંથ તેના બનાવનાર મી૦ ફરદુનજી બેરામજી મરજબાન તરફથી અમને ઇનાયત થયોછે જેની પોહોંચ સ્વીકારતાં અમને/લગાર એ ગ્રંથ વિશે બોલવું પડેછે. ઉપર વર્ણવેલા સઘલા તારીફ લાયક ગુણ છતાં મી૦ મરજબાનને કોઇ બીજાજ વિષય ઉપર પોતાની ફાંચી મનશક્તિનો તેમજ રસીલી કલમનો ઉપયોગ કરયો હોતતો અધિક મજા ઉપયોગી ફલ સંપાદન કરત. જો

કે વિવેક પ્રાણી ગુજરાતી બોલનારી આલમના મોટા ભાગને તદન નકામી ગણાય એવીછે તો પણ કેટલાક આગેવાન કુટુંબો જેઓને યુરોપીઅન લોકોના સાથ રોજીંદુ કામ પડેછે તથા જે ફેમીલીઓને બાજેવખત યુરોપીઅન કુટુંબો સાથ મેળાવું પડેછે તેઓને મી૦ મરજબાનની આ રસીલી "વિવેકવાણી". અત્યંત ઉપયોગી અને રોજીંદા રાહબર થઇ પડશે. આ પુસ્તક રચવા પાછળ મી૦ મરજબાને અત્યંત અને અથાગ મેહેનત લીધેલી જણાયછે અને તેની હસ્તીથી ગુજરાતી સારાં પુસ્તકોની સંખ્યામાં એક કિમતી ઉમેરો થયલો અમે જોઇએ છીએ. સારાં પુસ્તકોને અમ બંતાં પ્રજા તરફથી આશરો મળવો જોઇએ.

આવું પુસ્તક જો યુરપ કે અમેરીકામાં જન્મ પામ્યું હોયતો કાંઇ લખો કાપીનો સેહેજ વારમાં ઉપાવ થયા વીના રેહે નહી.

—(0:0)—

## કેળવણીખાતું.

મી૦ લીવારનરને જયારે કેળવણી ખાતાંના ડાયરેકતરનો કામ ચલાઉ દરજજો મળ્યો હતો ત્યારે તેણે પોતાની ટુંક કારકીર્દીમાં કેળવણી સંબંધના કેટલાક કાયદાઓમાં ફેરફાર કરયો હતો જે ઉપર ઘણાએક લોકો પોતાની નાપસંદગી સાથ ઉતરી પડયા હતા તે ફેરફારોમાં નાદાર છોકરાં વિશે જે એક ઠરાવ તેણે પસાર કરેલો હતો તે આપણા કાયમ ડાયરેકતર મી૦ ઓટફીલ્ડે પોતાની જગા ઉપર પાછો આવતાં રદ કરયો છે એવું સમજાયછે. વળી બ્રામ્હણ વગેરે બીજી જાતોમાં કેળવણીનો પ્રકાશ થવાને જે ફાયદા કારક કાયદા આગલ હતા તેપણ આ કામ ચલાઉ અધિકારીએ ના પસંદ કીધા. આપણું મયાળું સરકારની એક ઉત્તમ રીત એછે કે જેમ બને તેમ કેળવણીનો પ્રસાર કરી લોકોમાં સુધારો કરવો; અને જ્યારે તેમની એવીજ ઇચ્છા છે ત્યારે તો ગરીબ લોકોના હક ડુબાડવાને જે આગલો કાયદો રદ થયોછે તે ઉપર સરકારનું પેહેલું ધ્યાન લાગવું જોઇએ મી૦ લીવારનરની નવી રીતથી કદાચ કોઇને એવું સમજાય કે તેણે એકના હાથમાં થી કાઢી લઇ બીજાના હાથમાં મુકયું છે. ગમે તે કહો પણ વિદ્યાના વૃદ્ધિ થવાને જે જે સાધનો હોય તે તે હવે બાહાર પડવાં જ જોઇએ.

---

## શરીરની રચના દેખાડનારૂં એક "મ્યુઝીયમ."

જીવ્યા કરતાં જોયું પ્રમાણ—એમ કે હેવાના અમારા અદના અવાજમાં એકેએક અવાજ આમીન થશે; પણ એ કેહેવતનો લાભ એવી ચીજોથી લેવો જોઇએ કે જે સંગીન ખુબી તથા ફાયદા ધરાવતી હોય; તથા જેમાંથી આનન્દ કોઇ જાતનો આપણને અનુભવ પ્રાપ્ત થાય. જેથી બીજાઓને પણ તે જોવાની ભલામણ કરી શકાય. આ વેળા એ. ચોપાન્યાંની હદમાં રહી અમારા એકેએક શોખીન વાચનારને ઉપલું મ્યુઝીયમ જોવાને અમો મજબુત ભલામણ કરીએ છીએ. એક લાયકને લાયક લાભ, ઉતેજન તથા આશરો આપવો તે ગોયા એક ફરજીઆત કામ કરેલું ગણાય. જે મ્યુઝીઅમ જોવાની આર વેશ અમો ખબર લઇ ભલામણ કરીએ છીએ તે બોરીબંદરના સ્ટેશન સામેના લાબા તંબુમાં શરીરની રચનાં દેખાડનારૂં મ્યુઝીયમ

છે. તેનો ટુંક હનતેભાગ અમોએ નીચે આપ્યો છે જે ઉપર વાંચનાર ધ્યાન પોહોંચાડતાં તેનો વિધાઅરથે લાભ લેવાની જરૂર જોશે.

દરેક માનવીને પોતાનાં શરીરની અંદરનો સાંચો જોવાને ઉલટ થયાવના રેહે નહી. અગર બનતું હોય તો તે સાંચાની રચના જોવાને તે અધીરો બને એમાં કાંઇ શક નથી એ અધીરાઇ કાંઇજ નહી પણ આ પૃથ્વિ ઉપર આપણી તે પ્રેમ કૃપાળુ પરમેશ્વર તરફની પવિત્ર કરજછે. આ મ્યુઝીયમ જોવામાં અચરાયલી ખુબીની ખરેખરી ખબર લેતાં આપણને કુદરતના ભેદોનો કાંઇકખ્યાલ આવેછે. આ મ્યુઝીયમ મધે એક અજબ પપજેવા તમાસો જોવાનું છે. આપણી પાચનક્રિયા કેમ ચાલે છે, ખોરાક જરૂપત થયા પછી તે કેવી હાલતમાં, કયાં, અને કેવી રીતે બદલાય છે, પરસેવ કેમ પડેછે, લોહી શરીરમાં કેવી રીતે ફરે છે, આપણા અવયવોના બગડવાથી દરદ કેમ દેખાવ દે છે, ઇત્યાદી—એ સરવે એકી વખતે એકઠા સરવાલામાં ઉપર કહેલા તંબુ મધે જોવામાં આવેછે, તે ઉપરાંત જે થોડાક ઓચંબો ઉપજાવનાર અવયવોના નમુનાઓ સ્ત્રીને લગતા નજરે પડેછે તે ખરેજ જોવા લાયકછે. એ પુતલાંમાં જન્મ આપતી વેલાની ઓરતની હાલત તથા હમેલ છુટતીવેળાની અત્યંત મુશકેલાઇ તેમજ તેના દેખીતા ઉપાયો ઉપરાંત ખાનગી દયા ઉપજાવનારાં દરદોનો આબેહુબ દેખાવ આપણને તાજુબીમાં ગરક કરી નાખેછે. એ સઘલું શરીરની રચના બાબે થયું; પણ બીજા જે બીહામણા, તેમજ ડરામણા દેખાવોના એક ભાગ ચિતારનો મોટો જઠડો સુક્ષ્મીક કાચોથી જોવામાં આવેછે તેનો ખ્યાલ કરતાં આપણને એક સાચું વાણી ઇયાદ આવેછે કે શીરે સેહેલ કરનારને તડકે તપનારની દયા કેવી?—વળી આપણેથી હજારો કોસઉપર કેવા; કેવા મુંઝકો છે; કેવા કેવા ધ્યાન પુગાડવા જોગ બાબો બનેછે. તેના આબેહુબ દેખાવો જ્યારે આ તંબુ મધે સુક્ષ્મીક કાચોથી જોઇએ છીએ ત્યારે આપણે વિચારમાં પડીએ છીએ. એ દેખાવોમાં કેટલાક આપણને અતીશય હેરત પમાડનારા છે, જેઓ રાતને સમયે બહુજ રલીઆમણા લાગે છે. એ બદચાર ઓરતોનાં પુતલાં જે જોવામાં આવેછે તે એવાંતો તાંગીક લાયક છે, કે કાંઇ મનાજ નહી. માત્ર તેમાં જીવ મુકવાનોજ ખોટોછે. એ પુતલાંમાં એક ફ્રેન્ચ અને ઇરાણી ઓરતોનાં પુતલાં તેઓના પોષાકમાંય બહુજ દીપે છે. દુરદરાજ ભાગોમાના મક્કા, મદીના, વેનીસ, અને ઇટલીના દેખાવ ઘણાજ જોવા લાયકછે. છેલ્લાં દેશના દેખાવમાં બધે પાણીજ જોવામાં આવે છે. ગલી ગલીએ બોટો ફરતી દેખાયછે. લડાઇઓના દેખાવ એટલા તો દરામણા લગેછે કે તેવિષે બોલવું બેજા છે. પ્રશીઆ અને ફરાન્સની લડાઇ, શીપકાની લડાઇ, સ્ત્રાસ બર્ગના બલવાનો કમકમાટ ભરેલો દેખાવ તુરકી અને સરવિયાની લડાઇ, ઇત્યાદીનો ચીતાર એવો તો આબેહુબ તેમજ જીગર તોડનારછે જે તેનું સંપુરણ બ્યાન કરવાને આ નાચીજ કલમ અશક્ત છે. નવા લડીગની પાયદસ્ત, રોમનો પોપ, એ દેખાવોના ઘણા અચંબ્કારક છે. આફ્રીકાના ટ્યુનીસ શેહેરનો ચીતાર, ધરતીકંપના દેખાવ પણ જોવા લાયક જણાય છે. એક ગુચવણ ભરી ગમત જો ત્યાંથી મેલવી શકીએ તો તે સ્પેનની ઓરત છે જ્યાં સાત જડજો સનમુખ તરત બજા લાવવામાં આવે છે, અને તે કંઇક અજબ ગીતની ચાલાકી સાથ

અસલી પાણી છે એટલું તેઓએ ખુલ્લું દેખાડી આપવું; પણ હવે જોવાનુ એછે કે સેરટ શું આવેછે. કોઇ બીજા અમલમા આવી સભા ભરી હોય તો સભાસદો અને તેમના બચાં કચ્ચાં સુખીથાવ ખરાં!

## લગ્નના રેવાજનું મુલ.

છેક પ્રાચીન કાલમાં આપણે સીહાદી ના જમણ વિધ્ધ વાંચીએ છીએ—કારણ જ્યારે એક માણસ પોતાની બેઠી ઇચ્છા લડાઇમાં પકડેલી બાંધીને બીજાને વેચતો ત્યારે તેમની વચ્ચે એક ગંભીર ક્રિયા સાથનુ સાટુ થતુ હતુ, કે જે સાટાંને તેઓ પોતા ઉપર ફરજીઆત બંધાન થયલું સમજતા હતા. એવાં સાટાં થતી વખત ન્યાત જમન તો ઘણીજ સાધારન રીતે ચાલતાં હતાં; કારણ કે છેક અસલના વખતથી એકઠાં જમવામા બાપબંધી અને વિશ્વાસુ પણાનો વચન સમાયલો જણાયછે. એ ક્રિયાને વધારે મજબુત ગંભીર રૂપ આપવાને ધરમના ઉપાધીઆ ઓને નોતરાં અગત્ય કરીને કરવામાં આવતાં હતાં.

ઇજીપ્તના પેહેલા રાજા મીનીઝને વિશે કેહેવાયછે કે તેણે લગનથી જોડાવાની રીત પ્રથમ ચાલુ કીધી અને તેને લગતા કાયદા પણ રચ્યા. જુનાની લોકો લગનની પેહેલ કાઢનાર તરીકે સીકારાજને લેખેછે; પણ ચીનાઇ લોકો એ પેહેલ ચાલુ કરવાનુ માનતેમના ફો હાઇ ને આપેછે જયારે પારસીઅન લોકો માન્કો કાપેક તથા યાહુદીઓ તે દેવને કે જેણે મોઝીસને કાયદા કરી આપ્યા તેને લગનની રીત દાખલ કરવાની પેહેલ લાગુ પાડેછે રફતે રફતે બીજી ચીજોની માફક બાયડી પોતાના ધણીની મીલકત ગણાવા લાગી તેથી માત્ર તાલેવંત સેહેલાઇથી લગ્ન કરી શકતા પણ ગરીબોને તેમ કરવું ભારી પડવા લાગ્યું. મીલકતના કબજાને લગતા કાયદાઓ એજ સબબ ઉપરથી ઓરતોને લાગુ પાડવામાં આવ્યા અને તે વિશેના લખાણો આપણે છેક પુરાતમ દફતરોમા જોઇએ છીએ.

## લાયન્સ શેહેરની કુલવંત નાર.

ઉપલા નામનો એક રમુજ માહાભારત એલ બુલવર લીટને ૧૮૩૮ માં લખ્યો હતો. પોલીન દેસચેપેલસ શેહેરે લાયન્સના એક માતબર વેપારીની બેટીછે. તેના હાથની માંગણી કરવા ત્રણ શખ્સો ઉભા થાવ છે તેમનાં નામ—બોસીઅન્ત ગ્લેવોસ અને કલાદમેલનોત છે. એ ત્રણે પુરૂષને પોલીન નાપસંદ કરેછે, તેથી તેઓ ત્રણે તેણીની ઉપર પોતાને કરેલા અપમાનને માટે કીનો લેવાને એક સંપ કરેછે. હવે કલાદ એક બાગબાનનો દીકરોછે તેને તેઓ શેહેરે કામોના એક શાહજાદામાં ખપાવેછે. તેને માટે તેઓ એક અવાજે પોલીનની આગલ મોટી મોટી ડફાસ મારી તેને કોમો સરોવર ઉપરના સુંદર કિલ્લાનો માલેક, મોટી મોટી જાગીરીનો ખાવીંદ, અને બીજા બેહદ ખજાનાનો સાહેબ તરીકે ખપાવેછે તે માટેની આવી સરેહથી પોલીન તેને પોતાનો હાથ આપેછે લગ્નને ગાંઠ બાંધ્યા પછી પોલીનને કલાદ પોતાની માના જુપડાંમાં લઇ જઈ રાખેછે. એ રંગે પોતાને દગો થયલો જોઇ મગરૂબ પોલીન અતિશય કોપાયમાન બનેછે. કલાદ તેણીને છોડી જઈ ફરેન્ચ લશકરમાં સામેલ થાયછે ત્યાં તે ત્રણ વરસ માં કરનલની પદવીએ પુગેછે. તે બાદ પોતા

દુર દરાજ અને અડચણ ભરેલા રસ્તાવાલા દુખમા કરતાં તો હજાર દરજ્જે ઠીક થયું છે. દખમું નવુ થયું, સઘડી નવી થઇ છે, કુવો પણ ખોદાયો છે, પણ બીચારા દસ્તુરોનાં પુન જ્યાં જોઇએ ત્યાં આડે આવે છે. એવું કહેવાય છે કે ત્યાંના દસ્તુરજીના તરેહવાર રીતવાને લીધે તે નવું દખમું જોવાને ખાતર જ આજ સુધી રહી ગયલુ છે. વળી એવું સાંભલવામાં આવેછે કે દસ્તુરજીએ તે દખમું વાપરવાને પાછલથી લોકોને આગ્રહ કરયો પણ જ્યાં વેહેમીઓ વસે ત્યાં દી કેમ ઉગડે તે મુજબ સરવે કોઇ પેહેલું સ્વાન અડાવાને આચકો કરેછે.

ઠામે ઠામ મુધરાઇ ખાતાંએ કરેલાં બજાર વગેરેના મકાન જણાયછે; પણ તે મકાનોનો જાઝો ઉપયોગ કરવામાં આવતો નથી. લોકો શેહેરના દરેક દરવાજા આગલ પાસે પાસ દુકાણ રાખી અસલી રીતને પસંદ કરેછે. બજારમાંની એક દુકાણનાં અમોએ ભાડા વિશે પુછયું તો અમને એવો જવાબ મલ્યો કે "બાપા, હમણા ઘણો જુલમ પડેછે આગલ એનુ રૂ૦ ાા ભાડું હતુ પણ હાલમાં રૂ૦ ૧ાા વધી ગયુ છે. હવે એવી દુકાણના મુંબઇમાં અલબતા એક ગલીમાં રૂ૦ ૧૦) ઉપજી શકે. મુંબાઇની કરાફરડ મારકીતના ઘડીઆલ જેવું સ્તેષનના નવા રસ્તા ઉપર એક મીનારો અને ઘડીઆલ છે તેમાં રાતરે પણ વખત જણાયછે. તે મીનારો ત્યાંના પારશી મોડીકજીની યાદગારીમાં ત્યાના લોકોએ ઉભો કરયો છે. સ્તેશન સેહેરની સપાટીથી આસરે ૨૫ ફુટ ઉચું બનાવેલુછે. તેની હેઠલમાં તીકીત વગેરેનીઆપીસો છે. સુરતનો ધોરી રસતો સ્તેશન આગલથી હોપ પુલ સુધીનો કોસાર બાંધેલો છે. તે ઉપર મુંબઇની મોટી મોટી યુરપ શાપ, કેબીનત મેકર શાપ, અને બીજી દુકાણોનો કાંઇ ઓસો છુટો છુટો દેખાયછે. હોતેલો ગણુતીનાં ૩) છે તેમાં નાનપરાનુ હોતેલ જે નદીની સામે એક પદરખાણાને ગાંધે છે ત્યાં લોકોનો આવજા ઠીકછે. આખા દહાડાની ફી નાસતા સુધાં રૂ૦ ૧૧ છે. તે હોતેલ એક જઇફ પારસન ચલાવે છે. તે મુસાફરોને ખરૂં જોતાં તો એક મોટો આશારો છે. અસલમાં સુરતની ચોકબજાર ખુબ દીપતી હતી હજારો લોકોનો ત્યાં રોજ મેલાવડો થતો હતો; પણ ખેદસાથ જણાયછે કે આજે ત્યાં ગણત્રીના લોક તોપલા લઇ બેસેછે. નવાબનો નદી કાંઠેનો અગલી કીલ્લો આજે સરકારી હાફીસો તરીકે વપરાયછે. સુરતની સાંમે પાર ઘણાં ગામડા છે તેમાં રાંદેરનું ગામ મોટુ છે. તે તાપી નદીને કીનારે છે ત્યાંહોપ પુલ ઉપરથી જવાય છે. ત્યાંનો રસતો હોપ પુલથી ગામ સુધી પાકો બાંધેલો છે. ત્યાં ઠામે ઠામ મસજીદો શીવાય બીજુ કાંઇ જોવાનું નથી એ ગામમાં પણ મુંબઇનાં પારસીઓના સખી દીલ ગુરદાની એક આછી નિશાન જણાય છે નદી કીનારે એક ભેહેસ્તનસીન શેઠ હોરમજી માજુએ બંધાવેલી ધરમશરાછે. તે એક મજલાની પાકી બાંધનીછે, ત્યાં સારે નરસે અવસરે પારસીઓનાં વપરાશમાં આવે એવો એક ઓટલો છે. ઓટલાની સાંમે કમ્પાઉન્દમાં એક કુવો છે. એ ધરમસરાના નીભાવ માટે મરહુમ શેઠ માજુએ પડોસમા એક ખુલ્લા જગા ધરમમાં આપી છે; પણ જણાવાને દલગીરી ઉપજે છે કે તેની કાંઇ દેખ રેખ તથા ઉપજ નીપજ જેવી જોઇએ તેવી રીતે રખાતી નથી. એ વાત બેહસ્તી શેઠના દીકરાઓને સારૂ લગાડે એવી નથી. દેખ રેખની ગયરહાજરીમા એ ધરમસરા મુસાફરોના વપરાસમાં આવતી નથી. તેનુ કારણ કાંઇ ઇમારત

ગિપડતસ હાલત નથી; પણ એ નણ ખટ ાઓના લાંબા વખતનાં હરીકામ ઉપર ઃમસરાનાં મુતવલ્લીઓની બેદરકારી છે. અમે ારમસગ જોવા ખાતર એક મહીનાને આં ારે બે વેલા જઇ આવ્યા પણ બંને વેલા તે પોકસ કુકુંબોથી રોકાયલી જોઇ જેથી અમે બંને વેલા બેનસીબ થઇ પાછા ફરીઆ. આ શા છે કે મીસીઅરસ અરદેશર, માણેકજી અને રૂસતમજી હોરમજી માજુ એ બાબદ ઉપર કાંઇ ધીઆન પોંહોચાડશે અને એવું કરશે કે પોતાના મુરબીએ સ્થાપેલુ આ ઉપ ચેગી ધરમખાતું પરદેશી મુસાફરોનાજ ઉપયો ગમાં આવે.



## હીંદુ ખેડુતની જીંદગી.

આપણા હિંદુભાઇને, પોતાનાં સુખમાટે માત્ર થોડીક ચીજની હાજત હોય છે. તેની ઉમેદનાં વરતુલનો ઘેરાવો કાંઈ મોટો હોતો નથી; અને વળી તે ઉમેદો સેહેલાઇથી તરૂપ્ત થઇ શકે છે. પડોસીઓનું મંડળ તેની આસપાસ બેઠું થયું એટલે પારસીઓના આન્દી પેસ્ત્રી ઇયાં સ્વાદીષ્ટ મોટી લેહેઝતદાર દુધની ચા તેમજ ખરાબ ન લાગેલ માટેનાં કીમતી ભોજનનો તેને કાંઇ લોભ રેહેતો નથી. તેને ત્યાંની મિજલસને ઢાંકણે અવાકાના હુકાનો દોર તેને ઉકળાઇનું કારણ આપે છે. તે હુકો મોંઢે મોંઢે ફરી મંડળને ગમત આપે છે. એ હુકાપાથ મંડળને ખુશી કરવાને એક બીજી ચીજ જે તે રાખે છે તે એક બે ઢોળક તથા ચંગ અને કાટસીની સારંગી જે માત્ર ચુંઈ ચુંઇ ભરડી જાણે છે તે શિવાય બીજું કાંઈ હોતું નથી. તેના મેજબાનોમાટે પારસી કોચ ખુરસી કે સુરીઆની બેઠકોની ગરજ રેહેતી નથી કારણ સઘળાઓ ફગરે મતઈ હોયતો બલ નહી તો પલાંઠી મારી જમીન માફ કરી બેસીજાયછે. માત્ર હુકા અને તું તું તું કયા ધગ ધમ અને સેવટે જી જી જી જીયો તેની સઘળી હાજતો તરૂપ્ત થઈ જાયછે. —

હિંદુઓ સ્વભાવિકરીતે સંતોષી, એકમાં રયુ અને રાંક હોય છે, પણ તેનાં ખરાં કુદરતી સુખમાં સરકારી જુલમોં કરીથી સેહેજ ગાજ ખલલ પડતી જણાયછે. હિંદવાનોની આવકનો મોટો ભાગ પોતાના વાસને નહી ઇયા પોતાના કુટુંબ ફળીલા માટે નહી પણ સરકારનાં હોજરામાં જાયછે. હિંદી ઉદ્યોગ અને મેહેનતની આવકના એકંદર શરવાયાં માંથી સેંકડે ૨૦ ટકા કર રૂપે સરકાર લે છે ૧૧ કરોડ રૂપીઆ પગારોમાં અપાયં છે, અને ૩ કરોડ રૂપીઆ પેનશનરો લે છે. હિંદુસ્તાનમાં જે સાહાઠ કરોડ રૂપીઆની ઉપજ થાયછે તેમાંથી ૨૦ કરોડ રૂપીઆ ઇઆને આપી આવકનો ૧/૦ ભાગ પેંસાન ખાતે ધસડાઇ જાય છે એનો અટકલ બાંધેલી છે: ત્યારે હવે હિંદવાંનો માતબર તે કયાંથી થાય!

## ગુજરાતી જોક

નમુનો ૧૩ મો.

મારા પ્યારા, લોકો કાલાં પાણી કાલાં પાણી બોલે છે તેમાં અને ઘંડાં પાણીમાં શો ફરક હશે?

"ફરક એટલોજ" ધણી બોલ્યો "કે તને કાલાં પાણી જો કાહાડે. તો મારા જીવને થંડાં પાણી જેટલી થંડક પડે.

# અંજામ-ઇ-બેવફા

અંક ૩ જો

પ્ર વે શ ત્રી જો

એક ઝુંપડી—તેમાંથી રૂસ્તમ ચીંથરે હાલ બાહાર આવે છે—અને એક બાજુએ બેસીજઇ ગમગીન દીલે નીચલું ગાયણ ગાય છે

ગજલ—ભઇરવી

“ એશકોમે તેરે કાહે ગમ ”— એ રાહ.

નસીબ મારૂં રૂઠયું મુજથી પડી છે આવી મુજ પર જફા
માશુક મારી દગો દઇ — થઇ ગઇ મુજ સે બેવફા — નસીબ
જાહેરમાં તે ખુબસુરત — પણ બાતેનથી નીકલી તે બદ
લોભાઇને મેં કમબખ્તે — કીધી મારી જીંદગાની. રદ — નસીબ
પઇસાના લોભથી તેને — કીધી અને મુજથી જુદાઇ
ખુવાર કરી છોડી ગઇ — શોધી બીજાની રે આશનાઇ — નસીબ
થગાયો તુજથી હું બેજાર—પણ હવે આવે મુજ હાથ અગર
તો આમેજ તેજ ખંજરે — ચીરી નાંખસ તુજનું જીગર — નસીબ
મરી ગયલો મુજને અરે — સમજે છે તું આ બદગુમાંન
પરવાના મીસાલ બનીને હું — ભરકમ લેવાને તુજનો જાંન — નસીબ

અરે ખુદા ખુદા આજે શું મા
રો હાલ રૂસ્તમ સોદાગર તરીકેની મારી
કેવી આબરૂ અને આજે આમ ચીંથરેહા
લ ભીખારી હાલતમાં એક સુકી નાનનો
પણ મોતાજ છું. આવી કંગાલ અને ભુ
ખમરાની હાલતનું મુળ કારણ જોઉં છું તો
એક ઓરત - એક નાપાક ઓરત માલમ
પડે છે. હા! એ - બદકાર ને બેવફા શુલ
ચેહેર આએ તે મારા કેવા હાલ કીધા
તે તારી પાપી મતલબને ખાતર મારી જા
ન લેવાને પણ તું ચુકી નહીં. મારી
તંગદસ્તીની હાલતમાં તું મારી સતાની સા
રી હતી પણ જ્યારે મારી દોલત ખુટી
ગઇ તે કોઇબાજી ઉપર નહી પણ તારીજ રૂપ
ર ત્યારે તું મને હયાત છોડી બીજા
તવંગર યારની તું માશુક બની — [જ
રા થોભી] અફશોશ મને જો એવી ખબ
ર હતે તો હું તારી પાછલ એટલી દોલ
ત ખરાબ નહી કરતે. અરે ખુદા! જ્યા
રે મારી નજર એ ખુબસુરત પણ કર
તુકમાં દોજખની દેવીની સીરત એવી
એ દાકણ ઉપર પડી તે વખતે મારી ચશ
મો કાંએ નહી ફાટી ગઇ કે એના ચેહેરા
ઉપર લોભાઇ - આજે આવે નસીબે પહો
ચતે નહી. અરે જે વખતે મેં તેણીનો
હાથ મારા હાથમાં લીધો તે વખતે મારો
હાથ કપઇ કાંએ નહી ગાયો કે આજે
આવી પરેશાન હાલતમાં હું આવી પડતે

નહી (જરા થોભી)." અરે હું કેવો ગુરખ કે બીલા પગુંગમાં બીજી વાર તેનેથી ઠગાઇ લગ ભગ મારો જાન પણ ખોહી દેવાની ધાસ્તીમાં આવી પડયો હતો. તેનાં કાલાવાલા અને રડવાથી મારૂં દીલ મોમની માફક પીગલી ગયું અને ફરી એક વાર તેને મારી મોહોરદાર તરીકે પાછી રાખવાને હું તઇયાર થયો પણ અફશોસ! તે નખરાં બાજનાં ફરેબને હું સંગજી શકીયો નહીં. તે દગાબાજે મને બીનકદરે ઉંધે મસ્તક કુવામાં ફેંકી દીધો [રડેછે] હા! તે વખતે ખોદા શિવાય મારો કોઇ બીજો મદદગાર હતો નહીં. તેજ કરીમે કારસાજની કુદરતથી બીચારો ગુરગીન ત્યાં આવી લાગ્યો અને મને મોટી મેહેનતે. બહાર કાઢી તે બીચારો પોતાનાં મકાનગા લઇ ગયો અને ત્યાં મારી ઘણી માવજત કરી [જરા થોભી] બીચારા બોલા મરદો પોતાની માશુકોની વફાદારી ઉપર વીશ્વાસ રાખી તેમને પોતાના જાનથી વધારે ગણેછે અને તેઓ ઉપર તેઓ હદથી બહાર ફીદા થઇ રહેછે. તેઓ કઇજ નહી પણ ફક્ત પઇસાને પુજનારા પુતલાં છે. તેઓ પૈસાનેજ પીયારો ગણે છે જયાં શુધી આપણી પાસ પઇસા હોય છે ત્યાં શુધી તેઓ આપણી દરેક રીતે ગુલાંમગીરી કરવાને ખુશી હોય છે પણં પઇસા ગયા બાદ તેઓ આપણા દરેક હોકમની સાંમે થાયછે. અને જો લાગફાવે તો કોઇ બીજાની આસનાંઈ પણ કબુલ કરેછે. માટે ઓ બાલેશ દીલનાં મરદો મુજનાં આ હાલ ઉપરથી તમો ધડો લેજો ને ઓરત જાતના બહારના દેખાવ તથા તેમની મીઠી બોલી ઉપરથી કદીબી તમો તેઓની ફરેબી જાલમાં ફસતા ના, અથવાતો તેઓ ઉપર કદીઓ પણ ઇંતબાર રાખતા ના, [જરા ઠોબી] અરે ખુદા એવો તે મેં તારો શો ગુનાહ કીધો કે તું મને આવો હેરાન અને પરેશાન કરેછે! નશીબ! નશીબ! જો તું મુજથી રૂઠયુંજ છે તો તદનજ રૂઠ અને આવી કંગાળ હીનપસ્તી ભરેલી મુજની હાલતનો તદનજ અંત લાવ [મોંઠે હાથ દઇ ગમ કરેછે] પણ નહી જયાંસુધી એ બેવફા ચુડેલ ઉપર હું મારૂં વેર લઉં નહીં ત્યાંસુધી એથી પણ કંગાલ હાલતમાં ફરવાનું હું પસંદ કરીશ. [ગુસ્સાથી] મારી રગોમાંનું રાતુ લોહી ઉછલી આવી પેલી બદકાર દાકણને તેના નવા યારની ગોદમાંથી ખેંચી કાઢી તેનાં જીગરનાં ટુકડે ટુકડા કરી નાંખવાને મને કયારનું ઉસ્કેરઇ આવ્યુંછે. હા! હવે હું એને વધારે દહાડા મોજ મજાહમાં રેહેવા દેનાર નથી.

[ગુસ્સામાં આવી. ખંજર હાથમાં લઇ જેવો બહાર ધસવા જાયછે તેવોજ ગુરગીન દાખલ થાયછે.]

ગુરગીન—કેમ રૂસ્તમ! આજે તમે કંઇ જુપડીની બહાર બેઠાછો? વખતે કોઇ ઓલખી કાઢશે તો આપણી બધી ગોઠવણ ધુલ મલી જશે.

રૂસ્તમ—[ગમગીન ચેહેરે] અરે આવી એક કંગાળ જુપડીમાં ભરાઇ રેહેવું અને ને તેની વલી-બેતકશીરે બંદીખાનું સેવવું એ કેમ ગમે! અગરજો કોઇ મને ઓલખશે તો ઓર મને ફાયદોજ છે.

ગુ—[વારે રૂસ્તમ! બસ થયું કે? આપણી કબુલાત શું પુરી થઇકે? મારી મેહેનતનો બદલો મને મલી ચુકો કે? હજી તો હું પેમી તરફથી ઠોડાં ઘણા પઇસા ઓકાવવાની વેતરણ કરૂં છું તેટલાં તમે એ શું ધાન વાલોછો.

રૂ—નહી, ભાઇ નહીં. ગુસ્સામાં મા

રેથી એવુ બોલાયું માટે મને માફ કર' હું તારો ઘણો હેશાનમંદ છું. તારૂં સારૂં થયલું જોવાને હું મારાં અંતકરણથી ખુશી છું પણ દોસ્ત ગુરગીન મને કેહ કે તું ત્યાં જઈને કેવી તરાંથી વાત કરશે ?

ગુ—વાત કરશે ! અરે ભલાં માણસ હું ત્યાં જઇ આપો અને સઘલું નક્કી પણ કરી આપો, અહીં કંઈ પુછવું પડે કે ?

રૂ—શું તે દગાબાજે પોતાનું કરતુક તારી આગલ કબુલ કરયું ?

ગુ—નહી કરે ? ગુરગીન બચો કંઇ જેવો તેવો છે. આપણે બધી વાતે ફન અને ફરેબમાં પુરા તે શું આવી એક ઓરતને જેર નહી કરી શકીએ.

રૂ—અરે ભલા દોસ્ત, એ કાંઇ ઓરત નથી, એ તો દોજખની ડાકણ આવું સરસ રૂપ લઇને બીચારા ભોલા મરદને ખરાબ કરવાને આ દુનીઆમાં ઉતરી આવી છે.

ગુ—ડાકણ હોય કે ચુડ હોય પણ બંદા આગલ તેનું કાંઇ ચાલવાનું છે.

રૂ—(બાજુએ) રખેને એ બીચારો તે પાપીની જાલમાં ફસાઈ જાય. (મોટેથી) પણ ગુરગીન, મારી આગલ જરા સરવે ખોલાસાથી વાત તો કર કે તાંહાં તેં શું શું વાત કીધી.

ગુ—જો તારી ખાહેસજ છે તો સાંભલ. પેહલાં તો બાઇ સાહેબ તમારાં ખુન માટે તદનજ સસાકા તીન પાંચ કરી ગયાં. આપણને દમ કરવામા પણ કાંઇ બાકાત રાખી નહી પણ આપણે કાંઇ ગભરાયા નહી અને થંડે કલેજે તમામ સાંભલી આ કરયું. જયારે અંતે જોયું કે આપણેની સુકી દઇસું નહી તો આપણું કાંઇ વલશે નહી તેથી આપણે પણ બીજાજ બોહી સઘલું જાહેર કરી નાખવા કહી બપકામાં ચાલવા માંડયું એટલે તેવણ ગભરાઇને શેહપર આવીઆં.

રૂ—વારૂં પછી શું ?

ગુ—પછી શું વલી, મારી જે મતલબ હતી તેમાં હાલ હું અરધો તો પાર પડી ચુકો છું. જોઇએ વલી આજે કાંજે તેવણ આપણાં ઘરમાં તસદી લેવાનાં છે.

રૂ—તારે ઘર આવવાનું કાંઇ કારણ ?

ગુ—કારણ ? મારી મતલબ શી હતી ? કોઠલી કહડાવવાની મતલબથી તો આટલી મેહનત કરૂં છું' આપણને બીજું શું જોઇએ. કોઠલી, કોઠલી, અને કોઠલી.

રૂ—કોઠલી શેની ?

ગુ—તમોબી કેહા બોદાના વલી છો અને તેથીજ આવીના હાથઉપર ઠગાઇ આફજે પુગા છો. ભલા માણુસ કોઠલી ને શેની હોય વલી પઇસાની ! આપણે એક તો હાથીદાંતના વેપારી પડયા, બીજું ના મોહોંડે પાયું તારે વલી આપણને પઇસાની કાંઈ ઠોડી અગત હોય ! હજી સમજ્યા કે આઇન-કાફ-લામના બાબા.

રૂ—ઠીક ઠીક ગુરગીન, તને ગમે એવાં ઉપાયથી તારી મતલબ તું કાહાડ. જોઇએ તો તે ચંડાલનો જાન પણ લેવાને અટકતો ના કે જેથી આ મારા હાથ તેણીનાં પાપી લાહીથી ખરડાયે નહી.

ગુ—નહી રે બા આપણું એ કામ નહી. આપણી તો ગરજ સરી કે પછી નમ છો અને તે છે. જોઇએ તેમ કોડી લજો. બીરાદરે રૂસ્તમ, તમને પણ તેમાંથી કાંઇક ભાગ આપીશ કે તારા કરજ વખતમાં તને કામ લાગે.

રૂ—છટ! છટ! મને એ પાપીની એક પાઇ પણ લેવી હરામ છે. એવા દગલબાજીથી મેલવેલા પઇસાથી ભપકામાં ફરવું અને મોજ મજાહ કરવી તેના કરતાં આ ફકીરી લેબાસ અને સુકો રોટી મને વધારે પસંદ આવે છે. જા બીરાધર બેલાશક; તારાં કામમાં તને ફતેહ થજો. તારાં ભલું થાય તે માટે હજીપણ હું વધારે દહાડા દુઆ કરીશ. તેની કંઈ ફીકર નાં કર, પણ મારી આ છેલી શીખામણ ખુબ યાદ રાખ જેકે આ બદકારથી ખુબ હુશીઆર રેહેવું એની મીઠી મીઠી વાતો પર ભોળાવું નહી. જે દાકણ પોતાનાં ખાવીંદને દગો દઇ તેનો જાન વઈક લેવાને ચુકી નહીં, તે તને શું છોડશે.

ગુ — અરે એહા એહા કરો, તમો જુઓ તો ખરા કે હું મારી બાજી કેવી તરેહ રમુંછું.

(જાયછે.)

રૂ—(એખલો) હા: ખુદા તારો નગેહબાન થજો! મને એ વાતમાં મોટો ભેદ લાગે છે. તે એને પઇસા આપવા એને ઘેર વેર ચાલી ચલાવીને જાય એ મને ઘણું અજબ લાગેછે કેમેને ગોચારો પઇસા લેવા જતાં પોતાનો જાન ખોહી બેસે. એ નાપેકારનાં હાથથી એ ફાવી જાય એ તદન નહીં બનવા જોગ છે. ખેર મે તો એને ચેતાવીને હુશીયારીથી ચાલવા કહયુંછે. પછી તો એનું કીસમત [જરા થોભી] હા! કીસમત! કીસમત!! દુનીઆનું ચક્કર કેવું ફરાંમતી છે. ઘડીમાં ફકીરને શાહ બનાવેછે અને શાહને ખાકમાં સોતાવેછે. [જરા થોભી] અરે મારૂં કીસમત જ્યારે સીધું હતું ત્યારે હું પઇસે તકે સુખી હતો મોજ મજાહ ભોગવતો હતો અને મારાં મનથી હું એમ સમજતો હતો કે મારા જેવો કોઇજ સુખી હોશે. પણ જ્યારે દુનીઆનું કીસમત મારેથી આડું થયું ત્યારેજ આવી બેવફા ઓરત મને હાથ લાગી જેને મારી દોલત પાએમાલ કરી; મારી ઉપર સીતમ ગુજારી; મારી આવી ભીખારી હાલત કરી ટુકડા નાનને માટે મને મોતાજ કરી નાખ્યોછે. [જરા ઠેરીને] હા! ભુખથી મારૂં મગજ ફરેછે મારી આંખે અંધારા આવેછે. અરે કો—

[એક દમ બેશુધ થઇ ગુડી પડેછે.

(પરડો પડેછે.)

[અંક ત્રીજો તમામ]

## અંક ૪ થો

પ્રવેશ — પેહેલો

ગુરગીનનાં મકાનનો બહારનો દેખાવ દીલબર અંદેશામાં બેઠેલી દેખાયછે.

દીલબર — [એખલી] ક્યારની હું એની વાત જોઉંછું ને એનુનો કંઇ ઠેકાણું મલે નહીં. કોણ જાણે વલી પાછો ફેરી પડયો હોય તો. મારાંખા શું ભોગ લાગાં કે એવો ખાવીંદ શોધી કાઢયો. અરે! હું કેવી બેવકુફ કે જાણી જોઇને ખાડામાં પડી! અફસોસ! જે જંજાલીયતની જુસરીમાંથી નીકલી બાકીનાં દહાડા સુખચેનમાં ગુજારવાની ઉમેદ રાખી હતી તેજ જુસરી પાછી મારે ગલે ઓલનવાનો વખત આવ્યો. મારી ખરી મેહેનતે એકઠી કીધેલી મારી ગાંડી ઘણી પુંજી હતી તેમી એ કંગાલે શું શું કફન ફરેબથી કાઢી લઈ ઉડાવી દીધી એટલુંજ નહીં પણ મારી કેટલીક બાપુની જણસો પણ વેચી એનું પુરૂં કીધું. હવેતો મારી પ

## પ્રવેશ બીજો.

શુરગીનનાં મકાનનો પાછલો દરવાજો—ગુલનાર ગાતી ગાતી દાખલ થાયછે

કલયાણ—ગજલ.

"અજબ સનમકી"—એ રાહ.

ગુલનાર—(ગાયછે.)

જારથી શુરગીને મુજને જોઈ—આશા મુજની તારથી પુરી થઈ.
ઉપાયો સંધા કરી હું મુઝી—હવે ન ચાલતી તદબીર કઈ—જારથી.
શુરગીનને લાલચ આપી સમજાવું—કઈપી કરી તેને મનાંઉ
મારા ફરેબમાં તેને ફસાંઉ—આવી છું તે માટેજ હું અંહી—જારથી.
ગોરેજને ઉદ્ધ ચતું સમજાવી—બેજનને કાઢશે અંતે ફસાવી,
કઈ કઈ બીજી તદબીર લગાવી—મુરાદો મુજની બર લાગે શકી.—જારથી.

અફસોસ! મારા નસીબમાં એવું બી લખ્યું હશે. કે આવા એક છાકટ જુગારીને ઘેર આવી આવી તેના કાલાવાલા કરવા અને સાંભી પયસા આપી તેની ખુશામત કરવી, અને દરેક પલે તેનાંથી ફસી પડવાની ધાસ્તી રાખવી! ખેર જેવી ખોદાની મરજી [વીચાર કરી] હાલ તો મારી આશપાસ મારા દુશ્મનોની જે જાલ ફરી વલીછે તેમાંથી તો મોકલી થાઉં પછી હું એનબી ફેંસલો લાં હશ. નહી ધારેલી હીકમતે મારા દુશમન બેજનને તો રેતુ એક બાપીકુ જેવું ઘર તજાવયુંછે. મને કાઢવા આગમચ પોતેજ બેઆબરૂ થઈ નીકલી ગયેલોછે. હવે મારા જીવને થોડો ઘણો દીલાશો મલીઓછે. [આશપાસ જોઈ] પણ રખેને મને કોઇ પીછાંને ને વરી મારી બધી મેહેનત બરબાદ જાય. [અંદર દોકુ કરી] શુરગીન અંદર હોયતો [એવામાં દીલઆરા દાખલ થાયછે.]

દી—આવો બાઈ, કંઈ તમારે આજે અહીંવેર ચાલીને આવવું પડ્યું?

ગુ—ચુપ આસ્તે બોલ મને તારા શુરગીન શેથકઈ કામછે.

દી—હા તે કઈ બોલતો હતો ખરો.

ગુ—[ઘભરઈ જઈને] તે શું બોલતો હતો વારૂ! તે કઈ મારે વાસ્તે બોલતો હતો?

દી—નહીરે બાઈ તમો એટલા બધાં ઘભરાઓછો શાનાં! તે કંઈ મારી આગળ બાજુ બોલીયોજ નથી.

ગુ—તું ખરૂ કહેછે કે જો કઇ છુપાવતીની.

દી—નહી રે મારાં મેરબાંન તમારી આટલી બધી મેરબાની છતાં શું હું તમારી આગલ જુઠ બોલું.

ગુ—વારૂ હમનાં શુરગીન કયાંછે?

દી—આજે તમારા બેજને હમારે તાંહાં એક રાત ઉતારો કીધોછે તેની સાથે શુરગીન અંદર વાતે બેઠોછે હું બોલાવી લાઉ

(જવા કરેછે તેને અટકાયેછે.)

ગુ—(ચોંકીને મનમાં) શું બેજન અહી આવયો છે! હવે તો પુરી કમબખ્તી (મોટેથી) સબર. તે કેટલા વાર થયો અહી આવયોછે.

પોતે માણુ હત્યા કીધી.

૭—દારૂની ખોળર્શીલા— સન ૧૮૮૪ ૮૫ના સાલમાં આગલા વરસો કરતાં આ દેસમાં દારૂની આયાત ઠીક વધી ગઈ, એ ઉપરથી જણાયછેકે શરાબની દોસતી લોકો દાવસે દીવસ વધારે ચોકસ કરતાં જાય છે.

૮—તા ૧૪મી જાનેવારી ૧૮૮૮ ને દને જરમનીના શેહેનશાહે પોતે બરલીનખાતે પોરલા મંત ભરીહતો તેમાં યુરોપમધે સુલેહ જળવાયલી રેહેશે એવી પોતાની ખાતરી દેખાડી હતી.

૯—મેજીસતરેત — બાઈ તમારી ઉમર કેટલાં વરશની છે? (પ.ધરો જવાબ મલ્યો નહી) તમારા, ધણીને હાલ કેટલાં વરશ.

શુમારે ૬૦.

ઠીક, અને તમારા વડા દીકરાને?

૨૭ વરશ.

તેથી ઉતરતાને?

૨૧ વરશ.

વારૂ, તમોને!

આસરે ૩૦) વરસ.

શુ બરાબર ૩૦ વરસ!

એકુણે ઓછાં કે વધતાં પણ શુમાર એજ

૧૦—એક વેળા એક પંડીત સાહેબ મેદાનમાં ફરતા હતા એવામાં તેમને એક નબળી મનશક્તિનો પુરૂષ મલ્યો. તેને જોઈ પંડીત સાહેબે તકોરમાં પુછ્યુ "વારૂ ભાઈ, તમે તો જાણતા હશો કે બેજાંવગરના શખ્સો કેટલુ શુધી જીવી શકતા હશે" "તેતો કંઇ મને બરાબર ખબર નથી. પણ તમારા પોતાનાજ ઉપરથી કાંય નહી સમજી લો ત્યાં તમારી ઉમર હમણાં કેટલા વરસની છે તે ઉપરથી જણાશે."

## માશુકની જુદાઇ

"નામ જાનેકા ન લો યાર મેં મર જાઉંગી."—એ રાહ.

બે દરકાર ધરની કરી કાં અખતીઆરી કેહ દીલબર
શા સણખશે સમજી તું એકાંતીમાં ખુબ લેઝત—બે દરકાર

મારો ચસ્મ દેખે જુરે, બાલી બલે ખુંદ અએ ગુલ
ના ભુલ તુજની ના ચુક મુજની કીસમતનુછે ભુરૂ મુલ—બે દરકાર

વખ્ત ગયો ચાલી મુબારક, મેલી મીલાપની ફુલ છાંયા
સંગીત મીલાપ મધુર વિવાદ ના રહી ફુલ ખરી માયા—બે દરકાર

આ માછીમાર ટાપુના અંધારા દરીઆઈ મોજા
કેહે કહેને મારે દંખ આપી ઈઆદ નીરદોશ મજાહ—બે દરકાર

તું શેમયપર હું પરવાનું, કુરબાન કુરબાન નહી જાણું બસ
નહી ગરજ કર અરજ જાણું અવેજ તુંજ મોહોબત—બે દરકાર

# પખવાડીયાંની મજાહ.

પુસ્તક ૧ લું ] [ અંક ૧૮ મો.



## મધુરવચન

ઉપલાં બોલની અંદર મીઠાસનો અંશ સમાયલો છે એતો સરવે કોઈ જાણે છે; પણ તેમાં સમાયલાં લખાણનો મીઠાસ શાખેથી આશા કરતાં અધિક પ્રમાણમાં જણાયછે. મધુર વચન જમાનાનો દોર ખમેલી ઠોકરાયલો જુની કલમથી કેટલીક તરફની મદદ સાથે લખાયછે. "તેના પીલા"નું નાંગ આપણને કાંઇ નવું સવું નથી. મી૦ સોરાબજી કાવશજી ખંભાતા વિઘા વરતુલમા કોઇને અજાણ્યા નથી. સરવે જુના વિધારથીઓ તેમને 'કેકેહેમ'ના નામથી ઓલખેછે. મી૦ ખંભાતા હાલમાં આપણાં શેહેરની એક પુરી ઘરડી અને અંગરેજી શિખવવાની ઉંચી કીસમની તાલીમ માટે મશહુર થયેલી પોમાયતરી સ્કુલમાં કેટલુંક થયું એક ઉપશિક્ષક છે. એમનાં મધુર વચને એક બે આંગલી ઉપર ગણાતાં માસીકોમાં અછો ઉમેરો કરયો છે. માસીકો વધે છે, લખનારાઓ કલમ અજમાવાના શોખ ખાતર બાહેર પડે છે પણ તેમનાં સોદાનાં ખરીદનારોને ગજવાંજ હોતાં નથી તથા તેઓ રાખે છે. પ્રાનવરધક જેવું રસતમ બ રાશીની પુરાણી કલમથી લખાતું નવિન માસીક જેને અમો તેના ઉંચા વિદ્વાનાના ધ્યાન માટે માસીકોમાં પેહેલો દરજ્જો આપીએ છીએ તોપણ પોતાની મધ્યની શ્રેષ્ઠ છતાં સારૂં ફલ નકા રૂપે પ્રાપ્ત કરી શકતું નથી. એવા વખતમાં મધુર વચન શું હાંસલની નેમ રાખી જન્મ પામ્યું હશે! તે મધેના વિષય ઘણું કરીને ઘર કુટુંબને અવકાશનો વખત ગુજારવાને બરના છે. તેની સુંદર છપાઈ, સારો કાગદ, ઘરસંસારી તાહુકા, ઉપયોગી તુમકા, કવિતા, વગેરે ધ્યાનમાં લેતાં મધુર વચન ખરેજ દરેક ઘરમાં રાખવા લાયક છે.

——(૦)——

## જીંદગી જાગવવાનાં સાધન

### પ્રકરણ ૧૧ મું

### કસરત

આપણા શરીરની રચના પરમેસરે એવી કરેલી છે કે તેને કસરતની અતીશય અગત્ય છે. કસરત પોતાના અજમાવનારને ઘણી રવેશે શક્તિ મેળવી આપવામાં ઘવારી આપે છે. તે આપણા શરીરને માટે અમુલ્ય

છે એટલુંજ નહી પણ તમામ આપણાં કુદરતી સાંચાને ફાયદો કરી આપવાની તાકાત ધરાવે છે. તે આપણા લોહીને જીવન શકિતને મજબુતી આપેછે, મન શકિત ઉપર ચહેલા કાતને કાઢી નાખી તેને બાલિગી તેજ આપી ચપલ કરી મુકે છે, આપણા દરેક સ્નાયુને દ્દઢ કરેછે. આ સઘલા અસરનુ પરિણામ કેવુ થાયછે તેપછી જુવો. કસરત જેવી બાબદ ઉપર ગફલતીની નજરે જોયાથી આપણા શરીરનો પાયો આપણે અતિશય લુસો કરી નાખીએ છીએ. બાગ હાથ ઉપર હરદમ આપણા શરીરને કાંઈ પણ રવેશની કસરત આપ્યાથી આ તો આપણા આયુશ્યના રક્ષણમાટે એક એવુ ઘર બાંધ્યે છીએ કેજેના આશરા હેઠલ આપણી જીંદગીને વગર રોગનો સાંધો રનતો વધવાને માટે મલે છે વૃધાવસ્થા વાળા પુરૂષોએ હરદમ સહવાર સાહાંજ આછામાં ઓછું ચાર પાંચ માઇલ ઝડપથી ચાલી આગને ફરવુ એજ તમને પુરતુ છે.

---

## ચા.

આપણે આગલ ચા વિશે એક વેળા બોલ્યા છીએ, અને આ વખત ફરીથી એ સઘુન કેહેવાની તક લઇએ છીએ.

હાલમાં આપણા દેશમાતે ચાની ઉત્પતી સાથ તેનો ખપ પણ વધ્યો છે, ધરેધર તે હાલમાં વપરાય છે. તેના ખરીદદારોની સંખ્યા અતી મોટી થઇ પડી છે, તેઓ ચા ખરીદ કરી કેમ પીવી તેજ માત્ર સમજે છે; પણ તે વિશે બીજું કાંઇ જ્ઞાન મુદલ ધરાવતા જણાતા નથી. ચા એક જાતનું ઝેર છે એવી સમજ ધરાવનારા જવલેજ મલી આવશે.

આપણા આ નાનકડા તાપુ ઉપર વસ્તા સરવે નાના, મોટા ચાના શોકીન જણાય છે. વળી જગે જગ ચાના દુકાણો મંદાય છે. પારસી, મુસલમીન, ખ્રીસ્તીઓ વગેરે માત કાવાખાનાંની સંખ્યા વધી પડીછે, પણ વધાં તેમાં હિંદુઓ માટે નવાં ઉઘડી વધારો થયો છે જયાં બે દોહોડવાંમાં એક કપ દુધની મીઠી ચા મલેછે. એવાં દુકાણો ચલાવનારાઓને આખા [૨૪] કલાકમાં જરાએ નવરાશ મલતી નથી, જો તમો રાતના [૨] કલાકે જઇ ચા કે કાફી માગશો તો તતકાર મલશે માત્ર કેહેવાનીજ એની ખુબી એવાં કાવખાનાને બદલે જો દુધનાં માકો શેહેરના દરેક ભાગ ઉપર ઉધાડવામાં આવે તો અલબતા લોકોની તનદરોસતીમાં બગાડો થતો અટકે. દરરોજ ભોજન સાથ ચાને બદલે દુધનો પ્યાલો લીધો હોયતો તથી તનદરોસતી બચે છે, એટલુંજ નહી પણ જઆ કે મરદ માઠાંનાં દુખારાથી પીડાતા હોય તથા જેઓનો સ્વભાવ જરા જરામાં ચીડાઊ બનતો હોય તેમના હાથમાં તે ઘણોજ ફાયદો કરી આપેછે.

બાકી સઘલી કોમો કરતાં પારસીઓ ચાના વધારે શોખીન સંભલાયછે. પાછલી રાતનાં ચા, નાસતાસાથ ચા, બપોરમા ત્રણ વાગે ચા, અને કદાચ નાટકમા કે નાચમા રાતના [૧૨] વાગે ચા કે કાફી. તોબાહ ! જેહેરના અજાયબ વ્યસની ! એમના ચેહરા જોશો તો તદન ફીકા ! કેવા માઠાં પરિણામ !

મજબુત બાંધાના જોરાવર અને ખુશમીજાજી નિવડવુ હોયતો ચા મુલ લેવી નહી; કારણ ઘણી ચા પીવાથી માણસ કમજોર અને અસંતોષી બનેછે ઇન્સાને કે તેઓ નબલા તેમજ પોતાની સ્થિતી ઉપર બેસબર બનેછે. તેઓ સગાં વ્હાલા તેમજ આડ પાડોસી સાથ શંપીને રેહે એવા હોતાં નથી વલી અતિશય ચા પીવાથી આપણાં ભેજાની નો બગાડ થાયછે અને તે એની ઉકલ

ણે સંભાળ રાખવી.

—(o)—

## ખરી મોટાઇ

અમેરીકન લડાઇ વખતે લશ્કરની એક નાની ટુકડીનો એક કપતાન પોતાનાં માણસોને લાકડાંનો એક ગંજાવર બીમ ઉચકવાને હુકમ આપતો હતો; તે બીમ એટલો ભારી હતો કે તેમનાથી ઉચકાઇ શકાતો નહતો. કપતાન પોતે માત્ર "ઉચકો ઉઠાવો" એમ બોલ્યો ઉભો રહી બોલ્યા કરતો હતો.

એક અમલદાર જે પોતાનાં પોશાકમાં ન હતો તે ત્યાંથી જતો હતો તેણે પેલા કપતાનને સવાલ કીધો કે તે પોતે કાં નહી જરા હાથ લગાડતો. આ સવાલ સાંભળી કપતાને મોટા તોરમાં પોતાની પીઠ ફેરવી અને કહ્યું 'સાહેબ, હું તો કારપોરલ છું."

'તમે કારપોરલછો અહ !" અમલદાર બોલ્યો આપણને તો બા એ વાતની કાંઇ ખબર ન હતી. જેઆદખી જા દરગુજર ચાહું છું."

એટલું કહીને બાંહે ચડાવી, પેલો બીમ ઉપાડવા મદદ લાગ્યો અને જ્યાં સુધી બીમ ઉંચકાઇ રહયો ત્યાં સુધી કામમ રોકાતો. એ કામ કરતાં તેના ગાલાં ઉપરથી પરસેવાનાં ટીપાં ટપકાતાં હતાં જ્યારે તે બીમ ઉંચકાઈ રહયો ત્યારે પેલા કપતાન જેવા નાના હોદેદાર તરફ ફરીને કહયો—"કારપોરલ સાહેબ આવું કામ જ્યારે કાંઈ બાકી હોય ત્યારે તમારા વડા સરદારને રૂકું મોકલજો એટલે હું બીજી વખત મને મદદ કરવા આવીશ !"

કારપોરલ આ સાંભળી દંગ થઇ ઉભો; કારણ તે અમલદાર તો વડો સરદાર-વાશીંગતન પોતે હતો !

—❀—

## એક આજાયબ લડાઇ.

દક્ષિણ આફ્રીકાના એક મુસાફરે પોતાની વાતઉપરે એક આજાયબજેવી લડાઈ જોઈ હતી. એક સહવારમાં તે જમીન તરફ નજર કરી વીચાર મંદ ઉભો હતો જ્યારે તેણે એક કાંમલીઆને અતિ ઝડપથી જતાં દીઠો. તેની પુઠે કીડીઓનું એક મોટું લશકર લાગેલું હતું. તે કીડીઓ પેલા કાંમલીઆ કરતાં અધિક ઝડપથી ચાલતી હતી તેથી તેઓ તેને પકડી પાડતી અને એકુ બેતો તેની પીઠઉપર ચહડી બેતી અને તેને ચટકો મારતી. એ વખતે કાંમલીઆ અટકતો, પોતાની પીઠ ફેરવતો, અને પોતાને હેરાન કરનારને ચટકો દઇ મારી નાખતો. એરવેશ દસબાર કીડીઓને મારી નાખ્યા પછી તે કાંમલીઓ થાકી ગયલો જણાયો. કીડીઓએ તેનીઉપર સામટો હુમલો કરયો જ્યારે તે એક ગાસનાં તનખા ઉપર પુંછડી ઉંચે અને માથું નીચે રાખી ચડી ગયો. કીડીઓ પણ તેની પુઠે ચઢી. જેવી એક તેની નજદીક આવતી કે તેને તરત તે કાંમલીઓ પોતાનાં મોહોડાંમાં પકડી જમીન ઉપર નીચે પટકી નાખતો. કીડીઓએ જ્યારે દીઠું કે તે કાંમલીઓ એવાં મઠક ઉપર કીલેબંદી કરી બેઠો હતો કે જ્યાંથી તેને હેઠળ લાવવો તેમને માટે મુશકેલ કામ હતું ત્યારે તેઓએ હીકમત ચલાવવા માંડી. કેટલીક વાર ભારે મેહેનત કરી તેઓએ તે ગાસનાં તનખાંને પડમાંથી ઉખેડી નાંખ્યું અને પછી હજારો કીડીઓ નીચે પડેલાં કાંમલીઆ ઉપર ઉતરી પડી. તે બીચારો તરત મારયો ગયો અને જય મેલવનાર કીડીઓ ફતેહનાં ડોળ સાથે પોતાના પડેલા શતરૂના મડદાંને મેદાન ઉપર રહેવા દઇ ચાલી ગઇ.

—0:0—

# ગુંજાએ દીબાવંક્ષ

## અંક ચોઠો.

## પ્રવેશ ત્રીજો.

ગુરગીનનું મકાન—એક ઓરડો—બેજન અને ગુરગીન શરાબની જામ હાથમાં લઇને બેઠેલા જણાયછે. ટેબલપર શરાબના સીસો મુકેલોછે. એક બાજુ ફાનસમાં મીણબતી બળતી દેખાયછે.

બેજન—દોસ્ત ગુરગીનજી મને આજની રાત તારાં મકાનમાં ઉતારો આપી મારી પર મોટો ઉપકાર કર્યોછે.

ગુરગીન—નહી રે શાહેબ એ મકાન ગારજ છે તમારા જેવા સુરંમાઓ મારા ગરીબ મકાનમાં ઉતારો લઇ મને સરફરાજ કીધોછે માટે હું તમારો તંદદરતી ચાહુછું. લ્યો શાહેબ [પીઉ પીએછે.]

બે—[મનમાં] એને કબજી કરીને વધ રે ખોટે જઇએ. [મોટેથી] વાહ ! વાહ ! ! શરાબતો ઘણોજ ફરમાસુ લાગેછે.

ગુ—ફરમાસુ નહીં તો કંઇ તમારે શારૂ જેવો તેવો લાવું કે. [મનમાં] આપણને તો એની શાથે રાત દાહાડો કામ કેની તેથી.

બે—તમને તો એની પરખ ઘણી સારી હોશે કારણ કે તમારો તો એ સદાનો સાથીછે.

ગુ—[હસીને] વારે વા શાહેબ તમો તો ઠેકા મારમાં લપેટીને લગાવોછો.

બે—નહી ગુરગીન એતો જરા હંસવા સારૂ હું બોલ્યો. લે ગુરગીન તારા હાથે ઘોરો નામ [બંધે પામ્યોછે] (મનમાં) હવે કંઇ વાત છેરવી જોઇએ કારણ કે એની આંખોમાં નીંદ આવેલી લાગેછે [મોટેથી] તમારી દીનબર સાથે તમારા નેકા પવાને વરસ થઇ ગયું હશે નહી વારૂ ?

ગુ—લગભગ વરસ થયું.

બે—હું ધારૂછું કે દીલબર તમારી સાથે ઠીક ચાલતી હોશે.

ગુ—અરે બોલોનાં સાહેબ, ચાલેછે તો ઠીક પણ કોઇ કોઇવાર જ્યારે એનો મીજાજ જાયછે ત્યારે આસપાસ કંઇ જોતી નથી ને ખાસરાં સાપજ વાત કરેછે.

બે—પણ એ પ્રમાણે મીજાજ બોલાવાનું તમો તેણીને કંઇ કારણ આપતા હશો.

ગુ—અરે કારણ શાંનુ ભાઇ, પંચાની બેદી પઇશાની સહવારથી તેસાંજ શુધી પઇઆં પઇશા ને પઇઆજ જોઇએ ને લાંફ કાથી હમણાં રોજગાર જરા શુસ્ત છે તેથી માનામારે ચાલેછે શું કરીયે વળી કેહેક છકાં પડીજય એટલે પછી ગુરગીનનો રંગ જોઇ લેવો.

બે—[શરાબની બે જામ ભરેછે] ખંધુ તો રહપુ. લે એો આનો વાસ ઊડી જાયછે. [ગુરગીન બધો પી જાયછે પણ બેજન તે નહી જોય તેમ પાછલ ફેંકી નાંખેછે ]

ગુ— [પેત પગવાગીને]આહાં ! શરાબમાં બી કેવી લેહેજતછે. લોકો કહેછે કે તે દીવાનાને મરદ બનાવેછે, ગમગીનોને નાબુદ કરેછે તે બેશક ખરૂજછે. દોસ્ત બેજન, મારેથી જો બેઅદબી થાય તે મને માફ કરજે પણ આજે મને સરાબ પાઇ મારો જીવ એટલો બધો તો ખુશી કરી નાંખ્યો છે કે મરતાં લગી હું તારૂં હેસાન ભુલીશ નહી.

બે—તું શું કામનો દોસ્ત ! મેં તારી આગલ આટલી નજીવી આહેસાન જાહેર કીધી તેટલી તારેથી બર લાવી શકાઇ નહી ત્યારે તું બીજું તે શું કરવે.

ગુ—તમારી એવી આહેસાનછે કે જે મરેથી કદી પણ પુરી પડે નહી; કારણ—[બોલતાં જાયછે પણ અચકી જાયછે).

બે—[મનમાં] જ્યાંછે ત્યાં એ બધી વાત

## અંક ૫ મો.

### પ્રવેશ ૧ લો.

ગોદરેજના મોહેલ તરફ જવાનો રસ્તો—સામે દરવાજો દેખાયછે—દીલબર દાખલ થાયછે.

દીલ—(એકલી) માહરા ખાવીંદ અને ગુલનારમાં કંઇ મને મોટો ભેદ લાગેછે. (વીચાર કરી) તે દહાડે ગુરગીન બોલ્યો હતો કે 'હું જયારે માંગુ ત્યારે ગુલનાર મને જેટલા જોઇએ તેટલા પૈસા કાઢી આપે.'' અને ગુલનાર આજે ગુરગીન સાથ વાત કરવાને છેક મારે ઘેર વેર આવી અને તેવા વલી કોઇ નહી જાણે તેમ. જયાં છે ત્યાં એ મારા ગુરગીનના કબજમાં આવી ગઇ છે નહી તો એ એની આગલ શું આવે! ચાલો જે હશે તે ખરૂં. એમાં મારૂં શું જવાનું છે મને તો એ ઠરેલ દીસે છે હવે હું અંદર જાઊં અને પેલા બુઢાને જગાડું કારણકે જેમ એક બીલાડી ઉંદરની વાટ જોતી બેસે છે તેમ તે બીચારો દોરા તાણતો બેઠો હશે.

(અંદર દાખલ થવા જાયછે તેવામાં સામેથી શીરીન ઘભરાતમાં દાખલ થાયછે.)

શીરીન—કોણ? દીલબર કે?

દીલબર—હા શીરીન, પણ તું હાંફે છે શાંની, શું થયું?

શીરીન—(દલગીર ચેહેરે) અરે મારા શેઠ ગોદરેજની તબીએતમાં કંઇ એકાએક બગાડો થઇ આવ્યો છે અને તેનાથી બીલકુલ બોલાતું કે ઉઠાતું નથી અને તદન બેશુધ હાલતમાં પડેલો છે. અરે ગુલનાર કયાં છે! બેજન પણ કેહો મલે નહી.

દીલબર—ગુલનારની વાત તો કોણ જાણે પણ બેજન તો મારે ત્યાં છે.

શીરીન—અરે ત્યારે તો તું ત્યાં દોડ ને તેના કાકાની મુલાકાત લેવાને તેને બોલાવી લાવ કારણકે હું ધારૂં છું કે જે વખત જાય છે તેમાં તે પોતાનો જાન તે કીરતારને હવાલે કરશે (રડેછે) દીલબર! દીલબર! હવે મારૂં શું થશે! મારી માદરનો ગમ તો મને ખાસ કુલ લાગો નહી હતો કારણકે હું તે વખતે તદન અનસમજ હતી. પણ મારેથી એ દુખ કેમ ખમાશે! અરે ખોદા હવે આ દુનીયામાં મારૂં કોઇજ રહયું નહીં [દીલબરનાં ખભાંઉપર માથું નાંખી રડેછે] અફશોશ! અફશોશ!! જેની સાથે હમેશ શુધી સુખી થવાંની, અને જેની સાથે મારી તમામ જીંદગી ગુજારવાની મેં આશા બાંધી હતી તેણે પણ મુજથી બેવફા થઇ મારી સધલી આશા ધુલ મેલવી નાંખી. અરે! આએ કમબખ્ત સુડેલ સાથે મારાથી કેમ રેહેવાશે! તે મારી ઉપર હવે જુલમ ગુજારવામાં કંઇ પણ બાકી રાખશે નહી. ઓ ખોદા! હવે તો મારથી મોહોત આવી જાયતો ઘણું સારૂં (રડેછે.)

દીલબર—બેટી શીરીન તું એકદમ એટલી નાઉમેદ ના થા. જરા સબર પકડ.

નોકર દાખલ થાયછે

નોકર—મેહેરબાન બાનુ! તમુને અંદર બોલાવેછે.

શીરીન—(મોહું લુછી નાંખી) હા આ હું આવુંછું. દીલબર તું પણ જા અને બેજનને તુરત મોકલાવી દે. [જાયછે.

દીલબર—કેવી નાખુશ ખબર! ગરીબ બીચારો ગોદરેજ એક વરસને ખાતર જવાન ઓરત પરણી સાલી ખાલી બદનામ થયો. બીચારી ગુલનારને મોટું દુખ ઉતપન થશે.

જાયછે તેવામાં દરવાજા આગળ ગુલનાર ઉતાવલે પગલે દાખલ થાયછે.

ગુલનાર—કેમ દીલબર, કંઇ, પાછી ઝડપમાંજ જાયછે!

દીલબર—નામવર બાનુ, હું એક

ધણીજ નાખુશ ખમર તમને આપવાને દા ડી આવતી હતી તેવામાં સારૂં થયું કે તમોજ મામાં મળ્યાં

ગુ—બોલ, સીતાબોથી બોલ વારૂ.

દી—તમારો ખાવીંદ ગોદરેજ ઘણો બીમાર થઈ પડીયાછે, અને તેનાં જીવવાની આશા છેડી દેવામાં આવીછે.

ગુ—[પીંગ કરી] ઓ ખોદા-ઓમારો ખાવીંદ ગોદરેજને શું થયું! [બાજુએ] એખી એક ઓછી પીડા.

દી—બાઈ, તમો અંદર જાવો તેટલાં હું, પેજનને લઈને પાછી આવુંછું.

ગુલનાર—નહી. નહી; તું પણ મારી સાથે આવ, મને તારૂં કામ છે.

દી—અરે હું હમણાં પાછી આવુંછું. (દુરથી આગની બુમ પડેછે તથા બળતાં દેખાયછે.)

ગુ—(બાજુએ) એને ત્યાં વળી અટકા વવી જોઈએ. (મોટેથી) તું બીમાર શું કરેછે? ચાલની અંદરે.

દી—(ધભરાઈને) એ આગ કયાં લાગી હશે! જરા શબર કરો હું જોઊંતો ખરી કે આગ કયાં લાગીછે (દોડવા જાયછે તેને ગુલનાર પકડીને અટકાવેછે.)

અરે બાપરે! મારા ઘરની બાજુ પરજ લાગી હોય એમ લાગેછે.

ગુ—છટ, છટ, એતો આપણને એમ લાગેછે. એતો ઘણે દુર લાગી હશે.

દી—નહી નહી, મારૂં કંઈ ધીઆંન લાગતું નથી. મને તો મારી ખાતરીને માટે ત્યાં જવું જોઈએ.

ગુ—(ચીરડાઈ જઈ) કયાં જાય! નીમકહરામ! તું જાણેછે કે મારી ઉપર આવો ગજબ ગુજરયોછે તેની ખુબ ખબર લાવી અને મને એકલી મુકી કયાં જવા માંગેછે! [એવામાં બે ગામડીયાઓ ગાંસડા પોટલા લઈ નહાસતા દાખલ થાયછે.]

દી—ભાઈઓ તમો આવા ધભરાટમાં કયાં જાવોછો?

પેહેલો— અરે તુંબી કેહું હાલજ દેખું. વીફા આવી મોટી આગ લાગેલી તેની તુંને તો કંઈ ખબરજ નહીં, દેખુ.

દી—પણ એ આગ કયાં લાગી વારૂ?

બીજો—અરે હેલો બીચારો ગુરગીન કરીને કેહેછે કેન, હેલો છાકટો, વીફાથી લાગેલી.

દી—[ચોંકીને] શું ગુરગીનનાં ઘેરમાથી?

પેહેલો—અરે એતો રાંડ પેલી દેખુ એને હો વખત કહેલું કે હા, તો ઈમની ઈમ માંથા કુટ કરેછે. ચાલ આપણે બધાં લોકોને ચેતાવ્યે કે તેઓ હુશીયારીમાં રહે આગ લાગી! આગ લાગી રે એએ!! [એમ બુમ મારતાં અંદર દોડી જાયછે.

દી—[રડતી] અરે ખોદા આ શું શીતમ! કોણ જાણે મારા બીચારા ગુરગીનનું શું થયું હશે! [બુમ પાડીને] હવેથી મને જવા દેવોછો કે નહી?

ગુ—જઈને શું કરશે? ના એકબારગી તારો ગુરગીન આગમાં બળી ગયો હશે તો તેના જેવા એક જુગારી અને છાકટાના બસમાંથી તું છુટશે.

દી—તમો એશું બોલોછો! છાકતો હોય કે જુગારી હોય પણ જેને એકવાર આપણે હસ્ત આપ્યો તે આપણો ખાવીંદ થઈ ચુકો ખોદાની એક ને ખાવીંદની એક; કદીથી તેનાથી બેવફા થવું જોઈએ નહી, ને જો કદી કોઈ ઓરત પોતાના ખાવીંદથી બેવફા થાયછે તો તેનો આ તેમજ પેલી જેહાનમાં થાર પતો નથી. હું તો મારા ગુરગીનની તલાશને માટે જાઉંછું.

ગુ—[મનમાં] ત્યાં શુધલું ખલી ભશમ થાય પછીજ એને છોડવી [મોટેથી] જો તું મારા હુકમ વગર એક ડગલું આગલ ભરશે તો તારો જાંન લેવશ.

દી—શું તું મારો જાન લેશે? મને તું ત્યારની રોકેછે તેમાં તારૂં કંઇબી કાવતરૂં હોવું જોઇએ તું મારા ઘરમાં આવી ત્યારથીજ મને તારી ઉપર શક આવ્યો હતો [મોતેથી બુમ મારી] બોલ ઓ ચંડાલ કે મારા ગુરગીન શેઠ તું શું દગો રમવા આવી હતી?

ગુ—ચુપ ઓ ગુલામડી તારી ઉપરનો મારો સઘલો ઉપકાર શું તું ભુલી ગઇ?

દી—ઉપકાર કરશો તે શું દગો રમવાને? (નાશીજવા કરેછે તેટલાં તેને પકડી ઉભી રાખે છે દીલબર મોતેથી બુંમ મારેછે.)

ગુ—[તેનું મોહડું દાબી] ચુપ ઓ બદકારે જો વધારે બુમ મારશે તો તારૂં ગલું દાબી નાંખી તારો જાન લઇ લેવશ. [ગલુ દાબવા જાયછે.]

દી—[ઘભરાઇને] અરે કોઇ મદદ કરો-મદદ કરો (ગુલનાંર દીલબરનું મોહડું તથા ગલુ દાબી તેને ગુંગલાવા જાયછે તેવામા બેજન દોડતો આવેછે તેને જોઇને ગુલનાર એક ચીશ પાડી અંદર નાશી જાયછે.)

બે—સબુર! સબર! ઓ પાપી ઓરત તું કયાં નાશેછે? કંઇ ફીકર નહી તું મારા હાથમાંથી કયાં જવાનીછે [દીલબરને જોઇને] કોણુ દીલબર! તું કેમ આગમાંથી બચી ગઇ?

દી—હું તે વખતે ત્યાં હતી નહી માટે બચી પણુ મારા ગુરગીનનું શું થયું?

બે—તેની મને કાંઇજ ખબર નથી; હું તો જેવી આગની બુમ પડી કે તેવોજ એક નાની બારીએથી બાહાર કુદી પડયો. હાલ તો તું ત્યાં જા પછી ખુલાસો થશે કારણ કે હું પેલીની પુઠ પકડી શોધી કાઢું, નહી તો કેદે છટકી જશે; હવે એનુ તદન બરાઇ ચુકુછે. (બેઉ જાયછે પરદો પડેછે.)

## પ્રવેશ બીજો.

ગોદરેજનાં મહેલનો બાગ—ચંદ્રમા પ્રકાશેછે—દુર પેલાજ કુવો દેખાયછે—રૂસ્તમ છુપા લેબાશમાં હાથમાં ખંજર પકડી બરાતો બરાતો દાખલ થાયછે.

રૂસ્તમ—[એકલો] બાગની દેવાલ કુદાવી અહીંયેર તો કોઇ નહી જુએ તેમ આવી લાગો હવે આગલ વધવું ઠીક નથી. આ ઝાડ તલે જરા થોભી તો જોઉં જો મને કોઇ આવા પોશાકમા આવી સીહા રાતની વખતે આ પરમાંણે ભરાતો સંતાતો જુવે તો મને બચીત ચોરજ શમજે પણ હું તો તદન જુદાંજ કામને માટે આવેલોછું. (જરા થોભી) ગરીબ બીચારો ગુરગીન! જો કે મેં એને આગલથી ચેતાવ્યુ હતું તોબી બીચારો તે નાપાકનો ભોગ થઇ પડયો તેનાં ઘરને કોઇ ચંડાલે આગ લગાડી અને તેમાં તે બલી મુવો એવી ખબર મને મલવાથી મારી ધીરજ હવે વધુ વખત ટકી શકી નહી. એનેજ ખાતર હું આતલા દહાડા થોભી રહયો હતો અને મારૂ વેર લેવાને તલપીયા કરતો હતો પણુ એને મારો જાન બચાવ્યો હતો તેનાં ફાયદાને જ માટે હું છુપો થઇ બેઠો હતો [કુવા તરફ જોઇ] હા! એજ કુવો એમાંજ પેલી દાંકણુની ખસલતની ઓરતે મને નાખી દીધો હતો. આ કુવો જોતાંજ મારૂ લોહી ઉછળી આવેછે અને મારો ક્રોધ ઉશ્કેરાઇ આવેછે ગુરગીનનાં ઘરને આગ લગાડવનારે પણુ એજ હોવી જોઇએ કારણુ કે તેનું પાપી કામ ગુરગીન જાણુતો હતો અને તે કોઇ દહાડો રખેને જાહેર કરી દે એવી ધાસતીથી કોઇને મોટી લાલચ આપી તે બીચારાનું ઘર સલગાવી તેનું કાટલુ કાઢી નાખ્યું હોય એમાં કાંઇજ શક નથી. ખેર, હવે તો જે બનવાનું હતું તે બન્યું. [મોતેથી] પણુ જાણુ ઓ બદકાર કે

હવે આજે હું તને છોડનાર નથી. આટલા દહાડા તો મેં તને છુટથી ફરવા દીધી પણ હવે આ તેજ ખંજરે તારૂ પાપી જીગર ફાડી નાંખવા બીલકુલ વીલંબ લગાડનારનથી. મારો જીવ બચાવનાર તે વખતે આવી લાગો નહી હતે તો હું ક્યારનો તે હકતાલાની દરઘાહમાં પોહોંચી ચુકો હતે તેનું પણ વેર હું તારી ઉપર લીધા વગર રેહેનાર નથી. ઓ નાંકદર નાપેકાર તને જો મેં પેહેલેથીજ ઠાર કીધી હોત તો આજે આએ બીચારા નીરદોશ ગુરગીનનો નાંહક જીવ જાતનહી માટે હવે તુને આ દુન્યામાં વધારે દહાડા જીવતી રાખવી એ મારે માથે મોટુ પાપ થાયછે. તું તારા મનમાં એમ શમજતી હશે કે હવે મારી પાછળ લાગી મારા કરતુકની સજા કરાવનાર કોઈ રહયું નથી પણ હું તારો જલ્લાદ થઈ લાગો છું. [અંદર જોઈ] ત્યારનું કોઇ બહાર નીકલતુ નથી અને અંદર કંઇ ધરબડ થતી હોય એમ લાગેછે; ઘણો વાર થોભવુ એ ઠીક નહી હું પણ ભરાતો ભરાતો અંદર જાઉ અને પેલી ચુડેલને પકડી કાઢી તેના પલીદ જાન તેનાં નાંપાક બદનથી જુદો કરી આ દેશ છોડી બીજે દેશ નીકલી જાઉ પણ મખર સાંમેથી કોઈ આવેછે માટે મારે કોઈ ભરાઇ જવું જોઇએ.

[એક ઝાડ પાછલ ભરાઇ જાયછે ગુલનાર એક માતો જબો ઓઢી ઉતાવલે પણ હલવે પગે ધપમ થાયછે અને એક પથ્થર ઉપર બેસી રડેછે તે બીચલું ગાયણું ગાયછે.)

---

ગીતી.

"સાત પરડની રાંડી"—રાહ.

ગુ—(ગાયછે.)

હાય કામ કીધાં કેવાં બુરાં—
દોર દમામને દોલતને ખાતર,
અરે તે બુરી લાલચોએ—
કીધો મારો હાલ આવો આખર—હાય.
નીરદોશ ખાવીંદને દગો દઇ—
લીધો હાથ ગોદરેજનો મેં ફસાવી,
પછી જાન લીધો રૂસ્તમનો—
નાખી કુવામાં વીના કદર લાવી—હાય.
ગુરગીન કરતો મને પેજાર—
તેનીબી પીદા દીધી અંતે ટાલી (રડેછે)
બગાડી આગ મેં પાપીએ—
નાંખીયો તને પેરની સાથે બાલી—હાય.
માફ કરજે ઓ પીયારા ખાવીંદ—
દુખ શોશીયુછે તેં ઘણું મારં,
તે સાહેબની દરઘાહમાં—
કેમ દેખાડશ મુજનું મોહું કાલું—હાય.
[પોકે પોક રડેછે.)

(ગુડણીએ પડી) પસ્તાવો કરછું ખુદા—
મુજ ઘાતકી ઉપર કહીબી રહેમ લાવી,
પરવાનાની અરજ માની—
લે આ આફતમાંથી તું મને બચાવી—હાય.

[અંદર ગડબડ થાયછે તેથી ચોંકી ઉઠેછે.]

કોઇ નહી જુએ તેમ બાગ શુધી નીકલી આવવામાં હું ફતેહ પાંમીછું બેજન અને શીરીન ગોદરેજનાં મરણની ગડબડમાં પડેલાં છે તે તકનો લાભ લઇ હું છટકી આવીછુ) પણ અફશોસ! આ શુંદર મેહેલ આ ખુશનુમાં બાગ આટલી બધી જાહોજલાલી અને માલનનાં જેટલી દોલત છોડી જવા મને કેમ ગમે! આ સઘલાં સુખની જોકે એક વાર હું માલેક હતી તોપણ તેમાંનુ એકે સુખ એક પલબી મેં ભોગવ્યું નથી. મેં કેવી કેવી રંજો ઉઠાવી કેવી કેવી હીકમત કીધી. કેવાં કેવાં બુરાં કાંમો કીધાં અને તેનો બદલો તો ધુલબીજ મલ્યો. (જરા થોભી) અરે આ પાપ હાથો તે બીચારા નીરદોશને નાંખી દેવમ

ક્રાતની સામેના ઘરમાં બે માતી બધ્ધીઅર કછીઓ કરતાં હતાં તેમનો અવાજ સાંભળી ગોજો બોલ્યો જુઓ સાહેબ, આ બે ઘણી ઘણીઆણી મરાયછે તને પણ કારણછે. તે કારણ એકે તેઓ સુકરવારને દને પરણ્યાં હશે. સુકરવારે જે ચીજનું મનડાન થાય છે તેનું છેવટ સારૂં નિપજતું નથી. એજ કારણસર અમારા કેટલાક પારસીઓ સુકરવારે કાંઇ કામનો આરંભ કરતા નથી, સુકરવાર ઘણો નેહેસ્ત-દહાડો છે. બઇરાંઓ બાહાર નિકલતાં સુગાય, છોકરીઓ સાસરેથી ઘર ઇઆ ઘરથી સાસરે જાય નહી. વેહેમીઓ કાંઈ કામનું સારૂં કરે નહી અને તે સઘલુ બને નહી તેનું કારણ સુકરવાર. કેમ સાહેબ કારણ વગર કાંઇ હોતુ નથી, સમજીઆ.

એક દીવસ આપણા ગોજા પાશ મકનજીએ પોતાના ઘરથી ચાહ મંગાવી. ચાહ પાતી વખત તેની અંદર માખ પડેલી જોઇ મકનજી બોલ્યા, "ગોજા ચાહમાં આ મુએલી માંખ શી રીતે આવી."

ગોજો—અફસોસ શાહેબ એવિશે મને વિચાર આવતો નથી કે એ બીચારી સાથી મરણ પામી હશે કદાચ એમ હોયકે ઘણા દહાડાની તે ભુખી હશે. તેથી તમારી ચાહ જોઇ તે ઉપર ઝીપલાવ્યું હશે અને ઘણી ચાહ પીધી હશે તથી તેની હોજરી બગડી ગઇ હશે અને તેનું મરણ નિપજ્યું હશે. પછી તો કોણ જાણે કોઇ પુછી આવે તે જાણે. માંખનો જઠરો કદાચ નબલો હશે કારણ કે જ્યારે મેં ચાહ પ્યાલામાં કાઢી ત્યારે તે રકાબી ઉપર નાંચી કુદી નખરાં કરી રહી હતી. કદાચ મને હમણાં વિચાર આવેછે તેમ ચાહમાં સાકરની મોટી ગાંગડી હશે તે બીચારીનાં ગલામાં પુરી બેઠી હોય અને તેથી તેનું મરણ નિપજ્યું હોય.

મકનજી એક દહાડે છોકરાંઓની કાપી તપાસતી વખતે ધનજાના દસકતની કાંઇ ખોડ દેખાડતા હતા. તેનું બખાણ તેને ગમતું ન હતું. દસકત પરગરા નહિ બેના હોવાથી તે બોલ્યો, "ગોજા, તારા દસકત કેવા ખરાબ છે!"

ગોજો—કેવા? અરે સાહેબ એમાં પુછવું કેવું! મારા દસ્કત તો જાણે કીડીઓનું એક ટોલું શાહીના ખડીઆમાંથી નિકલી પોતાના પગ લુછ્યા વગર કાગજના તાવ ઉપરથી પસાર થઈ ગયું હોય તેના પગલા જેવા દીશે છે.

એક વેલા પાઠ વાંચતી વેલા લગન શબ્દ આવ્યો મીં૦ મકનજીએ તેનો અર્થ પુછ્યો. છોકરાઓએ તરેહવાર જવાબ દીધા તેમાં આપણા ગોજાએ તેનો માઅેનો ખાવા પીવાની તથા પરણવાની વાડી કીધો. બીજો માઅેનો પુછતાં તેણે લગન એટલે "સુધી" કહ્યો.

મકનજી—છોકરાઓ લગ્ન એટલે સોહાદી. સેહુાદીને કાતરના બે કટકા બરાબર સરખાવી શકાય તે કટકાઓ એવી રીતે સંધાયલા હોયછે કે કદી પણ તેઓ સેહેલાઇથી જુદા થઇ શકે નહી. તેઓ હમેશાં અકેકથી ઉલટા ચાલે છે. એક ઉપર કોતું મરડયુ કે બીજો નિચે જાય છે તોપણ જ્યારે કોઇ પણ તેમની વચ્ચે આવેછે ત્યારે તેઓ એકઠું જોર કરી તેને કપડી નાખી તેની કમબખ્તી કરી નાખે છે.

ગોજો ત્યારે લગ્ન એટલે કાતરના કટકા એકઠા જોડાયલા.

મકનજી—નહી, એમ નહી; એતો એક મીસલ આપી જેમ કાતરનાં કટકા એકજ સાંધા ઉપર રહી એકેક્થી ઉલટી દીશાએ ચાલે છે તેમ કેટલીક વખત માંતી બઇઅર એકજ જગા ઉપર એકેકથી ઉલટા ચાલે છે. જ્યારે તેમની વચ્ચે કાંઇ ઝઘડો ઉઠે છે ત્યારે ધણી એક ગમ તો ઘણીઆણી, બીજી ગમ ડોકી ફેરવેછે પણ જો કોઇ પારકા જોડે તેમને કજીઓ થાય છે તો તેઓ કાતરના બંધે કકડા

ઓની મીસાલ એમાં થઇ તેની સાંમે થાયછે. કેમ છોકરાઓ સમજ્યા કે?.

ગોજો—પ્રમઝવાનું તો પરણશું ત્યારે જાનો. હાલ તો માત્ર ધ્યાદ રાખવાનું છે.

એક વેલા નિશાલની પડોશમાં બે પાર મન ડોલી ડુકરીઓ જેઓ સામ સામેના ઘરમાં રેહતી હતી તેઓ અેક સાથ ઝગડો કરતી અને ઘણુંજ ભાંડ બોલતી હતી.

તેમના ગોંઘાટથી મકનજી બોલ્યા, નાહરીઓને કજીઓ કરતાં વાર ન લાગે અને મલીજતાં પણ ખોટી નહી. ઘડીકમા લડે અને ઘડાકમાં સંપે.

ગોજો—પણુ પેલી નારીઓ સંપે એવી નથી

મકનજી—સબબ.

ગોજો—સબબ તેઓ અકેકની ઉલટી બાજુમાં રહે છે. એક ઉતર તો બીજી દખણ તથી તેઓ ગઝેરિશી રીતે. ઉતર અને દક્ષીણ મલે તો દુન્યા ઉંધી વલેતો.

એક વેલા મકનજી પાસ કાંઇ ઘણુ અગત્યનુ કામ આવ્યું હતુ તેથી તેઓએ છો કરાઓને તાકીદ કરી કહયું છોકરાઓ આજે હું થોડું લખી રહુ ત્યાં સુધી એવી રીત ચુપ બેસજો કે એક નાની ટાંચણી નાખી હોય તે પણ સમજાય. છોકરાઓ હાજી સાહેબ કરી મોહું બંધ કરી બેઠા. કેટલેક વારે જયારે મકનજી લખવામાં રોકાયા ત્યારે આપનો ગોજો બોલ્યો "માસતર સાહેબ ટાંચણી નાંખો તેનો અવાજ આવશે." મકનજીને એથી હરકત થઇ. તે વણ બહુ ચીરડાયા અને ગોજાને કેસરી પાખ આપવા મંડયા.

મી૦ મકનજી એક દીવસ છોકરાઓ આગલ પોતાની તારીફનું બાંકું પોતેજ ફુંકતા હતા. તેવણુ આપણા ગોજા ઉપર અતિશય ઉત પડયા તેથી તેને દીલમાં ઘણા આડા [illegible] માંમાં. તે ખુબ ચીરડાઇ ગયો [illegible] માં મીજ મકનજી તેની તરફ જોઇ બોલ્યો. "તારા જેવો મુરખ દીકરો મારો હોતતો હું તેને પણ શિખવી પુરવીન કરત; એટલી મારામાં ફુનેહ છે."

ગોજો—પણ સાહેબ તમારા બાવાનો વિચાર કદાચ એથી ઉલતો હશે.

એ સખુન સાંભલી મકનજી અત્યંત ગુસ્સે થયો; કરણ ગોજાના કેહેવાની મતલબ એ હતી જે મકનજી પોતાના બાપના પેટે મુરખા દીકરા અવતરયા હતા અને કે તે મુરખ છોકરાને શિખવી પુરવીન કરવા તેની મરજી ન હતી.

એક વેલા મી૦ મકનજીએ રોયલ રીડર ની નાની ચોપડીમાંથી છોકરાઓને એવુ સમજાવ્યું કે જયારે કાંઇ દીલમાં ગુસ્સો ઉત્પન થાય ત્યારે તેણે એકડે એકથી એકર મીંનદે દસ સુધી ભણી જવું એટલે ગુસ્સો નરમ પડશે. બપોરમાં જયારે આંખ ભણાવનો વખત આવ્યો ત્યારે ગોજાએ તે ભણી જવા ના કહયું. ઘણો ધમકાવ્યો એટલે તે બોલ્યો અરે સાહેબ નકામો શું કરવા ભણું મને કાંઇ ગુસ્સો આવ્યો નથી તેથી હું તો નહી ભણવાનો મકનજી એ શાંભલી ચીરડાઇ ગયા ત્યારે ગોજો ઉતાવળથી બોલ્યો લેવો તો સાહેબ જલદીથી એકડે એક ભણવા બેસો. ગુસ્સો નરમ પડશે.

શીક્ષકની જન્મ ગાંઠને દીવશે તેમનાં ઘણીઆંણીએ તેમના ઓલખાણવાલાઓને જમવાનું નોતરૂ દેવાને તેમને બહુ આગ્રહ કરયો જેથી શીક્ષક જાતે અતીસય કંજુસ હતો તેથી તેને લાચારીએ નાનું જેવુ જગન કરવાની ફરજ પડી. તેણે દર દોસ્તદાર તથા ઓલખાણ પાલખાણ વાવાને બદલે પોતાના નિશાલીઆઓના બાપોને જમવા બોલાવ્યા. એમ કરવામાં તેનો હેતુ એ હતો કે દોસ્તદારો ખાઇ જાય તે કરતા પોતાના શા.ગે.

બચપાડ્યાંની મજાહ.

પુસ્તક ૧ લું ]                [ અંક ૧૯ મો



# અંજામ ઈ બીવફા

## અંક પાંચમો

### પ્રવેશ ત્રીજો.

(ગોદરેજનાં મેહેલનુ દીવાનખાનું— શીરીન ગમગીન ચેહેરે બેઠી છે.)

શી—(એકલી) હવે આ દુનીઆમાં ખોદા શિવાય મારૂં કોઇ રહ્યું નહી. દોલત, માલ, મીલકત છતાં મારી સંભાલનું લેનાર કોઇજ રહ્યું નથી. મારો પીદર મારી માવજી માદરનાં સમજાવેથી કેટલીક વખત મુંઝથી ગુસ્સો થતો હતો પણ તે મારાં સુખને માટે ઘણો ઇંતેજાર રહેતો હતો (બેઝન છુપી રહી સાંભળેછે.) મારો હાથ આપવાને કોઇ મારે લાયક ખાવીંદ શોધવાને તે ઘણો આતુરતમંદ હતો પણ, અફસોસ. તે બીમારી તદન નાઉમેદ આપેલો ગયો. (રડેછે) અરે ખોદા હવે મારી જીંદગીનો સઘળો આધાર હું કોણ ઉપર રાખીશ? હવે મારી કદર કોણ કરશે? (બેઝન તુરત બહાર નિકળી આવેછે.)

બે—હું હું તારો બચપણનો સાથી બેઝન (તેણીનો હાથ પોતાના હાથમાં લેવા જાયછે.)

શી—[તેનો હાથ દુર કરી] દુર એ બેવફા મરદ તારી ઉપરની મારી આશા તો આજે કેટલુક થયુ ધુળ મળી ગઇછે.

બે—(અચરત થઈને) શીરીન! પ્યારી શીરીન!! એ તું શું બોલેછે?

શી—ખોદાને ખાતર તારી શીકલ મારેથી દુર કર.

બે—પણ મારેથી એવડો બધો તે શું ગુનાહ થયો?

શી—ગુનાહ પુછે છે? એક ઓરતને પરણવાનો કોલ આપી બીજી ઓરતની આશનાઈ શોધતાં તને લાજ નહી આવી.

બે—શીરીન તું આજે દીવાની થઇ ગઇ? કંઇ ભલતી ભલતીજ વાત કરેછે. કઈ ઓરતની મેં દોસતી બાંધી?

શી—તમારી નવી કાઝી ગુલનાર સાથ વલી.

બે—(હશીને) એ તને કોણે ભમાવી?

શી—ભમાવે કોણ મારી નજરો નજર

તમને સાથે મેં બાગમાં વાત કરતાં જોયાં અને ત્યારથીજ મારી ઉમેદનો મેહેલ જમીન દોસ્ત થયોછે.

બે—કદી અગોએ વાત કીધીબી હોય પણ તે તો એક બાબદની બોલને માટે હું તપાશ કરતો હતો.

શી—તપાશ શાની? તે વખતે તમો વચ્ચે પીયારની વાત ચાલી હતી, અને જેને માટે ગુલનારે પોતે મારા પીદર આગલ કબુલ કીધુ હતું.

બે—(ચોંકીને) શું ગુલનારે તારા પિદરને કહયું? [મનમાં] હા! ખરેખર એ નાપાકે જ મારા કાકાને એવું ખોટું સમજાવી મારી ઉપર તરકત મુકી મને તેમાંથી દુર કરાવ્યો [મોટે) શોરીન, તમો બંનેને જુઠું સમજાવી મને ઘરમાંથી કાઢી મુકવાની પોતાની મતલબ પાર પાડવાને એજ મકારે ઓરતે પોતાનાં કરતુક લગાવ્યાં હશે.

શી—એ તું શું વાત કરેછે. તારી બેવફાઇના મને દાખલા મલ્યાથીજ મેં મારી ઉમેદની દોરી કાપીછે.

બે—પ્યારી શીરીન, થોડાજ વખતમાં હું તને સઘલું ખુલ્લું કરી આપીશ, પણ તે અગાઉ તને જણાવવા માગુછું કે તે પાક પરવરદેગાર કે જેણે સંઘી જેહાન પેદા કીધી છે તેનાં તથા તારો પીદર કે જેને મને બચપણથી પાલી મોટો કીધોછે તેનાં પાક રૂહનાં અને તું પ્યારી કે જે મને આ દુન્યામાં અતિશય સુખ બખશનારછે તેનાં કશમ લઈ કહુછ કે ફકત તારા શિવાય મેં બીજી કોઇ પણ માશુકનો ખ્યાલ કીધો નથી.

શીરીન — [ આગલ દોડી આવી ] બસ; બસ; ઓ પયારા બેજન, કસમ લેવાનુ કંઇજ કામ નથી મારી તદન ખાતરી છે કે તું પ્યારાના હાથથી બેવફાઈ કદી પણ થાય નહીં. (ગુટણીએ પડી) પ્યારા બેજન તને જે મેં આટલો બધો ગેર ઇનસાફ કીધો તમાટે હું તારી દરગુજર ચાહુંછું.

બેજન — [ તેણીને ઉઠાડી બગલગીરી કરે છે. ] કંઇ નહીં. પ્યારી એમાં શું છે. ફરેબથી ફરેસ્તા જેવા ફરી જાયછે, તે આપણી તે શી બીસાદ.

શી—મારા વ્હાલા બેજન, આજથી હું તારી તેમજ તું મારો થઈ ચુકાં છીએ

[ બંને એકમેકને બગલગીરી કરે છે તથા બોસા લીએ છે

બે—હવે મને એક અગત્યનું કામ કરવું છે માટે પ્યારી શોરીન, તું જરા અંદર જા.

શી—વ્હાલા બેજન, જો તે કામ મેંથી છુપું રાખવું અગત્યનું હોય તો હું મોટી ખુશીથી અંદર જાઉં.

[ ચંગેશ દાખલ થાયછે

બે—નહી,નહી, મારી પ્યારીને તો એ જાણવુંજ જોઇએ માટે પોભ. ચાલ ચંગેશ, તને સોંપેલા બેલાબે કેદીઓને લઈ આવ

[ ચંગેશ જાય છે.

હમણા હવે સઘલા ભરમનો પરદો ઉંઘડશે ત્યારે તું પ્યારીની ખેવડી ખાતરી થશે. [ચંગેશ રૂસતમ તથા ગુલનારને લઈ આવે છે ] કેમ ઓ નાપાક ઓરત, હજીએ તારૂં પાપ તું કબુલ નથી કરતી કે

ગુ—(મનમાં) હજુર એને હફાવવો જોઇએ. (મોટેથી) અરે ઓ નિચ કુતરા તું મારીપાસ શું કબુલ કરાવવા માંગે છે મારા ખાવીંદનાં મરણનો લાભ લઈ તેં મારી ઉપર આવું ખોટું તોહોમત મુકી તું શું આ સઘલી મીલકતનો ધણી થવા મ

ને છે કે? પણ ખુબ નિશાં રાખજે કે એમાં તારૂં કંઈજ વલનાર નથી,

બેજન—(ગુસ્સામાં) એ દેવની અસલતની ઓરત, જાણ કે હવે તારો એ ખોટો દમ અહીં ચાલવાનો નથી, કારણ કે હવે તારાં પાપનો ઘડો તદન ભરાઈ ફુટી ગયો છે. મારા દોસ્ત રૂસતમનું ખુન કરનાર અને પેલી ભયંકાર આગ લગાડનાર પણ તુંજ છે. એ સરવેના મારીપાસ ખાતરી પુરવક પુરાવા છે.

ગુ—તારીપાસ શું પુરાવા છે? રૂસતમનું ખુન કોણે કરયું અને તે કાંહાં કરયુ તેનો કોણ સાહેદ છે?

બે—આ વખત ગુરગીન નહી મલે, નહી તો કે હું તારો બરાબર ખાતરી કરી આપને તોપણ—

રૂ—(વચે બોલી ઉઠયો) ગુરગીન નથી તો શું થયું હું તેનો ખુલાશો કરૂછું.

ગુ—[મનમાં] એ વલી કીયા જમાનાનો મારો દુશમન હશે.

બે—[બાજુએ] આનો સાદ કંઈ મારી પીછાણમાં આવેછે. [રૂસતમને] તું જો એ વાતનો ખુલાસો કરશે તો જે તકશીરને માટે તને પકડવામાં આવ્યો છે તેમાંથી તને તુરત છુટકારો મલશે.

રૂ—મને કંઈ છુટકારાની અગત્ય નથી. મને આપો આપ તે મલી શકશે. ગુરગીન એક મારો બેરખાહ દોસત હતો એક દહાડે અમો બંધે જણ ઘણો શરાબ પીધાથી ખુબ મસત થયા હતા તેવામાં તેણે શરાબની ખુમારીમાં મને કહયું હતું કે તમારા કાકાનાં બાગમાં તમારી નવજવાન કાકીએ પોતાનાં ખરા ધણીને કુવામાં નાખી દીધો હતો જે બનાવ તેણે નજરો નજર જોયો હતો.

બે—[ચોકીને] શું કુવામાં.

ગુ—[વચમાં બોલી ઉઠી] એ બધું મારી ઉપર તરકતછે.

બે—જો તેને કુવામાંજ નાખી દીધો હશે તો આપણને તેની કંઈ પણ નિશાન ત્યાં મલી આવશે માટે ચાલો આપણે ત્યાં જઈએ.

[જવા માગેછે તેને રૂશતમ અટકાવેછે.

રૂ—સબર ભલા માણસ, તું એમ ઉતાવલો ના થા. મારી વાત બરાબર સાંભલ તમારી કાકી તેને કુવામાં નાખી એવું સમજી કે તે મરી ગયો હશે કરીને ત્યાંથી ચાલતી થઈ કે તરત ગુરગીને ત્યાં આવી મોટી મેહનતે તેને બાહાર ખેંચી કાઢયો.

બે—ત્યારે શું તે હજી જીવતોછે?

રૂ—હા,

બે—અફશોશ! કોણ જાણે તે બીચારો હેરાંન અને પરેશાંન જેવો કાંહાં બટકતો હશે?

રૂ—(આગલ ધસી આવી) અહીંજ દોસત બેજન [પોતાની દાઢી બાલની તોપી તથા જબ્બો કાઢી નાંખેછે. બંને બગલગીરી કરેછે. ગુલનાર એક ચીસ પાડી જમીન ઉપર તુટી પડેછે.]

રૂ—મારા ભલા રફીક મારી શોધને માટે જે તેં આટલી બધી રંજ ખેંચી તે માટે હું તારો ઘણો એસાંનમંદ છું અને તે પાક પરવરદેગારનો મારો ઉપકાર માનુંછ કે તારા જેવો એક વફાદાર દોસ્ત મેલવવાને હું નશીબવાન થયોછ માટે તારા જેવા વફાદાર દોસત તે સાહેબ સરવે કોઈને બખશે." (ગુલનાર પાછી પોતાની મેલે હુશીયાર થય હોછે.]

બે—મારા કમનશીબ દોસ્ત એમાં મારી ફરજ કરતાં મેં કંઈ વધારે કીધુ નથી, એ.

શેહેતાનની ભમાવેલી. ઓરત તારે સરથી એક ખુનુનો તો દોશ ઉતરીયો પણ પેલી આગ અને તેમાં બીચારા ગુલરગીનનું મરણ એ પાપને માટે તને તે દાવરે દાદગરની આગલ જવાબ દેવો પડશે.

ગુલનાર — (રડી પડી) બસ બસ હવે મારેથી વધુ સાંભલી શકાતુ નથી હુ મુઈ; હું મુઈ, મંજ લઆનતીએ એ બધુ પાપી કામ કીધું અને તેનો મને આજે વાજબી બદલો મલયો. (રુસ્તમ આગલ જઈ ગુરણીએ પડી તેનો જભો પકડી) માફ કર ઓ બહાલા ખાવીંદ, મને માફ કર મેં તને ઘણું દુખ દીધુંછે. તારા કદમની ખાક પણ ચુંમવાને હું લાયક નથી (રડેછે.)

રૂસ્તમ — (ધીક્કારથી) દુર રેહે ઓ પાપી ઓરત, ખુણથી રંગાયલા તારા હાથ મને ના લગાડ (ખંજર કાઢી) આ વડે તારૂં જીગર ચીરી નાંખવાને મેં પકકો ઠેરાવ કીધો હતો. પણ તે શ્રાહેબે જ તને આ દુનીયામાં ઉધાડી પાડી લોકોની લઆનતમાં નાંખી એજ સજા મારે મનથી તને પુરતી છે માટે જા તારૂં કાલુકર.

ગુલનાર — (રડીને) હું કાંહાં જાઉં અને કાંહાં ભટકું, તથા લોકોને મારૂં કાલું મોહડું કેમ દેખાડું (મોટેથી) અરે શું કામની એ જીંદગી! એવી લઆનતની જીંદગી ભોગવવા કરતાં અને પાપી હઈ હાંતાં સાદનાં દુખ કરતાં મોહોત વધારે શારૂં છે; માટે પાછું કાઢ તારૂં જેહેરી ખંજરે ને ભોક આ છાટીમાં જેથી આ કંગાલ જીંદગીનો જલદીથી અંત આવે.

ઓ રૂસ્તમ! ખારા રૂસ્તમ! આ મારી છેહેલી અરજ તું ખોદાને ખાતર કબુલ કર જેથી મારી ઉપર તેં મોટું હેશાં ન કીધેલું કેહેવાશે. (રૂસ્તમ ખસી જાયછે.)

પઇશાના લોભે ફસાવી મને
દગો દઈ અંતે રડાવી મને.
પઇસાનેજ ખાતર થઈ બદનામ
તેનો અંતે નઆવ્યો કંઈ કામ
પઇશોજ છે બેવફાઇનું મુલ
આખરે થઇ જાય છે તે ધુલ
ખારા ખાવીંદથી થઇ બેવફા
બીન કદરે પાડી તેના પર જફા.
સલામ ઓ ખાવીંદ તને છેલ્લી સલામ
આ લોભી દુનયાંને પણ છેહલી સલામ.

(કોઇ જોય નહી તેમ ખંજર કાઢી પોતાનાં સીનાંમાં મારેછે — એક ચીચાર પાડી નીચે ટુટી પડેછે.)

જોઈ મુંજનો આ હાલ ચેતજો તમાંમ
કે બેવફાઇનો આવેછે આવો અંજાંમ

(જમીન ઉપર તરફડીયાં મારી મરણ પામેછે.

રૂસતમ તેની આગલ ગુરણીએ બેશે છે સધલાંઓ ગમગીન ચેહેરે ગુલનાર તરફ જુવેછે. અને સાથે મલી નીચલું શોકભરેલું ગાયણ ગાયછે.)

---

"ગ્લોરી ગ્લોરી એંજીસીન્યા" ની અંગરેજી રાહ.

કરો સજ્જનો તમો સદગુણી કામ—લઇ જબાંપર રબનું નામે
ધરો તમો નેનુંજ નીત ધીઆન—જે બખશે શુખ ને આરામ—કરો

વાદાગી પર રેહજો તમ ઉમતવાર—નેકી બદીને પીછાનીને યાર
નેકોથીજ થશે તમારો બેડો પાર—નેકીપરજ રેહજો સુદાંમ—કરો

પાપીની શીખશા મલશે જરૂર—મોડે થવા વેહેલ તેમાં નહી કશુર
પરવાનાની શીખ માનજો ખાતરીથી પુર—કે બેવફાઈ નેછે બદ અંજામ—કરો

(ધીમુ વાજીંતર વાગેછે
પરદો ધીમે ધમે પડેછે.



તમામ થયો અંજામે બેવફા.

## ઉપયોગી બાબદો

રસીત. નાં૦ ૧૮, ૧૯.

૧૮—આરસી માટે કાચને પારો કેમ લગાડવો—એક સપાટ પથરનો તખલ ઉપર ક લાઇનું એક સાફ પતરૂ પાંથરવુ ને પતરાં માં કાંઇ કાંનું કે કાત હોવી જોઇએ નહી. તે પતરાં ઉપર એક ઇન્ચના આઠમાં ભાગની ઉંચાઈ જેટલો ચોખ્ખો જીવતો પારો પાંથ રી બાદ, કાચના તખતાને આહેસતે. રહી તે ઉપર સરખા રાથે મુકવો પણ મુકવા પેહે લાં તપાસવું કે કાચને કાંઈ ચીકાશ કે ડાઘ લેય નહી. કાચની ઉપર કાંઇ વજન મુકવો કે જેથી પારાનો મવાલી બાહાર નિકલી જ યે. કાચને ૨૪ કલાક શુધી મુકેલો રેહેવા દેવો એટલે તે ફરેમમાં જડવા તઇઆર થશે.

૧૯—ઉંચું કોલનવાતર બનાવવાની રીત.—૯૦ ટકાનો આલકો હોલ ૧ ગોઆલ ન લઇ તેમાં એક ડ્રામ બરગે મોત અને આરેંજનું તેલ, ૨ દરામ સીદરાતનું તેલ અને એકેક દરામ નીરોલી અને રોઝમેરીનું તેલ ઉમેરવું એ બધાને સારીપેટે એકરસ કરવું એટલે સહુથી ઉંચું કોલોન બનશે.

## સફેદ બાલ.

કેટલાક લોકને નાની ઉમરે સફેદ બાલ આવેલા આપણે જાણુએ છીએ છીએ એ ઉપરથી આપણે એવુ નહી સમજવું કે આ પણ બાંધો કવખતે નખાતો જાયછે. એતો માત્ર શરીરના બાલવાલા ભાગનોજ એવો દેખાવ થઈ રહેછે જયારે બીજા આપણા તમામ ભાગ પોતાની પુર શકિતમાં હોયછે. ઘણાક નબલા લોકો જેઓ તન તેમજ મનની વેદનાથી હેરાન થતા હોયછે તેઓનો એક પણ બાલ તેવી હાલતમાં સફેદ થતો નથી જયારે બીજાઓ હેરાન ગતિના કાંઇ પણ કારણ વગર ૪૦ વરસની ઉમરે બાલ પાકેલા દેખાયછે. દાકતર આરબીગની જેણે પોતાની જીંદગીનાં ઘણાંક વરસ ઇસિણ અ

મેરિકામાં ગુજારયાંછે તે એવું કહી જાયછે કે તેણે કોઈ દીવસ પણ એક ખોરકા ઇન્ડીઅનને દીઠો ન હતો એતો શું પણ અફેદ વાલ વાલા ઇન્ડીઅનને તે મલવાનો મોતા જ દારૂ હતો.

## લેમોનેદ

તનદરોસત ઇચ્છા દરદી એ બંધે પુરૂષો માટે આપણો લેમનીત એકમ રખી રીત ફાયદા કારક છે. એનુ પીવું આપણી હોજરીના સઘલા બીગાડા તેમજ દરેક વેલાએ માફક આવતું ગણાય છે. લીંબૂનો રસ સાધારણ ઠાક તેમજ સાંધાના દુખારા ઉપર અક્સીર ઇલાજ છે. જો લીંબુના રસ વડે દાંતના પારા મજબુત ચોલીએ તો તેઓ મજબુત રહેછે. સાબુની ગરજ લીંબુથી વધારે સારસ રીતે સરે છે. એ રસથી હાથ પગના સોજા ચઢતા અટકેછે અને તેઓ ગોરા સુંવાલા અને નરમ રહેછે. વલી એવું કહેવાય છે કે આપણા શરીરના જે ભાગ ઉપર ન્યુરેલજીઆની અસર થઇ હોય તે ભાગ ઉપર લીંબુ કાપીને ચોલયુ હોય તો તે સાફ થઈ જાયછે. આપણા ધરડાઓ તેમજ આપણા હજામો અને હિંદુ લોકો વગેરે તમામ દેશીઓ પોતાના માથા ઉપરના ખોરાના ઇલાજ તરીકે માથાં ઉપર તેમજ ચામડી ઉપરના મસા કે ખીલ ઉપર પણ ફાયદા ભરેલી રીતે લીંબુ મસલેછે. આપણા આં ગામથી ઇલાજની હાલ યુરોપીઅન તબીબો યુરોપમાં સખત ભલામણ કરેછે.

## સુખીઆરૂ જોરૂ ! !

નમુના. ૧૦—૧૩

ટેમી— મારો વ્હાલો પતી મારાં દરેક કામમાટે એવા તત્પર છે કે તેમની જોડી દુન્યામાં નહી મલે. જ્યારે જોઉં ત્યારે મારાં કામ, માટે તઇઆર પછી દીવસે કહું કે રાતે હું તેમને એક ચોજ કરવા કહુ એટલે તે થયલીજ છે. વલી વધારે સારૂ તો એછે જે જયારે મને તેનુ કામ પડે ત્યારે તે આગલનો આગલજ મલી આવે.

ક્રોબાંઇ—મરે તું તો ભાગ્યશાલી દેખાય છે. મુવો મારો માતી તો એથી ઉલટોજ છે જયારે તે મુવાની ગરજ હોય ત્યારે મુવો કોણ જાણે કયાં દફે થઇ ભખઇ જાય નહીતો વહરઇ ગયો સતમ આગલનો આગલ સપ્ડાયો રહે.

ટેમી—પણ તે બહાર નાસે તેમાં નવાઇ શી. તમારી ઝમાંની મીડાસનો પારજ કયાં છે.

નમુનો—૧૧

જુવાન બાઇરી—મુવારે મારાં વરનો થતો મુવો કોણ જાણે કયાં રખડી રઝડી રાતના કંઇ વખતે ચોરની માફક આવીને ગોઠી જાયછે તે ખબરબી પડતી નથી. જો મુવો મને સુખ દેખાડેછે તે. માંગનારાઓને લીધે કોણ જાણે કયાં ભરાઇ મરેછે અને મોડી રાતનાં આવી સહવારના સકારેથી ચાલી જાયછે હવે તો એવું કર કે ઉંબરનં ઉપર કાચ બાંધીને નાંખુ કે ફરીથી બાહાર નિકલી જાયજ નહી.

ધરડી બાઇરી—પણ તમે બીચારાને કાંઈ મદદ કાંની કરતાં.

જુંવાન બાઇરી—તો મુવો હમેશનો એ

તેને મદદ કરે.

ઘરડી બાઈજી—પણ હું જેવી હોઉં તો વરનાં સુખમાં જહાંનનું સુખ" સમજું.

જુ. બ.—હા ને પછી હું નાગી થાઉં ? મને પણ આગલ દહાડા જોવા છે ના.

ઘ. બ.—પણ તે જીંદગીથી ઘરાયો છે તેનો કંઇ વિચાર !

જુ. બ.—વિચારે વિચાર. દુન્યામાં ઘણાએક પેદા થાય છે, અને ઘણાએક ચાલ્યા જાય છે, તેને હું શું કરૂં. (મનમાં) ગામમાં વર વિપલાના શું તોટા છે ? જો કોઇને જણસનું ચોભલું ઝાંખવા દેખાડ્યું તો મુવા, ખુબ સુરત ભીખારીઓની સાથ એક પગે તઇયાર થઈ તવરી વપરી જશે.

નમુનો ૬૨ મો.

નહી પ્યારા, આજે તો હું તમારીસાથ નાટકમાં આવવાની.

પણ મેં આજે જવાનો વિચાર ફેરવી નાખ્યો છે.

કોં ભવા ?

કારણ કે આજ રાતરે મારે એક મિત્રસાથ મેળાપ કરવો છે; અને વળી રાતનાં ચંડી ઘણી ફુંકે છે અને સરદી પણ ઘણી થાય છે વાસ્તે તમારાથી બાહાર નિકલશે નહી. એક તો તમને જરા જરામાં સરકમ થઈ આવવાની ટેવ બરેલી છે.

નહી રે હવે મુવનું નામબી નહી મને. તે કરતાં તમારૂં લઈ જવાનું મન નહીં મલે ને સરકમનું શું બ્હાનું કાઢો છો. સરકમ મનેજ થાય અને તમને નહી થાય. જાઓ જાઓ. તને તો હંમેશાં પેહલો વિચાર પોતાનેજ માટે કરો છો. તમે તો બસ પેલા આંધારૂ કહે તેમ દાતે નામ મેને પાતે નામથી મેમે કરયા કરજો. મરૂમાં તમારોજ પેહલો વિચાર અને પછી મારો.

હું તમારા વિશે પછી વિચાર કરૂં છું તે તમારા ફાયદામાટે છે, કારણ પેહલા વિચાર કરતાં પાછો ફરીથી કરેલો વિચાર સારો હોય છે.

નમુનો ૬૩ મો.

હા પ્યારા, તમે મારીસાથ પરણવાના હતા તે આગમચ તો મને જબરો મસકો લગાડતા હતા. જયાં હું કહું ત્યાં મને લઈ જતા હતા.. અને હવે તો કંઇ લઈ જવા કહું છું તો તમને ધધરીને તાવ આવેચ"

તાવ આવે તારા બાપદાદાને—પણ તેનું શું.

તેનું શું ? તેનું એજ કે હું મરી જાઉં તો તમે મારી પાયદરતેખી આપશો નહી, એવા તમે થઈ ગયાચ

અભાગયાં તમીએ એવો નેક દહાડો કયાંથી જોવામાં લાઉ

ટેમસ ટેપલીઓ.

ટેમસ ટેપલીઆને પોતાના મિત્ર મંડલમાં પોતાની વડાઈ મારવાની ટેવ પડી હતી. તે કહેતો "આજ સુધી હું કોઇના હાથે થગાયો નથી અને હવે પછી પણ કોઇની મદદર નથી કે મને થગે" એ રવેશનુ દફાંશનુ બોલવુ તેના એક મિતરથી તાભેશ થઇ શકાતુ ન હતું. તેનો એવી લાહેરીથી તેના પેટમાં આડાં અવલાં થઇ આવનાં તેથી તેને

એક દીવસ તેનો ધાટ ઘડવાનો નિશ્ચય કરયો. એક બીજા મિત્રને તેણે પોતાના સંપમાં લીધો. તે મિત્ર ટોપલીયાનો એક સગો હતો. તેઓએ જે યુકતિ રચી તે આ હતી, પેલો સગો પોતાની પડોસનાં એક ખાલી ઘરમાં એક સાદડી ઉપર જાણે મુવેલો હોય તેમ ઢોંગ ઘાલી સુતો. તેનો મિત્ર ટેમલા ટોપલીઆને બોલાવા ગયો. ટોપલીઆને ને કાંઇ ઘણુજ અગત્યનુ કામ હોવાથી આનાકાની કરવા લાગો પણ સગપણ હોવાને લીધે લાચારીએ જવા શિવાય કાંઈ છુટકારો જોયો નહી. જો કે તે સારી પેઠે જાણતો હતો કે હાથમાનાં કામને પડતું મુકવાથી તેને ઘણો ગેર ફાયદો હતો. તે પેલા સગાનાં મુરદાં આગલ ગમગીન ચેહેરે આખો દહાડો બેસી રહયો. જયારે સાંજનો વખત થયો ત્યારે પેલો તેનો મિતર જેણે સઘલી યુકિત રચી હતી તે આવયો એટલે ટેમલાએ આગલી પાછલી વાત ચલાવી અને પોતાના મુવેલા દોસતા સગાની કાંઇ ખોડ ખાંપણ જણાવવા માંડી. જયારે ઘણું સાંભલતાં પેલા સુતેલાનું પાકી આવ્યું તેથી તે ચીરડાઇને ઉઠયો અને સગાને જોરમાં ધોલ લગાવી બોલ્યો 'રે મુરખા, મુવેલા આદમીની તે એબ કોઇ કાઢતું હશે" ટેમલો સઘલું ચેતી ગયો. જરા વાર તો તે વિચારમાં પડયો અને પેલા લુચાઓના બધી હીકમત સમજી ગયો. પણ જયારે પોતાને થયલા ઘેર ફાયદા વિશે ઇયાદ આવયું ત્યારે તે ઘણોજ ચીરડાઇ ગયો. તેનાં દીલમાં આસાં આવલાં આવ્યાં. એવી હાલતમાં તેણે પગમાંથી પેજાવો કાઢયો અને જોરથી પેલા સગાને લગાવો કહયું "અરે-મુરખા આદમી આ પછી કાંઇ બોલે કે ?"

એ દીવસ પછી જયારે ટેમલો આખ વડાઈ મારવા જતો કે તરત તેને ઉપલી બાબદ ઇયાદ આવતી જેથી તે અટકતો.



## નવાઈ જેવું ધરમખાતું

દુન્યાની અંદર જેટલાં સદાવરત અને ધરમખાતાં છે તેમાં સઉથી અજાએબ જેવુ એશીઆ માહેનાં તુરકસ્થાનના અસલી પાયતખ્ત અલેપ્પોમાંછે એ ધરમ ખાતું તે શેહેરની એક મસજીદને લગતું છે. તે ખાતું એક જઇફ તુરકીએ સથાપ્યું હતું. તે તુરકી ઘણાનો એક મોટો વેપારી હતો, અને બખો રૂપીઆનો માલ ધરાવતો હતો. કહેછે કે એના કોઠારોમા ઉંદરનો ઉપદ્રવ ઘણો હતો જેથી એને બહુ નુકશાન થતુ હતું. તે દુર કરવાના હેતુથી તેને સંખ્યા બંધ બિલાડાં પાલયાં હતાં જેઓ તેમને અતિશય ઉપયોગી થઇ પડયાં હતાં. એમ કરતાં જયારે તે તુરકી મરણ પાંમયો ત્યારે તે મસજીદના મુતવલીઓના હાથમાં એક મોટી રકમ પંઇસાની ધરમ ખાતે એવી સરતે આપી ગયો કે શેહેરમાંનાં તમામ દુરબલ અને લાચાર બિલાડાંઓની તેમાથી પરવરસી કરે. ઇસવી સન ૧૮૪૫ નાં સાલમા જયારે ઉત્તર સીરયામાં દુકાલે પોતાનો દુષ્ટ દેખાવ દીધો અને હજારો લોકો તંગીના જોરથી ભીખી મરતાં હતાં ત્યારે લોકો જથાબંધ બિલાડાંઓને ગાડાંમાં નાખી તેમની પરવરસી માટે પેલા તુરકીવાલાં ધરમ ખાતાંમાં લઈ જતાં હતાં.

## સુખ

સુખ આપણા ભિતરમાં પોતાનુ જન્મ સ્થલ ધરાવેછે. તે કાંઇ બાહારની ઉત્પતી નથી. તેનુ સુખ આપણા આત્મા સાથ તાલુકો

સકેછે. શુખ કાંઇ એવી ચીજ નથી કે જેનુ વેપારની જીણસ તરીકે વેચાણ કે ખરીદી ચાલી શકે. તમે તમારાં ઘરબાર દરેક રેંશમના રાચ રચીલાથી સીનગારી શકશો ઈઆં તમારાં દીવાનખાણામાં દુન્યાની વિચીત્ર જીણશોને જો નવાઇ તરીકે રાખવાને ખરીદી શકશો આ તમારી મજાહ માટે તમારાં શુંદર લખો રૂપાના માલથી સીનગારેલા ઓરડાઓ વીજલીની ખરચાલુ રોશણીથી દિપાવશો. એ સંધુ તમે કરી શકશો. એ સંધુ તમે તમારા લખો રૂપ્યા વડે ખરીદી શકશો પણ તમારા એજ લખો રૂપ્યાના બલ વડે શુખની ખરીદી કરી શકનાર નથી. જો તમો શુખી જણાતા હોવો તો તે માતર તમારા મનના વીચાર છે. આ દુન્યામાં સુખ હાંસલ કરવાની પહેલી અને અગત્યની સરત એ છે કે તમારે ઉપોગી તથા ચંચલ નિવડવું, અને ચંચલાઇઆ કેવી જોઇએ કે જેની સાથે સઘલી મનશકિત જોડાયલી હોય. અને એજ સરતો તમે પાર પાડો એટલે તમે શુખના ઘરની ચાવી અખતીઆર કરશો.'



## જીંદગી ભોગવવાના સાંધન

મકરણ ૧૨ મું.

ભારી અને હલકુ પાણી.

કેટલાક પાણી તેમાં વિશેષ કરીને કુવાનાં પાણી ભારી હોયછે, સબબ, તેમાં ઘણી જ પદારથ પીગલેલા હોયછે. વરસાદનું પાણી કદી ભારી હોતુ" નથી, કારણ કે તે નકર પદારથ રહીતછે. વલી કેટલાંક પાણી નિરંતર ભારી અને બીજાં કાઇક વેલા શુધી તેમ હોયછે. પાણી નિરંતર ભારી હોયછે તેનું કારણ આ છે કે તેવાં પાણીમાં સલફેટ-આફ-લાઇમ અને મેગ્નીશિયા રહેછે, પણ જે પાણીમાં કારબોનેટ-આફ-લાઇમ અને મેગનીશિયા હોય તે હંમેશ શુધી ભારી રેહતુ" નથી સ્વચ્છ પાણી સલફેટને પિગલાવી નાંખેછે પણ તેથી કારબોનેત પિગલી શકતું નથી. થોડા વખતનું ભારી પાણી ઘણીએક રીતે નરમ હલકુ કરી જરૂરત વાલુ થઇ શકેછે, જેઓમાં ઉકાલવાની રીત અતિ શેહલ છે. જો રાતરે પાણીનાં માટલાંમાં થોડો ભીનવેલા ચુનો હલાવી તેને ઠરવા દીધુ હોય તો સહવાર પડતાંમાં માટલાંનો તલેટીમાં સફેદ થરો જમાયલો જણાશે અને પાણી તદન નરમ થયલું દેખાશે કારણ કે પાણીમાં નાખેલો ચુનો પાણી માંહેલી છુટી કારબાનીક એસીદ સાથ એકરસ થઈ જશે અને તમામ કારબોનેત નિચે ઠરી જશે સબબ, તેમાં એવી ખુબીછે કે કારબાનીક એસીદ ગયાસ વગર પાણીમાં તે પિગલી શકતો નથી.

પીવાનાં કારણસર વરસાદનુ પાણી ચારકોલના ફીલતરમાં ગલાયા પછી મોટી ઉંમરનાં લોકોને ઘણુજ ગુણ કારકછે, સબબ, કોલસાની મદદથી પાણીના શુક્ષ્મીક જીવડા નિકલી જાયછે. પણ વાત એછે કે વરસાદના પાણીનો સ્વાદ કઢંગો હોયછે. એવાં ગુણવાલાં પાણીને સવાદીસ્ટ કરવું હોય તો તેમાં એક ચમચી નિમખ નાંખવું. પણ એ પાણી તો મોટાને ફાયદો કરી શકે છે. છોકરાં માટે પાણી માંહેલા નકર પદારથ જેવા કે ચુનો અને મેગનિશિયા ઘણો ગુણગારો ગણાયછે સબબ, એ જીણસો બાલકનાં હાડકાંની રચનાને વધારી આપેછે.

એક દીવસ તેને ઘાટ ઘડવાનો નિશ્ચય કરયો. એક બીજા મિત્રને તેણે પોતાના ઝંપમાં લીધો. તે મિત્ર ટેપલીયાનો એક સગો હતો. તેઓએ જે યુકતિ રચી તે આ હતી, પેલો સગો પોતાની પડોસનાં એક ખાલી ઘરમાં એક સાદરી ઉપર જાણે મુએલો હોય તેમ ડોલ ઘાલી સુતો. તેનો મિત્ર ટેમલા ટેપલીઆને બોલાવા ગયો. ટેપલીઆને ને કાંઇ ઘણુજ અગત્યનુ કામ હોવાથી આણાકાની કરવા લાગો પણ સગપણુ હોવાને લીધે લાચારીએ જવા શિવાય કાંઇ છુટકારો જોયો નહી. જો કે તે સારી પેઠે જાણતો હતો કે હાથમાનાં કામને પડતું મુકવાથી તેને ઘણો ગેર ફાયદો હતો. તે પેલા સગાનાં મુરદાં આગલ ગમગીન ચેહેરે આખો દહાડો બેસી રહયો. જ્યારે સાંજનો વખત થયો ત્યારે પેલો તેનો મિતર જેણે સઘલી યુકિત રચી હતી તે આવયો એટલે ટેમલાએ આગલી પાછલી વાત ચલાવી અને પોતાના મુએલા દીસતા સગાની કાંઇ ઓડ ખાંપણુ જણાવવા માંડી. જ્યારે ઘણું સાંભલતાં પેલા સુતેલાનું પાણી આવ્યું તેથી તે ચીરડાઇને ઉઠયો અને સગાને જોરમાં ધોલ લગાવી બોલ્યો 'રે મુરખા, મુએલા આદમીની તે એબ કોઇ કાઢતું હશે" ટેમલો સઘલું ચેતી ગયો. જરા વાર તો તે વિચારમાં પડયો અને પેલા લુચાઓના બધી હીકમત સમજી ગયો. પણ જ્યારે પોતાને થયલા ઘેર ફાયદા વિશે યાદ આવયું ત્યારે તે ઘણોજ ચીરડાઇ ગયો. તેનાં દીલમાં આશા અવલાં આવ્યાં. એવી હાલતમાં તેણે પગમાંથી પેઝાવો કાઢયો અને જોરથી પેલા સગાને લગાવી કહયું " અરે મુરખા આદમી- —ના પછી કાંઇ બોલે કે ?"

એ દીવસ પછી જ્યારે ટેમલો આપ વડાઈ મારવા જતો કે તરત તેને ઉપલી બાબદ યાદ આવતી જેથી તે અટકતો.

---

## નવાઈ જેવું ધરમખાતું

દુન્યાની અંદર જેટલાં સદાવરત અને ધરમખાતાં છે તેમાં સઉથી અજાએબ જેવું એશઆ માંહેનાં તુરકસ્થાનના અમસી પાયતખ્ત અલેપોમાંછે એ ધરમ ખાતું તે શેહેરની એક મસજીદને લગતું છે. તે ખાતું એક જઇફ તુરકીએ સથાપ્યું હતું. તે તુરકી દાણાનો એક મોટો વેપારી હતો, અને બજો રુપીઆનો માલ ધરાવતો હતો. કહેછે કે એના કોઠારોમા ઉંદરનો ઉપદ્રવ ઘણો હતો જેથી એને બહુ નુકશાન થતુ હતું. તે દુર કરવાના હેતુથી તેને સંખ્યા બંધ બિલાડાં પાલયાં હતાં જેઓ તેમને અતિશય ઉપયોગી થઇ પડયાં હતાં. એમ કરતાં જ્યારે તે તુરકી મરણ પાંમયો ત્યારે તે મસજીદના મુતવલીઓના હાથમાં એક મોટી રકમ વંઇઆનો ધરમ ખાત એવી સરતે આપી ગયો કે શેહેરમાંનાં તમામ દુરબલ અને લાચાર બિલાડાંઓની તેમાથી પરવરશી કરે. ઇશવી સન ૧૮૪૫ નાં સાલમાં જ્યારે ઉત્તર સીરયામાં દુકાલે પોતાનો દુષ્ટ દેખાવ દીધો અને હજારો લોકો તંગીના જોરથી રીબી મરતાં હતાં ત્યારે લોકો જથાબંધ બિલાડાંઓને ગાડાંમાં નાખી તેમની પરવરસી માટે પેલા તુરકીવાલાં ધરમ ખાતાંમાં લઈ જતાં હતાં.

## સુખ

સુખ આપણા ભિતરમાં પોતાનું જન્મ સ્થલ ધરાવેછે. તે કાંઇ બાહારની ઉપતી નથી. તેનુ સુખ આપણા આતમા સાથ તાલુકો

સુખેછે. શુખ કાંઇ એવી ચીજ નથી કે જેનુ વેપારની જીણસ તરીકે વેચાણ કે ખરીદી થાઇ શકે.' તમે તમારાં ઘરબાર દરેક રંવેશના રાચ રચીલાથી સીનગારી શકશો ઇમ્આં તમારાં દીવાનખાણામાં દુનીયાની વિચીત્ર જીણશોનો જથ્થો નવાઇ તરીકે રાખવાને ખરીદી શકશો ઇમ્આ તમારી મજાહ માટે તમારાં શુંદર લખો રૂપાના માલથી સીનગારેલા ઓરડાઓ વીજલીની ખરચાલુ રોશણીથી દિપાવશો. એ સંધું તમે કરી શકશો. એ સંધુ તમે તમારા લખો રૂપ્યા વડે ખરીદી શકશો. પણ તમારા એજ લખો રૂપ્યાના બલ વડે શુખની ખરીદી કરી શકનાર નથી. જો તમો શુખી જણાતા હોવો તો તે માતર તમારા મનના વીચાર છે. આ દુન્યામાં સુખ હાંસલ કરવાની પહેલી અને અગત્યની સરત એ છે કે તમારે ઉપેગી તથા ચંચલ નિવડવું, અને ચંચલાઇખા કેવી જોઇએ કે જેની સાથે સધલી મનશકિત જોડાયલી હોય. અને એજ સરતો તમે પાર પાડો એટલે તમે શુખના ઘરની ચાવી અખતીઆર કરશો.'



## જીંદગી ભોગવવાના સાંધન

### પ્રકરણ ૧૨ મું.

### ભારી અને હલકુ પાણી.

કેટલાક પાણી તેમાં વિશેષ કરીને ઝરાનાં પાણી ભારી હોયછે, સબબ, તેમાં ખણીજ પદારથ પીગળેલા હોયછે. વરસાદનું પાણી કદી ભારી હોતું નથી, કારણ કે તે નકર પદારથ રહીતછે. વલી કેટલાંક પાણી નિરંતર ભારી અને બીજાં કાઇક વેલા શુધી તેમ હોયછે. પાણી નિરંતર ભારી હોયછે તેનું કારણ આ છે કે તેવાં પાણીમાં સલફેટ-આફ-લાઇમ અને મેગ્નીશિયા રહેછે, પણ જે પાણીમાં કારબોનેટ-આફ-લાઇમ અને મેગનીશિયા હોય તે હંમેશ શુધી ભારી રેહતું નથી સ્વચ્છ પાણી સલ્ફેટને પિગલાવી નાંખેછે પણ તેથી કારબોનેત પિગલી શકતું નથી. થોડા વખતનું ભારી પાણી ઘણીએક રીતે નરમ હલકુ ઇયા જરપત વાલુ થઇ શકેછે, જેઓમાં ઉકાલવાની રીત અતિ શેહલ છે. જો રાતરે પાણીનાં માટલાંમાં થોડો ભીનવેલો ચુણો હલાવી તેને ઠરવા દીધુ હોય તો સહવાર પડતાંમાં માટલાંની તલટીમાં સફેદ થરો જમાયલો જણાશે અને પાણી તદન નરમ થયલું દેખાશે કારણ કે પાણીમાં નાખેલો ચુનો પાણી માંહેલી છુટી કારબાનીક એસીદ સાથ એકરસ થઈ જશે અને તમામ કારબોનેત નિચે ઘરી જશે સબબ, તેમાં એવી ખુબીછે કે કારબાનીક એસીદ ગયાસ વગર પાણીમાં તે પિગલી શકતો નથી.

પીવાનાં કારણુસર વરસાદનુ પાણી ચારકોલના ફીલતરમાં ગલાયા પછી મોટી ઉંમરનાં લોકોને ઘણુંજ ગુણ કારકછે, સબબ, કોલસાની મદદથી પાણીના શ્રાક્ષીક જીવડા નિકલી જાયછે. પણ વાત એછે કે વરસાદના પાણીનો સ્વાદ કઢંગો હોયછે. એવાં ગુણ વાલાં પાણીને સવાદીષ્ટ કરવું હોય તો તેમાં એક ચમચી નિમખ નાંખવું. પણ એ પાણી તો મોટાને ફાયદો કરી શકે છે. છોકરાં માટે પાણી માહેલા નકર પદારથ જેવા કે ચુણો અને મેગનિશિયા ઘણો ગુણગારી ગણાયછે સબબ, એ જીણસો બાલકનાં હાડકાંની રચનાને ઘડારી આપેછે.

## ધનજો ગોઝાં

( પાણે રૂપપથી સાધન )

શિક્ષક — તું એવું કેહેવા માંગે છે કે તેં તારી જીંદગીમાં આજ શુધી કાંઈ પણ રૂપેથની નિશાફલતા દીઠીજ નેથી.

ગોજો — એ ખરીજ વાત છે, સાહેબ.

શિક્ષક — એ ઘણું અજાયબ જેવું છે. મને એ વાતની કાંઇ સમજ પડતીનથી.

ગોજો — પણ મને પડેછેની, સાહેબ.

શિક્ષક — તેનો શબબ સમજાય, જો પૂછે. બલા.

ગોજો — સબબ એજ કે મેં કોઈ પણ કામમાં ફતેહ મેલવવાની તજવીજ મુદલ કરી નથી ત્યારે તેમાં નિશફળ થાઉંજ કયાંથી.

શિક્ષક—છોકરાઓ તમારા શિક્ષક તરફ તમારી ફરજ શું છે?

છોકરાઓ—તાબેદારી—

શિક્ષક — અલબતાં શિક્ષક તરફની તાબેદારીમાંજ સ્કુલની દીસપલીનની બાબમાં આ બર ગણાયછે.

ગોજો — અરે સાહેબ દીસીપલીનની બાતતો બોલશોજ ના મેહરબાન સાહેબ. તમે ખાલી વડાઈ મારોછો; પણ ખાનગી સ્કુલ માં દીસીપલીન તે કેવી હોય! ત્યાં માલેકો પોતાના પૈસું શોધવા બેઠાછે કે દીસીપલીન તપાસવા.

શિક્ષક — દીસીપલીન વગરની સ્કુલ કાંઇ કામની ન હોય.

ગોજો — અલબતાં; અને જો શિક્ષકો એવુજ ઇચ્છે કે તેમના નિશાલીઆ તેમની તરફ માંન પુરવક વરતે તો તેઓએ પોતાના નિશાળીઆઓને ખાતરી કરી આપવી જોઈએ કે તેઓ તેમના ઉસ્તાદ નહી પણ મિત્રછે. બાકી શિક્ષક સાહેબો પોતાનાં નેજાની નીચેઉપર છોકરાઓને રાખવા માંગે તેમાં તેમનો કાંઇ મુકરવાર કે સનવાર થાય નહી. તેઓએ પોતાના નિશાલીઆ તરફ મિત્રને છાજે એવી ચાલ ચલાવી તેમનાં દીલ પોતાની તરફ ખેંચી લેવાં જોઈએ જેથી તેઓ પોતાના માસતરનો દરેક બાબદમાં હુકમ પાલે.

એક વેલા માજીસ્તરેત આગલના એક મુકદમામાં આપણા ધનજા ગોજાને સાક્ષી તરીકે બોલાવામાં આવ્યો હતો.

ફરીઆદાર પાપરીએ ધનજાને સોગંદ આપ્યા પછી જડજે ધનજાને પુછયું સોગંદ શું તે તું સમજે છે કે?

ગોજો—હા શાહેબ સમજુછું મારે સાચુ બોલવું જોઇએ.

જડજ—અને સાચું નહી બોલે તો શુ થાય તેની તને કાંઇ સમજછે.

ગોજો—હા સાહેબ હું સારી પેઠે સમજુછું. હું જુઠું કહું તો બને એટલું કે હમારી સાઇદ વાલા જીતે એવું છે.

એક વેલા ધનજો પોતાના બાપની સાથે આગ ગાડીમાં બેસી મુંબઇથી થાણે જતો હતો રસતામાં તે ગાડીમાંથી ડોકું બહાર કાઢી કાંઇ જોતો હતો એટલામાં તેના બાપે તેને બીહવડાવવા તેના માથાં ઉપરથી ટોપી સેરવી લઇ કહ્યું અરે ટોપી ઉડી ગઈ. ધનજો રડવા જેવો થઇ ગયો જયારે તેના

બાપે હાથની ધરપચ દેખાડી તાપી ગોજાને પાછી કાઢી આપી. ઘોડેસવારે ગોજાએ પોતે તાપી ગાડીમાંથી બહાર ઉરાડી નાખી અને બાપને હુકમાથી પાછી મેલવતા કહયું. આ બતાં બાપને તો ભારી પડયું.

એક વેલા પાઠ વંચાવતાં મી. મકનજીએ છોકરાઓને સમજાવ્યું કે સારા માણસો જેઓ હંમેશાં નેક કામ કરતા રહેછે તેઓ પોતાના મરણ બાદ બેહેસ્તમાં જવાના; અને બુરાલોકો જેઓ પાપમાં ગીરફતાર રહેલા હોયછે તેઓનો ઠાર દોજખમાં થવાનો.

"મકનજી સાહેબ, હું તો સારો છોકરો છું," ગોજાએ પુછયું.

"ના કોઈ કોઈ વેલા તું ઠીક નથી બોલતા," મકનજીએ જવાબ દીધો. "તેથી તું સારો છોકરો કેહેવાય નહી."

"અને તેથી તો મને મુવા પછી ધણી હેરાન ગતીમાં પડવું પડશે," ગોજો બોલ્યો.

"એટલે."

"એટલે થોડા દહાડા બેસ્તમાં અને થોડા દહાડા દોજખમાં. બેહેસ્તમાં રોજ રહી રોજ મજાહ કરવી કાંઈ સારી લાગે નહી. કોઈ કોઈ દહાડો હોય તો ઉલતખી આવે; વાસતે મને તો બંધેમાં ઓદાયજી નાંખે તો સારૂં."

એક વેલા એક છોકરાના બાપે મકનજી આગલ પોતાના છોકરા વિશે ફરીઆદ કરી કહયું કે તે મોટો થયો પણ હજુર મુરખો રહી ગયો. મકનજીએ જવાબ દીધો બાઈ સાહેબ, એ હજુરતો બચયું છે જેમ જેમ મોટો થતા જશે તેમ તેમ સુધરશે. હાલતો એની ઉમર પ્રમાણે ઠીકજછે. માણસ મોટું થાયછે એટલે પોતાની મેલે સુધરી જાયછે અને મુરખાઈ છોડી સીઆન સોગટમાં આવેછે.

હવે મકનજીના આ પ્રવચન ગોજાએ સાંભલ્યા હતા તેથી છોકરાનો બાપ જવા પછી તે બોલ્યો — માસ્તર સાહેબ તમે હમણા એમ કહયું કે માણસ મોટું થયા પછી આપો આપ સુધરેછે અને મુરખાઇ છોડેછે, પણ હું કહુંછું કે આ વાત તદન ખોટીછે માણસતો સદાનોજ મુરખો બોલાયછે.

મકનજી—માણસ સદાનો મુરખો ! કદાચ તારા જેવા હોયતો કોણ જાણે.

ગોજો—જુવો સાહેબ, હું તમને જણાવુંછું. જો માણસ બાલક હોયતો દુન્યા કેહે શેકે મોટો થશે એટલે વધારે સમજમાં આવશે. જો તે જરા મોટો થયો તો એવું કે હવાશે કે હવે તે વધારે સમજવાને લાયક થયો છે; અને જ્યારે તે ઘરડો થાયછે ત્યારે લોકો એમ કહેછે કે સહાથી અને બુધ્ધિ નાઠી. — એ ઉપરથી જુવોકે માણસ ઘરડો થાય તો પણ અકલવંત ગણાતો નથી.

એક વેલા મકનજી આદર રોજના જશનને દહાડે મેલામાંથી પોતાના દીકરાસરૂ કુચી આપી ચલાવવાનો ઉંદર ખરીદતા હતા તે જાઈ ગોજો બોલ્યો રે સાહેબ, એશું કરવા ખરીદો છો.. હજુર એના કરતાં ઘરમાંના ઉદર ભલા. તે બે ચાર પાલજો કે તમને મેહેનત નહી પડે. આમાંતો રોજ કુંચી આપવાની તસદીછે અને તેતો પોતાની મેલે દોડી આવશે.

——(o)——

(પાને ૨૪૭ થી સાંધન છે.)

## પાદરી ઉલસ્ટન.

### પ્રકરણ ત્રીજું.

ઉવેસ્ત મીનસતરનાં મધમાં રાજા એડવરડની ધોર આગલ ઉંચી જગયા ઉપર એક ભપકાદાર છતરવાલું તખત ગોઠવેલું હતું જેની ઉપર આસરે પાંતરીસ વરસનો એક શખસ હાથમાં રાજદંડ ધરી પોતાનાં માંથા ઉપર ઇંગલંડનું તાજ પેહેરી બેઠો હતો. તેના ભપકા સાથ તેની તીક્ષણ ચલકતી આંખ તેનું સીધું શરીર અને તેનાં ગંભીર ચેહેરા ઉપરથી તે કોઇ મહાન પુરૂસ દીસતો હતો. તે પોતેજ ઇંગલંડનો શેહેનશાહ ઉલીયમ ધી કોંગકરર હતો. તેના જમના હાથ ઉપર જરાક નીચી બેઠક ઉપર મીલાનનો ધરમગુરૂ લેનફ્રેન્ક બેઠો હતો જેને હાલ વડા ધરમગુરૂનો ઓધો બખશવામાં આવ્યો હતો. તેની પાસે કેટલાક બીજા હલકી પડવીનાં ધમગુરૂઓ અને સરદારો બેઠા હતા તેનાં ડાબા હાથ ઉપર ઓરલીયન્સનો રોબરત ઉમરાવ ફીત્ઝવોલટર, અને બીજા કેટલાક નોરમન ઉમરાવો બેઠાહતા.

થોડો વખત ગયો નહીં એટલામાં ઉલસ્ટન હાથમાં દંડ ધરી ગંભીર ચેહેરે હલવે હલવે અંદર દાખલ થયો અને બાદશાહને નમીને એક દુરની બેઠક ઉપર ચુપ જઇ બેઠો.

બાદશાહે લેનફ્રેંકને ઇશારતકરી કે તે તરત પોતાની જગા આગલ ઉભો થઈ મોટા સાદે બોલ્યો. "ઉલસ્તન! મને આપણા નામદાર જહાનપનાંહ બાદશાહથી તમુંને જણાવવાનો હુકમ થયોછે કે જે ધરમગુરૂ તરીકેનો ઓધો તમોએ લાબાં વખત સુધી ચલાવયોછે તે ઓધા ઉપરથી તમુને બરતરફ કરવામાં આવ્યાછે કારણ કે તમારા કરતાં વધારે જ્ઞાની પુરૂશને એ જગયા આપવાની શાહાની ખાહેસ્ત છે. શાહની જનુમાં એવુ આવ્યું છે કે તમુને ફ્રેન્ચ ભાશાનુ તથા ધરમ સંબંધી બેહોલુ જ્ઞાન નથી જેથી તમો બાદશાહને અગતના બાબદો ઉપર મસાલહકાર તરીકે બીલકુલ લાયક નથી તેટલા માટે તમારી વીટી અને દંડ મહને શરણ કરો."

ઉલસ્ટન પોતાની જગયા ઉપરથી ઉઠી ઉભો થયો અને ગંભીર સાદે બોલ્યો. "નામદાર સાહેબ તમો કહોછો કે હું આવા એક મોટા ઓધાને અને માનને બીલકુલ લાયક નથી એ સંધુ હું કબુલ કરૂછું. પણ જે ચીજ તમે મને બખસી નથી તે તમે મારી પાસે માંગોછો એ તદન ગેરવાજબીછે તો પણ કેટલેક દરજજે તમારાં હુકમને માન આપીને રાજા એડવરડ કે જેને મને તે ચીજો બખશી હતી તેનેજ માતર તે પાછી આપવાને હું વાજબી વીચારૂછું."

આ પરમાણે બોલી રહયા પછી તે રાજા એડવરડની ધોર તરફ ચાલ્યો તે જોઇ ઉલીયમ હશીને બોલ્યો. "શું આ ઘરડો કંઇ ઘેલો બેલો થઇ ગયોછે કે મુએલ એડવરડને તેની ધોરમાં વીટી અને દંડ આપવા જાયછે?"

ઉલસ્ટને તેનાં બોલવાની કંઇજ દરકાર કીધી નહીં અને ધોર આગલ જઈ ઘુંટણ મરડીને બેઠો અને બોલ્યો. "એ પવીતર રાજા! ઓ મહાત્માં!! તાહેરો કરાર કીધેલો નોકર તુને અરજ કરેછે તે સાંભલ! જે મે આનાકાંનીએ કબુલ રાખ્યે હતો તે ઓધો હું આજે છોડુછું. આવ મોટા દરજજાએ તુએ જે મને ચઢાવ્યે તે માટે મારી ઉપર દોસ મુકવામા આવેછે અને તે દોસમાથી તુને મુક્ત કરવા માનની નીશાનીઓ ફકત તુનેજ હું પાછો સ્વાધીન કરૂછું."

આટલું બોલીને તે ઉભો થયો અને તે પીરની ઉપર પોતાનો દંડ એવા તો એક અજાએબ જેવા જોરથી ઠોકયો કે તે પીર નાં સખત પથરની અંદર એક ઇંચને આશરે ખુંચી ગયો.

રાજા ઉલીયમ જે આ સઘળું બેશીને જોતો હતો તે ઉનસટનનાં આવાં ચાલા જોઈ ધીકારથી હસીને બોલ્યો, "આ બુઢાના આવા ઢોંગ જોઈ મને ઘણી ગમુજ મળીછે [રોબર્ટ તરફ ફરીને] ચાલો મારા ભલા રોબર્ટ આ દંડ તમો ખેંચી કાઢો અને એ તમારી મહેનતના બદલામાં તમેજ તમારી પાસે રાખો."

તે નોરમન સાંધુ પોતાની જગયા ઉપરથી નીચે ઉતર્યો અને પોતાને મળેલી આ માન ભરેલી પદવીને માટે મનમાં હરખાતો હરખાતો તે પીર તરફ ચાલ્યો અને તે દંડને પકડી બહાર ખેંચી કાઢવાની કોશિશ કીધી પણ તેને તે બહાર કાઢી શકયો નહીં એટલુંજ નહીં પણ તેનાથી તે હીલાવાયો બી નહીં.

આવું જયારે ઉલીયમે જોયું ત્યારે ગુસ્સાથી બુમ મારી બોલ્યો "આપણા નોરમનો એટલા તે શું કમજોરછે કે આવા એક બુઢાનાં જોરથી ખુંચી બેઠેલા દંડને કાઢી શકતા નથી? લેનફરેંક તમે તે દંડ કાઢી લાવો.

લેન ફરેંક કે જે દેખાવમાં ઉનસટન કરતાં જોરાવર અને ઉમરમાં પણ કમ હતો તે પોતાની જગયા ઉપરથી ઉઠયો અને પીર તરફ ચાલ્યો તેણે પણ પોતાનું સઘળું જોર અજમાવી જોયું અને આખરે નહીં ફાવવાથી પાછો પોતાની જગયા ઉપર જઈ બેઠો. આથી ઉલીલીયમ ઘણો અજબ થયો અને ઘણો ગુસ્સો કરી બોલ્યો "જે કોઈ એ દંડ બહાર કાઢશે પછી તે ગમે તેવો હોસે તોપણ તે દંડ અને તેને લગતી પદવી તેણે તરત બક્ષવામાં આવશે. આવા મોટા ઈનામની લાલચે કેટલાક સાધુઓ ઉમરાવો અને સરદારોએ વારાફરતી પોતપોતાના બલ અજમાવ્યાં પણ અંતે નાઉમેદ થઈને શરમીંદે ચેહેરે પોતાની જગયા ઉપર જઈ બેઠા.

તે રાજા ઘણો ચીરડાઈ ગયો અને એક ઘેલાં માણસની માફક પોતાનાં તખત ઉપરથી નીચે કુદી પડયો ને પીર તરફ ચાલ્યો તેણે પોતાનાં વાઘના જેવા મજબુત પંજામાં તે દંડ પકડયો અને તેની ઉપર એટલું તો જોર કીધું કે પોતે પસીનાથી તદન ગરકાવ થઈ ગયો. જરા થોડીવાર દમ ખાઈ તેણે ફરીથી એક બીજુ જોર કીધું. એ મમતેથી તેણે ઘણું મરતબે પોતાનું સઘળું જોર અજમાવ્યું પણ કંઈજ વળ્યું નહીં અંતે થાકી હાંફવા લાગયો.

તે રાજાને આ પ્રમાણે થાકેલો નાઉમેદ થએલો જોઈને ઉનસટન પોતાની જગયા ઉપરથી ઉઠી પાછો પીર તરફ ગયો અને ઉલીયમને બાજુ ખસેડી તે દંડ હાથમાં લીધો અને એક પલમાં તે દંડ સહેલાઈથી બાહાર ખેંચી કાઢયો અને ઉલીયમનાં હાથમાં મેલ્યો.

આખો દરબાર અજાએબીમાં ગરક થઈ ગઈ અને તેઓ એક અવાજે બુમ પાડી ઉઠયાં "કે મોજેજો, એક મોજેજો ઉનસટનની જય થાઓ." તે રાજા બોલ્યો." જો પરમેશ્વરની મરજી એવીજ છે તો આપણને તેના હુકમને તાબે થવું જોઈએ. આ પદવી હજુ તમારાજ નશીબમાંછે માટે મારા ભલા ઉનસટન જે પદવી તમે આટલાં વરસ સુધી માન સાથે ભોગવતા આવ્યાછો તે પદવી હું તમુને પાછી બક્ષું છું" એમ કહી હસદીલી અને ખુશામતીઆ સલાહકારોનાં સમજાવ્યાથી તમારી તરફ જે ગેર ઇનસાફી મેં ગુજારીછે તે માટે હું મારાં અંતકરણથી દલગીર છું.

એમ બોલી તે રાજાએ તેને દીલાજા

ની ભરયો આવકાર દઈ પોતાની નજદીક બે સાડયો જે જોઇ લોકોએ ખુશાલીનો એક મોટો પોકાર ઉઠાવ્યો જે પોકારથી આખુ મઠ ક ગાજીરહયુ.

રોબરટને ઘણી શરમીંદગી હાંસલ થઇ અને પોતે જે પદવી મેલવવાનો ઉમેદ રાખ નો હતો તેમાં નીશફલ થયાથી ઉવલસ્ટન ઉપર ચોડું ઘણું વેર લેવાની મતલબથી શાહનાં કાનમાં તેણે ધીમેથી કાંઈ કહયું. જે થી શાહે પોતાનાં ચોબદારને મોટે સાદે કહયું "ચોબદાર અંહી આવ અને બાહાર જે બે જવાન શખ્શો ઉભાંછે તેને શેતાબીથી અં દર લાવ હું જોઉ કે તેઓ કોણછે."

રોબરટે કહયું "જહાંપનાહ તેઓ કોઈ જ નથી પણ ઉવલસ્ટનની બેટી એલીય અને આપણા ભલા ઉમરાવ ફીત્ઝ વોલટરનો બેટો હવોલટર છે જે પોતાનાં બાપની મરજી ઉપરાંત ઉવલસટનનાં શીખવ્યાથી તેણીની ઉપર આશક પડી તેને નાંફરમાન થયોછે. એટલુજ નહી પણ તેણીની સાથે પોતાનાં બાપનુ ઘર છોડી નાંસી જતાં મેં તેઓને પકડયાં છે. મારા સાહેબ જે પ્રમાણે આજે એ પાદરીએ આપણુને પોતાનાં જાદુઇ જોરે હફાવ્યા તેજ પ્રમાણે એણે આ છોકરાનાં કુમલા મગજ ઉપર જાદુની અસર કરી તેને પોતાનાં બાપથી નાંફરમાન કીધોછે માટે આ પાદરી ઉપર જાદુ ચલાવવાનું હું તોહોમત મુકું છુ."

તે શાહેબે હશીને કહયું નહી રોબરટ એ માં તમારી માટી ભુલછે આવી એક ખુબ શુરત કુમારીકા ઉપર આ જવાંન આશક પડે એમાં જાદુ જેવું હું કઇજ નથી જોતો એઓ બંધે નવજવાન ખુબશુરત અને ખાંન દાંનીછે અને તેઓ એકેક ઉપર પ્યાર કરે એમાં કાંઈ નવાઈ જેવું નથી. પણ ફીત્ઝ વોલટર તમો શું કહોછો ? શું આ જોડુ તમને અનગમતુ છે ? આવી એક નાજની નને તમારી વહુ તરીકે ગણવાને તમને કંઈ અડચણ છે ?"

તે ઉમરાવ બોલ્યો. "મારા શાહેબ આ મારા બુજરોગ અને અસલી મીત્ર તરફ જે મેં તુંદાઈ અને ધેર સલુકાઈ વાપડી તે માટે હું એમની પાસે દરગુજર ચાહુછું અને મારા છોકરા શાથે એમની છોકરીની શાદી કરી આપવાને હું એમને અરજ કરૂછુ"

ઉવલસ્તન આ આશક માંશુકનાં સુખને માટે પેહલે થીજ તૈયાર હતો માટે બોલ્યો. હું મોટી ખુશીથી મારી બેટી ઉવોલટરને બખશું છું ( ફીત્ઝવોલટર તરફ ફરીને ) અને મારા ભલા ફીત્ઝવોલટર જે બનવાનું હતુ—તે બની ચુકયું માટે હું તમુને મારા ખરા અંત કરણથી મા ફી બખશું છું.

"ત્યાર તો ઉમરાવ ઉવલસ્તન" ઉવીલય મ બોલ્યો," તમારી પદવી તમને પાછી મલી તેનાં શુભ મુહુરતમાં એક ધરમગુરૂ તરીકેની તમારી પેહલી ફરજ આ ભાગ્ય શાલી જોડાનાં હાથ મેલવી આપવાનીછે. માટે ચાલો અંહી જ તમારી પવીત્ર ફરજ બજાવો અને આપણાં પવીત્ર ધરમનાં ફરમાન પ્રમાંણે એક કુમારી કા નો હાથ તેનીના ધણીનાં હાથમાં આપવાને એ ક પીતાની જરૂર હોયછે. તે અંગત પુરી પાડવા ને હું તઇયાર છુ"

એટલું બોલી તે પોતાના તખ્ત ઉપરથી હેઠે ઉતરીયો અને એલીય તથા ઉવોલતરનાં હા થ પોતાના હાથમાં લઈને ઉવલસ્તનનાં આગલ તેમને લઇ આવ્યો જેણે તે આશક માંશુકનાં હાથ મેલવી તેઓને હંમેશનાં સુખનાં આશીરવાદ દીધા.

તુરતજ લોકાએ ખુશાલીમાં શોર મચાવ્યો અને તે મઠ એકવાર ફરીથી ગાજી રહયું.

સઘલાં લોકો જેઓ થોડો વખત અગાઉ દલગીર ભરેલા ચેહેરાએ એકઠા થયાં હતાં અને કાંઇ નવી આફતની ધાસતી રાખતાં હતાં તેઓ આવા નહીં ધારેલા ખુશાલી ભરેલા બનાવથી ખુશી થતાં હસતે ચેહેરે પોતુ પોતાને ઠેકાણે ગયાં.

(પુરૂ)

## પરચુરણ

૧—વઇદ — (દરદીને) પણ તમને વા પીવાની કાંઈ જરૂર નથી. દરરોજ ધંગી કસરત અને સેહજ ભુખ વધારવાનું કાંઇ બસ કેહેવાશે. કહોની કે ક્લેરેતની બાટલી.

દરદી—(ચોંકીને) અરે નહી તેતો હું નહી પીવાનો.

વઇદ—બેવકુફ, દારૂ નહી પીનાર.

દરદી—નાહું કાંઈ તીતોતલર* નથી. દારૂતો મને ભાવે; પણ હું અત્યારસુધી દારૂનોજ વેપારી હતો અને તેથી સારી પેઠે સમજુંછું કે ક્લેરેત કેમ અને શાનો બને છે.

૨—"કેમ પંડીત સાહેબ, આ મારૂં નવું પુસ્તક તમને કેવું લાગે છે?" એક અધિપતીએ પુછ્યું.

"તમારૂં લખાણ મને કે મારા જેવા બીજાઓને પસંદ પડતું નથી. વલી એ તમારૂં પુસ્તક ગોયા ધોબીના કુતરાની હાલતે પુગેલુ છે. તેમાંનું લખાણ અમને તો શું પણ કોલાઇઓ જેમતી જાતને ખરતું છે તેમને પણ પસંદ પડતું નથી," પંડીત સાહેબે જવાબ દીધો.

"પણ એ માંહેલું લખાણતો ઠીકછેની;" અધિપતીએ પુછ્યું

"તે તો મારા એક દોહડગંજની દાહાડી વાળા ફેંટો પેહરનાર પરદેસી ગુજરાતી કવિના કેહવા મુજબ દસણાર વરસનાં વેર્ના જુનાં દફતરોમાં આવી ગયલા વિષયો છે."

"પણ પેલી મોરની વાતતો રસભરેલી છે, ની!"

"મોરતો જાહેનકરો મોર જોઇ લેવો; પણ તે સાથ મોરના મોહોડામાં મુકેલા બોલો પણ મોરેસાજ લાગે છે."

૩—એક વેળા એક પારસી પલેઅર કંપની મોજને ખાતર બીજે ગામ ગઇ. રાહામાં તેમને અતિશય ટાંક ચઢપો તેથી તેઓએ એક ધરમસરામાં રાતનો ઉતારો કરયો. હવે તે ધરમસરા ઉજડ અને પડતલ હાલતમાં હતી. ત્યાંનો રખેવાલ એક સીધોભઈ હતો. તે ભર ઉંધમાં પડેલો હતો ઓરડામાં. ત્રણ ચાર સાદરી અને ખાલી ટોચ શિવાય બીજો સામન હતો નહી. જે એક પુરૂં ગોદરૂં હતું તેતો પેલા સીધીભાઈએ રોકયું હતું. તે કુંપનીમાં અરદેસર સંડગરો નામે પારસી હતો. સઘલાઓએ જગેજગ આરામ કરયા પછી મી૦ અદગરાએ આહેસ્તે રહી સીધીભાઇની પાસે જઇ આરામ કીધો. કરાર લાગાથી મોડે સુધી સુઈ રહયા. બીજાઓએ તેને બીછાણાં ઉપર કરારે શુતેલો જોઈ મશકરીમાં તેનું મોંહોડું મેસથી કાલું કરી નાખ્યું. સહવારે મોડેથી ઉઠયા પછી તે હજામત કરાવા બેઠો. બેઠો ખરો પણ આરસીમા મોંહોડું જોઈ વિચારમાં પડયો અને મનસે બોલ્યો "આ સઘલા પારસીઓ ભુલમાં મને અરદેસર સમજે છે પણ હુંતો રખેવાલ સીધીભાઇ છું વારૂ ઠીકછે એમાં આપણનું શું જાયછે. આ પણને તો ઓર ફાયદોજ છે."

૪—"આવો તો પોરીઆઓ. જરા આફ્રા આવોતો, આ લાકડાંનો બીમ ખસાડવાં લાગો તો."

"કેમ કુમલા કાકા કલકાતી ખસોડવાનું કાંઇ કામ?" પોરીઆઓએ પુછ્યું.

"કામ, અરે ઠોઠો (પોહોલા હાથ લાંબાવી) કાફર કોહર એની હોંસ ભરાયોછે. બહુ જનરોછે. કોઇ દીવસ તમોએ દીઠો નહશે."

ઉદરનું નામ સાભલતાજ પોરીઆઓ બીમ ખસાડવા મંડી ગયા. તેખસડયો ખ

ચોપડી ઘણીજ રસીલી છે. એમાં કેટલાક મોહોબ્બતની વાત છે, પણ તેમાં અકલબી સમાવેલીછે.

પણ મેં તો તમને શબ્દ કોશ આપયો હતો તેમાં શબ્દોના અરથ શીવાય બીજુ કાંઈ નથી એ ઉપરથી જણાયછે કે તમો કાંઈ ભણેલા નથી.

૧૩—વિજલી શું કામમાં આવતી બાકી રહેછે—શિકારીઓને પણ વિજલી મદદ લાગીછે. બંદુક પકડવાનાં લાકડાના મુડાં આગલ એક બેતરી કરવામાં આવે છે અને તે મારફતે મુખ આગલ એક નાની બતી મુકવામાં આવેછે તેને વિજલી પુરી પાડવામાં આવેછે. એ હોવાથી અંધારામાં શિકારીઓને પોતાની બંદુક કયાં પડી છે તે તરત જણાઈ આવેછે.

૧૪—ખુજનો શેહલો ઉપાય—જે ભાગ ઉપર ખુજ પતી હોય તે ભાગ વાંદરાંનો કટકો સવચ્છ રેકતીફાઈદ સ્પીરીતમાં બોરી તે વડે દીવસમાં એક બે વખત ધોવો એ સ્પીરીતમાં સેંકડે ૧ ભાગ આમોનીઆ નાખવું ખુજ જલદીથી સાફ થશે.

૧૫—આપણી પૃથવિ ઉપર છપાતાં નયુસપેપરોની એકંદર સંખયા શુમારે ૩૫,૦૦૦ ની અંકાયછે જેથી દર ૨૮૦૦૦ આદમીએ એક નયુસ પેપરની રાસ ઉતરેછે.

૧૬—એક વેલા મી૰ મુસલમાન સાતકા આગ ગાડીમાં બેસી બીજે ગામ જતા હતા ઘણો વાર ગાડીમાં બેસીથી તેના ૩ ગજી લાંબા પગ ભરાઈ આવ્યા હતા તેથી તે એક સ્તેશન ઉપર ઉતરયો અને પોતાના સોબતીઓ તરફ જોઈ બોલ્યો.. "ઘણો વખત બેઠાથી પગ ભરાઈ આવગાછે વાસતે જરા લાંબા કરવા (છુટા પાડવા) જોઈએ" "અરે ભાઈ, ખબરદાર એમ કરતો ના. હજુર પોતા લાંબાછે કે વધારે કરવા માંગેછે."

૧૭—"હા સાહેબ," એક કારખાણાં વાલો, "હું પોતાને આદમ જાતનુ ભલુ કરનાર સમજુછું મારાં કારખાણામાં હું દર રોજ શેંકડો માણસને તેમના ગુજરાણ માટે રોજી આપુછું."

"તમો લોકોનુ ગુજરાણ ચલાવોછો!" નજદીકમાં ઉભેલા એક સખશે જવાબ દીધો "સારૂ થયું કે તમે એ ખુલાશો કરયો. હું તો અત્યાર શુધી એવો વિચાર ધરાવતો હતો કે તેઓ તમારાં હોજરાં માટે મેહેનતમાં પીલાયછે."

## સવાલ.

૧—એક નેક માણસ ચલકતાં ઝવેરની માફક કાં હોયછે!

૨—એવી કઈ ચીજછે કે જે જમીનની સપાટીથી ૫ કે ૬ ફીટની ઉંચાઈએ પોતાની હઈયાતી લેછે અને જે દોસતીની તથા મોહોબતની ઈધાણી તરીકે ઓલખાયછે.

૩—કઈ ચીજ જીંદગીના પિયાલાને મધુર કરી મુકે છે પણ જો સેવટ સારૂ ન નિપજે તો સરવેથી સરસ ગુણવાલી ચીજને કડવી કરી નાંખેછે.

૪—એવી કઈ ચીજછે કે જે વારે ઘડીએ ટેબલ ઉપર લાવવામાં આવેછે, કપાયછે, પણ તેને ખાવામાં આવતી નથી.

૫—એવી કઈ ચીજછે કે જેને માસ નથી હાડકાં નથી પણ ૪ આંગલાં અને એક અંગોઠો હોયછે.

૬—મને બંધે હાથ અને ચેહરો હોયછે અને તમારી આગલ ચાલુચ પણ જયારે હું ચાલુચ ત્યારે મારૂ શરીર સ્થીર રેહેછે અને હું ચોલુછું તયારે હું આરામ લેઉછ.

# પખવાડ્યાંની મજાહ.





## લેડી ડફરીન ફંડ

સદરહુ ફંડમાં હિંદુસ્થાન ખાતે રૂપીઆ ૧,૬૧,૦૯૪—૮—૧૧ ભરાયાછે. એબી ઠીકજછે. રાજા બોલે ને દાહાડી હાલે. એ કાંઈ એકજ ફંડ માત્ર એવું નથી કે જેમાં અંગરેજ બોલે એટલે દેશીઓ ભલાઈ વાળુ સમજી તેમાં ઇઆ હોમ ઓપલાવે. બીજાં એવાં ઘણાંછે જેમાનાં કેટલાંક તો માત્ર અંગરેજ સાહેબોને ખુશી રાખવા ખાતર દેશીઓ ભરી આપવાને તઇયાર થયાછે. દેશીઓમાં પારસીઓનો ભાગ મોટો હોયછે. છતીઆઓને ઘર જો તેમની જાતવાલો કોઈ ગરીબ લાચાર માંગવા ગયો હોય તો તેને તાણાજનીના સખુન સંભલાવી કાંઈ સેહેજ સાજ આપવું નહી આપવું કરી બીચારાને ધમકી સાથ કાઢી મુકેછે. પણ જો કોઈ અંગરેજ સાહેબે એવાઓ ઉપર કાંઈ ખત લખી ફંડ ભરવાને હુકમ જેવી ફરમાસ કરી હોય તો તાબરતોબ તેમને રાજી રાખવાને તેમનો સખુન માંથે શું પણ સરોચશમ દખવા તઇઆર થાયછે; પછી એ ફંડ જોઇએ તો સાહેબ લોકોની રમુજ માટે જીમખાણું ઇઆ બાનતેનીસ બાંધવાનું હોય ઇઆ તેમને માટે બાગ બગીચા રચવાના કાં નહી હોય પણ તેમાં ભરવું તો જાઇઓ! પણ નહી આપણે ભુલ કરીએ છીએ! અંગરેજ સાહેબોને રાજી રાખી મોટી મોટી રકમો એકી આપીઆમાં કદાચ તેમને બીજા ફાયદાતો નહીજ પણ જે ધામસાંઓ તેમની રમત ગમત માટે બાંધી આપવામાં તેઓ મદદ કરે છે તે ધામસાંઓમાંથી તેમને દાખલ થતા અટકાવેલા જોવાનો દીલાશો મલેછે. વલી તેસાથ કદાચ તેઓ પોતાની ઉમેદમાં જરા આગલ વધતા હશે અને રાવબહાદુર, ઇઆ ખાનસાહેબ, ઇઆ સી. આઇ. ઈ. ના ખેતાબ લાનો એલકાબ પોતાના નામ સાથ જોડાયલો, ઇઆ ગલે ઓલવેલો જોવામાં શોભા ઇઆ ઇજત સમજતા હશે. એ રવેશનું તેમને માન મલો ઇઆ ન મલો પણ સાહેબ લોક બોલે તો તેમના સખુન માટે નાણાં ભરવાને વિલંબ લગાડવો એ ઠીક કહેવાય નહી.

——(0)——

એપરી ઘણીજ રસીલી છે. એમાં કેટલોક મોહોબ્બતની વાત છે, પણ તેમાં ચાકલણી સમાવેલીછે.

પણ મેં તો તમને શબ્દ કોશ આપયો હતો તેમાં શબ્દોના અરથ શીવાય બીજુ કાંઈ નથી એ ઉપરથી જણાયછે કે તમો કાંઈ ભણેલા નથી.

૧૩—વિજલી શું કામમાં આવતી બાકી રહેછે—શિકારીઓને પણ વિજલી મદદ લાગીછે. બંદુક પકડવાનાં લાકડાના મુઠાં આગલ એક બેતરી કરવામાં આવે છે અને તે મારફતે મુખ આગલ એક નાની બતી મુકવામાં આવેછે તેને વિજલી પુરી પાડવામાં આવેછે. એ હોવાથી અંધારામાં શિકારીઓને પોતાની બંદુક કયાં પડી છે તે તરત જણાઈ આવેછે.

૧૪—ખુજનો શેહલો ઉપાય—જે ભાગ ઉપર ખુજ થતી હોય તે ભાગ વાંદરાંનો કટકો સવચ્છ રેકતીફાઈદ સ્પીરીતમાં બોરી તે વડે દીવસમાં એક બે વખત ધોવો એ સ્પીરીતમાં સેંકડે ૧ ભાગ આમોનીઆ નાખવું ખુજ જલદીથી સાફ થશે.

૧૫—આપણી પૃથવિ ઉપર છપાતાં ન્યુસપેપરોની એકંદર સંખયા શુમારે ૩૫,૦૦૦ ની અંકાયછે જેથી દર ૨૮૦૦૦ આદમીએ એક ન્યુસ પેપરની રાસે ઉતરેછે.

૧૬—એક વેલા મી૦ મુલેમાંન સાતકા આગ ગાડીમાં બેસી બીજે ગામ જતા હતા ઘણો વેર ગાડીમાં બેસાંથી તેના ૩ ગજી લાંબા પગ બરાઇ આવ્યા હતા તેથી તે એક સ્તેશન ઉપર ઉતરયો અને પોતાના સોબતીઓ તરફ જોઇ બોલ્યો. "ઘણો વખત બેઠાથી પગ ભરાઇ આવયાછે વાસતે જરા લાંબા કરવા (છુટા પાડવા) જોઇએ" "અરે ભાઇ, ખબરદાર એમ કરતો ના. હજુર થોડા લાંબાછે કે વધારે કરવા માંગેછે."

૧૭—"હા સાહેબ," એક કારખાણાંવાલો, "હું પોતાને અંદમ જાતનુ ભલુ કરનાર સમજુછું મારાં કારખાણામાં હું દર રોજ શેંકડો માણસને તેમના ગુજરાણ માટે રોજી આપુછું."

"તમો લોકોનુ ગુજરાણ ચલાવોછો!" નજદીકમાં ઉભેલા એક સખશે જવાબ દીધો "સારૂ થયું કે તમે એ ખુલાશો કરયો. હું તો અત્યાર શુધી એવો વિચાર ધરાવતો હતો કે તેઓ તમારાં હોજરાં માટે મેહેનતમાં પીલાયછે."

## સવાલ.

૧—એક નેક માણુસ ચલકતાં ઝવેરની માફક કાં હોયછે!

૨—એવી કઇ ચીજછે કે જે જમીનની સપાટીથી ૫ કે ૬ ફીટની ઉંચાઇએ પોતાની હયાતી લેછે અને તે દોસતીની તથા મોહોબતની નીશાણી તરીકે ઓલખાયછે.

૩—કઇ ચીજ જીંદગીના પિયાલાને મધુર કરી મુકેછે પણ જો સેવટ સારૂ ન નિપજે તો સરવેથી સરસ ગુણવાલી ચીજને કડવી કરી નાંખેછે.

૪—એવી કઇ ચીજછે કે જે વારે ઘડીએ તેબલ ઉપર લાવવામાં આવેછે, કપાયછે, પણ તેને ખાવામાં આવતી નથી.

૫—એવી કઈ ચીજછે કે જેને માસ નથી હાડકાં નથી પણ ૪ આંગલાં અને એક અંગોઠો હોયછે.

૬—મને બંધે હાથ અને ચેહરો હોયછે અને તમારી આગલ ચાલુછ પણ જયારે હું ચાલુછ ત્યારે મારૂ શરીર સ્થીર રેહછે અને હું થોભુછું તયારે હું આરામ લેઉછ.

# પખવાડ્યાંની મજાહ.

પુસ્તક ૧ લું ]　　　　　　　　　　　　[ અંક ૨૦ મો



## લેડી ડફરીન ફંડ

સદરહુ ફંડમાં હિંદુસ્થાન ખાતે રૂપીઆ ૧,૮૧,૦૯૪—૮—૧૧ ભરાયાછે. એબી ઠીકછે. રાજા ભોલે ને દહાડી હાલે. એ કાંઈ એવું ફંડ માત્ર એવું નથી કે જેમાં અંગરેજો બોલે એટલે દેશીઓ ખોદાઈ વાણી સમજી તેમાં ઈઆ તેમ ઓપલાવે. બીજાં એવાં ઘણાંછે જેમાંના કેટલાંક તો માત્ર અંગરેજ સાહેબોને ખુશી રાખવા ખાતર દેશીઓ ભરી આપવાને તઈયાર થયાછે. દેશીઓમાં પારસીઓનો ભાગ મોટો હોયછે. શેઠીઆઓને ઘેર જો તેમની જાતવાલો કોઈ ગરીબ લાચાર માંગવા ગયો હોય તો તેને તાણાજનીના સખુન મંભલાવી કાંઈ સેહેજ સાજ આપવું નહી આપવું કરી બીચારાને ધમકી સાથ કાઢી મુકેછે. પણ જો કોઈ અંગરેજ સાહેબે એવાઓ ઉપર કાંઈ પતર લખી ફંડ ભરવાને હુકમ જેવી ફરમાસ કરી હોય તો તાબરતોબ તેમને રાજી રાખવાને તેમનો સખુન માથે શું પણ સરોઆંખે દાખવા તઈઆર થાયછે; પછી એ ફંડ જોઈએ તો સાહેબ લોકોની રમુજ માટે છમખાણું ઈઆ લાનતેનીસ બાંધવાનું હોય ઈઆ તેમને માટે બાગ બગીચા રચવાના કાં નહી હોય પણ તેમાં ભરવું તો જોઈએ! પણ નહી આપણે ભુલ કરીએ છીએ! અંગરેજ સાહેબોને રાજી રાખી મોટી મોટી રકમો ઓકી આપીઆમાં કદાચ તેમને બીજા ફાયદો નહીજ પણ જે ઘોમસાંઓ તેમની રમત ગમત માટે બાંધી આપવામાં તેઓ મદદ કરે છે તે ઘોભસાંઓમાંથી તેમને દાખલ થતા અટકાવેલા જોગો દીસાવો મરેછે. વલી તે સાથ કદાચ તેઓ પોતાની ઉમેદમાં જરા આગલ વધતા હશે અને રાવબહાદુર, ઈઆ ખાનસાહેબ, ઈઆ સી. આઈ. ઈ. ના ખેતાબલો એકાદ પોતાના નામ સાથ જોડાવશે, ઈઆ ગલે ઓલવેલા જોવામાં શોભા ઈઆ ઈજત સમજતા હશે. એ રવેશનું તેમને માન મલો ઈઆ ન મલો પણ સાહેબ લોક બોલે તો તેમના સખુન માટે નાણાં ભરવાને વિલંબ લગાડવો એ ઠીક કહેવાય નહી.

——(0)——

## આજના પારસીઓ

પ્રકરણ ૮ મું.

ગઈ રાતનો અમારો સ્વપ્નો એક એક સ્વપ્નામાં અમને તેમજ અમારા જેવા બીજા બંધીને કાંઈક સવીચારો આપે એવા છે. તે સ્વપ્નામાં અમોએ જે કાંઈ દીઠું તે નિચે મુજબ હતું—

ગુજરાતની રમુજી જમીનના એકાદા જંગલમાં એક નાનું પણ આબાદ શેહેર એક નદીને કીનારે આવેલું દીઠું. તેમાં નજર કરતાં એકજ વરગના લોકો જણાયાં પેહેરવેશ એક, ને રીત એક, રેવાજ એક, રસુમ એક, ઠાઠમાઠ એક, ધરમ એક. સારાંશ જયાં નજર જતાં સરવે તમામ એક દસ્તુરના પાયા ઉપર બંધાયલું હોવાથી ઘણુંજ રળીઆમણું લાગતુ હતું. રેહેવાસીઓ સુમારે નાનાં મોટાં ત્રણેક હજાર લાગતાં હતાં. રસતા જોઈએ તો મુંબઈનાં ઘોડી રસતા જેવા મોટા અને પોહોળા બાંધેલા હતા. આજુ બાજુએ ઝાડોની હાર લાગી રેહેલી હતી. તલાવ અને મેદાન જગે જગા જણાતાં હતાં. શેહેરની ગટર નવી ઢબ પ્રમાણે બાંધેલી જણાઈ. પાણી અને વીજળીના દીવાની પાઈપની કાંઈ કોતાઈ ન હતી. કારખાણાં, ઇસ્પીતાલ, લાઇબ્રેરી, નિશાળ, કાલેજ હોટેલ, નાટકશાળા વગેરેની કાંઈ મના ન હતી. શેહેરનો ઉદ્યોગ પોતાનોજ હતો. વેપારીઓ પોતાના શેહેરનો માલ ગામેગામ મોકલાવતા હતા તેમજ બાહારના જોઈતા માલની આયાત કરતા હતા. ધાન્ય તેમજ માહ, કાપડ, કપાસના વખારો મોટા મોટા હતા. શેહેરને લગતાં જંગલમાં ધાતુની ખાણ પુશકળ હતી, જે ઉપર શેહેરના ધણીઓનો મન સદાના શોખ પણ રેહેતાં હતાં. શેહેરનો ઉદ્યમ એટલો બોહોળો હતો કે તે દર રોજ ૨૦૦૦ આદમીને ધંધા ધાપામાં મશગુલ રાખી શકતુ હતુ. તેથી લોક સુખી સંતોષી પ્રમાણીક ખાસ ઉદ્યોગી આબાદ અને સહાસીક બનેલું હતું.

શેહેરના વચલા ભાગમાં એક વરતુળના આકારમાં એક બંબાખાણું હતું. તનદુરસ્તીની બાબમાં તે સંપુરણતાની એક નકલ કરવા જોગ નમુનો હતો. દરેક ઘર ધણીઓએ પોતાના ઘર પોતા માટે ખાસ નવા પસંદ કરેલા પ્લાન પ્રમાણે બાંધેલાં હતાં તેથી આખું શેહેર શોભાયમાન હતું.

શેહેરમાં એકજ વાતની ખુટ હતી. તે એ કે જગેજગ નજર ફેંકતાં જુદી જાતનું કોઈ આદમી જણાતું ન હતું.

વલી ત્યાં પ્રજાસત્તાક રાજ્યની દવાઈ ચાલતી હતી. આખા શેહેરમાં એક શેહેર સમાજ હતી જયાં પંચાયતના સાહેબો ઈનસાફ વગેરેનું ટોલ કરતા હતા. પંચાયતના મુખ્ય તરીકે આપણા હાલના બારોનેત સાહેબના તેમજ મી૦ દી૦ પીટીટના પઉતર બીરાજેલા જણાતા હતા. આ છેલી વાત ઉપરથી અમને એવું લાગેછે કે એ શેહેરની હસ્તી સુમારે આવતી અરધી સદીની પછી લટકેલી હતી. ત્યાં શેઠ માણેકજી જડનનું કાંઈ કામ પડતું ન હતું, સબબ લોકો પ્રમાણીક હતું. શેઠ દોરાબાઈ ફરામજીની કાંઈ જરૂર ન હતી એટલાજ માટે કે ચુકાદો કરવાને માટે કેશ હતાજ નહી. શેઠ ફરામજી ઈન્સપેકટરનુબી નામ ન હતું સબબ ફેસાદ શું તે ત્યાંના લોકો સમજતાં ન હતાં. સારાંશ, આખા શેહેરમાં સુલેહમાં ભંગ કરનારું તત્વ મુદલ જણાતું ન હતું.

આવાં શેહેરનું બવિશ પારસીઓના બાબમાં ખોટા કરીને જલદી પુરૂં પડે જેથી તેઓની પડતી હાલતનાં હડખાં અને-ખુમારાનો અંત આવી જાય. કેટલીક

ા હવાઇ વિચાર પણ વખતજતાં ખરા પડે છે. કોણુ ગયા ૪૦ વરશની વાત ઉપર એવું સમજતું હતું કે આ માછીમાર ટાપુ થોડાં વરસમાં એશિઆમાં પેહેલું શેહેર થઇ પડશે. પ્રાચીન કાલમાં કોણુ એવું ધારતું હતું કે જંગલીઓથી વસાયલું લંદન શેહેર દુન્યામાં સઉથી પેહેલાં શેહેરની પદવીએ પુગશે. એક વેલા શારક માછલાં, વાઘ, હાથી, સાંપ, સોસમાટ વગેરેનું એ શેહેર મઠક હતું. ત્યાર પછી આ મનુસ્ય દુશમનોની ખ્યારી જગો બરફના પહાડો તલે ગરક જતી રહી જેથી એ ફાડીખાનારાંઓનો જડામુંલ નાશ થઇ ગયો. રફતે રફતે વાત સુધરતી ગઈ; અને આજનાં લંદનની હાલત છેવટે નિકલી. કદાચ હવે પછીથી શું ફેરફાર થશે તે કોણુને ખબર.

એજ ઉપરથી અમને આશા છે કે સહાસીક પારસી જીવ જો ઉલત ધરી આગેવાની કરે તો ઉપલાં ધારનાવાલું પારસીઆન જરૂર કરી જન્મ પાંમે તેમાં નવાઇ નથી.

આપણા આ ટાપુ ઉપર વસ્તા ૪.૦૦૦૦ પારસીઓમાંથી પેદા કરેને અંગરેજી પેન્ન જેવા ઘણાક નિકલી આવે અને પેન્નના પગલાંપર ચાલી તેણે વસાવેલાં પેન્નસોલવેયાની માફક પારસીઆન શેહેરનો પાયો આ ભુમીના નહી ખેડાયલા ભાગો ઇઆ, કોઇ દુરની જમીન ઉપર નાખવામાં આવે. લોકો દરેક ચીજ થયલી જોવાને ખંતી રેહે છે એમાં કાંઇ ચઃ નથી, ખોતી માત્ર સુકાળીની રેહેછે જે મલવા મુશકેલ હોયછે.



## આશા

આપણી સનમુખ ગમે એવી નિરાશી ચોતરફથી ફરી વલીહોય તોપણુ કોઇ પણુ રીતે આશા છોડી નિરાશ બનવુ નહી—એ કેહેતી ડાહયા પુરૂશોની હોયછે. આકાશ ઉપરથી અંધારૂં વાદલ ફરી વલેછે, અને ઉમેદનો દરેક મામલો ફેરવઈ જાયછે; પણુ તે ઉપરથી ઇનસાનને સજાવાર નથી કે જે ચીજ બનવાની છે તેતરફ પોતાની પીઠ મંડે. એહેરા ઉપર નીરાશીને ગાલેબ આવવા દેવા નહી તેમજ સોભ્યા તરીકે મજબુત હિંમતને સાથે રાખવી અને નિરાશીનાં અંધકારમાંથી ગોટા ખાતાં સેવટે આબાદ બાહાર નિકલીશું માત્ર ધીરજ અને હિંમતનુંજ કામછે. અગર એક કામમાં આપણે આજે નિશફલ થશું તો તે ઉપરથી એમ સમજવનું કાંઇબી કારણુ નથી કે આવતી કાલેબી આપને એમજ નાસીપાસ બનશું. અગર આજે નિરફલ બન્યા તો ફરીથી તજવીજ કરતાં આપણે કદાચ પાર નહી પડશું એમ કોણુ કઈ શકશે. ઉપલી કેહેતી દરેક વખતે અને દરેક જગે એક સરખી રીતે કામ લાગે એવીછે. શું લડાઇનો કે શું મોહોબતના કામમાં તેની અશર એક સરખી રીતે ફાયદાકારક થાયછે માટે જો પેહેલાં આપણે ફાવીએ નહી તો ફરીથી કોશેશ કરવી અને તેમાંબી ફાવીએ નહી તો ફરી ફરી યત્ન કીધાથી સેવટે જરૂર ફતેહમંદ નિવડશું.



## પેટબોલુ પંખી

પ્રકરણુ ૧૦ મું.

(પાને ૨૬૬ થી સાંધન.)

હોરેસ સાથ ભટકવામાં એક રાત પુરી ગુજારવામાં તેના ચાલા તથા ગીત ભાત જોઇ લીધા ઉપરથી વેલેનતાઇનને તેને વિશે કાંઇ સારો વિચાર આવ્યો નહી. વેલેનતાઇન પોતાની જાતી અકકલથી ચેતી ગયો કે આગલ ચાલતાં હોરેસ કોઇ અતિખરો પુરૂષ

નિવડવાનો. તેના હાથથી કોઈ સારૂં કામ નિપજવાની તેણે આશા રાખી નહી. એ બો બે પોતાના મગજ ઉપર પડી ખાતરી મહી ત તે પોતાના ઘડીઆળને ચાવી આપીને બીછાણે ગયો. બારવગે તે અતિશય વેહે-લો ઉઠયો મજબુત નાસ્તો લીધો, અને એક દમ વ્હાણ ઉપર જવા માટે બંદર તરફ ગયો. રસ્તામાં લોકોની મોટી થક જોઈ. સઘળાંઓ ગાંસડા પોટલા માથે લઇ બંદર તરફ જતાં હતાં. ગાડી ઘોડાનો કાંઇ સુમાર ન હતો. ૯ વાગ્યા સુધીમાં તો સઘલે વાગેના લોકો મોટી સંખ્યામાં વ્હાણ ઉપર ભેગાં થયાં હતાં. ફકત તુતક ઉપર આશરે ૫૦૦ આદમી હતું. પોતે વેહેલો વ્હાણ ઉપર જ વાથી વેલેનતાઇને જે સઘલા હુકમ વહ ણનો કપતાન એક છોકરાની મારફતે આપતો હતો તે સઘલા જાણી લીધા. તે છોકરો એન જીનવાલો જગાને મથાળે ઉભેલો હતો. વહાણ દુર ગયું નહી એટલામા વેલેનતાઇને પેલા છોકરાના સાદની નકલ કરવાનો અખ્તરો આ લું કીધો. કપતાનના સઘલા હુકમથી તો વેલે નતાઇન માહેતગાર થઈ ચુકો હતો તેથી પો તાનું કામ તેણે ચાલુ કીધું.

'ઉભું રાખ," વેલેનતાઇન પેલા છોક રાના સાદની નકલ કરી બોલ્યો.

"નહી, નહી," કપતાન બોલ્યો.

"સબર," છોકરાના સાદમાં વેલેનતા ઇન બોલ્યો.

"ઉભું રાખવા તને કોણે કહ્યું," ક પતાને ચોરડાઇને પુછ્યું.

"સબર," વેલેનતાઇન બોલ્યો.

વ્હાણનું એનજીન તરત ચાલતું બંધ પાડવામાં આવ્યું.

"એ તું શું કરે છે?" કપતાને બુમ પાડી. 'જરા ધ્યાન ઠેકાણે રાખ. ચલાવ, અને ફરીથી મુરખાઇ દેખાડતો ના."

"ચલાવ!" છોકરો બોલ્યો.

છોકરો બીચારો વિચારમાં પડયોકે આ જે એવું બનાવ બને છે. કપતાન તેની ઉપર એટલો ખફા શામાટે થતો હશે. તે અરવેશના વિચારમાં હતો એટલામાં એક મછ વો બેવણુ ઉતારૂઓને લઈ વ્હાણ તરફ સટસ ટાત ચાલી આવતો હતો તે જોઈ કપતાને છોકરા તરફ જોઇ હાથ ઉંચા કરવા જેવો છોકરાએ એનજીન બંધ કરવાનો હુકમ કી ધો. તેજોઈ વેલનતાઇને સાદ મારયો, "ચ લાવ" જેથી એનજીન ચાલવા લાગ્યું. વળી કપતાન અતિશય ચોરડાઇ ગયો અને છો કરા તરફ જોઈ ગુસ્સામાં બોલ્યો "કેમ આ જે તને એ શું થયું છે."

"સબર?" બીચારા નિરદોષ છોકરા એ હુકમ કીધો.

વ્હાણ અટક્યું ને મછવો વ્હાણની બેર ડુંમાં આવી પુગો. સીડી ઉતારેલીજ હતી તે થી મછવા વાલો પકડવા જાયછે એટલે વે લેનતાઇને સાદ નાખ્યો "પછવાડે ફેરવો?" જ્યારે વ્હાણ ભરતીના રેહ સાથ સપાતાબંધ પાછળ હતી ગયું અને પેલો મછવો વ્હાણની આગાડી કેટલેક દુર રહી ગયો.

"સબર? લુચ્ચા, આગલ ચલાવ? એ તું આજે શું કરી રહયો છે?"

"સબર, ચલાવ"ના બંધે હુકમ છોકરા એ કીધા સબબ તેને કપતાનનાં કહેણની કાં ઈ સમજ પડી નહી; પણ જ્યારે કપતાને બંધે હાથ ઉંચા કીધા ત્યારે તેણે વ્હાણ ઉ ભું રાખવાનો હુકમ કીધો.

"ચલાવ?" વેલનતાઇને સાદ નાખ્યો જેથી વ્હાણ આગલ ચાલ્યું અને મછવો પાછલ પડી ગયો; જે જોઇ કપતાનનો મીજ જ હાથથી ગયો. તેણે પેલા છોકરા તરફ

પોતાની ટોપી જોરથી ફેંકી જે તે બીચારા નિરદોશને માથાં ઉપર વાગી. છોકરો માથું ગબડવા પડયો અને તેમ થતાં, વ્હાણ મછવાથી ઘણું દૂર ચાલી ગયું. એ રવેશનો મામલો જોઈ મછવાવાળાને બહુ માઠું લાગ્યું તે એવું સમજયો કે કપતાન તેની સાથે ચેડાં કાઢતો હતો અને એ વિચાર ઉપરથી વ્હાણ નજદીક જવાની આશા છોડી બેઠો. તેને હલેસાં મારવાં બંધ કરેલાં જોઈ કપતાન બહુ ગુસ્સે થઈ ગયો. તેના ત્રણ ઉતારૂઓ હરીફ વ્હાણ ઉપર જશે એવી ધાસતીથી તેના ગુસ્સાની હદ રહી નહી.

"હા? ખુબસુરત પોરયા?" તે બોલ્યો.

"સબર?" વેલનતાઇને સાદ નાખ્યો.

"શાં હજુર એ વાત મુકનો નહી?" ઉભો રેહ હું નિચે આવી તાહારી ખબર લઉં છું. ચલાવ જલદી?" કપતાને હુકમ કીધો.

'ચલાવ?' છોકરો બોલ્યો. "હું નહી જાણતો કે એ શું છે.'

'તું નહી? ફરીથી બોલ અને પછી જોઈ કેવો તું ભુઈ ઉપર ભમરડા માફક ફરતો રહે છે,' કપતાન બોલ્યો.

છોકરે પ્રત્યુતરમાં પોતાનું નિરદોશપણું જણાવ્યું જેથી કપતાનને તેના જુઠા બોલવા ઉપર ઘણીજ ચીડ લાગી. તે બોલ્યો, "ખબરદાર રેહે નહી તો હેઠલ આવી એક મુકો માથામાં એવો લગાવંશ કે મને ઈયાદ કરતો રેહશે."

"કેમ ચુપ નથી રેહવાતું?"કપતાન બોલ્યો.

"સબર!" વેલેનતાઇને સાદ નાખ્યો

"અરે તને થયું કેમ! એ શું કરી રહયો છે. કેમ કાંઇ કેસરી પખ ખાવાનો શોખ થયો છે કે! બોલ, માત્ર હા કરીને બોલ પછી જોઇજ લે કે કેવો સ્વાદ તને રહી જાય છે. હવે ધ્યાન રાખ, હું તને છેલ્લી વાર ચેટાવુંછું કે હવે કાંઈ વધારે એવું કરશે પછી તે જરા પણ હશે તોએ હું નીચે આવી તારી ભીરી ખબર લેવશ! કેમ, આપણે આગલ ચાલીશું કે!"

'ચલાવ' છોકરો તદન નાઉમેદ થઇ બોલ્યો.

'હં, હવે સમજયો,' કપતાન પોતાના માથાં આગલ મુક્કી ધરી છોકરાને તે હેખાડતો બોલ્યો. એટલું બોલી તે પોતાના ગજવામાં હાથ ખોસી આગલ શું કરવું તે વિશે વિચાર કરતો ઉભો.

એમ કરતાં જેવી તેની નજર છોકરા તરફથી ફરી કે વેલનતાઇને ફરીથી સાદ કાઢયો, "શબર કર! અટકાવ" પણ આ છેલ્લા શબ્દનો અવાજ બંધ પડયો નહી એટલામાં કપતાને એક જાડુ દોરડું ઝટ દઇને ઉપાડયું અને એક પણ શબ્દ બોલ્યા વગર પુર ગુસ્સામાં નીચે તુટકની ઉપર કુદકો મારયો.

"નાહાસ, છોકરા, નાહાસ!" વેલેનતાઈને તેજ પલે સાદ કાઢયો; અને છોકરો કે જે કોઈ અદગરાનો બાદશાહ હતો તે વિજલીની માફક ઉતારૂઓની ગરદીમાં ભરાઈ ગયો. પેહેલ વેહેલાં તો કપતાન છોકરાની નજદીક હતો પણ તે છોકરો એટલી ઝડપથી દોડતો કે અને તેને એટલીતો ઝડપથી

ગોલ આંટા ખવડાવતો કે તુરત એવું માલમ પડયું કે આગલની માફકજ તે જીવ નાખતો તેની પુઠે લાગતો હતો.

"પકડો તો પેલા દુકતાને!" કપતાન બોલ્યો, "પકડો પેલાને! પણ ઉતારૂઓને તો અતિશય ગમત મલતી હતી તેથી તેને પકડવાને સરવે કોઈ અખાડા કરતું. એટલુંજ નહી પણ તેઓ તો સામા પેલા છોકરાને ખંચાવતાં, અને જયારે એવું બનતું કે કપતાન છોકરાને પકડી પાડવાની અણી ઉપર આવતો ત્યારે ૧૦ કે ૧૨ મજબુત બાંધાના મરદો તેની આડે થતા.

"અહીં આવ?" કપતાન હાંફતો હાંફતો બોલ્યો, "હું જે કહુંછું તે સુગો સુગો કર. અહી આવ?" પણ તેમ કરવાને છોકરો ના પાડતો જેથી ફરીથી તેની પુઠ પકડી તેને પકડવાની તેણે તજવીજ કરી. આખરે વેલેનતાઇને તિરસ્કાર ભરેલું હસવું ચાલુ કીધું અને જયારે તેવાં હસવાના એક પલમાં કાંઈ સેંકડો પડધા થયા ત્યારેજ કપતાનની ફીલસુફી ભરેલી નજર ઉંઘડી અને છોકરાની પુઠ સુઝી.

"અહીં આવ રોબીનસન!" કપતાન બોલ્યો, "જરા અહી નજર રાખજે. હું થોડા વખતમાં એ દુકતાનો ખબર લઇશ." એટલુ કહી તેણે ઇજનેરને ચલાવવાનો હુકમ કરયો અને ઝડપથી પાછો પોતાની જગામાટે સીડી ઉપર ચઢયો. અલબતાં પેલા બીચારા નિરદોષ છોકરાની જગા રોબીનસન નામના બીજા શખ્સને મલી.

જહાણુ હવે ધમધોકાર આગલ ચાલવા લાગું. રોબીનસનનો સાદ વેલેનતાઇને કોઈ વખત સાંભલ્યો ન હતો તેથી તેની નકલ કરવી તેનાથી બને એવું ન હતું. એટલાજ માટે તે હવે કાંઈ બીજાંની શોધમાં આસપાસ પોતાની નજર ફેંકવા લાગો. જે પેહેલા શખ્સસાથ તેને મેલાપ થયો તે એક મજબુત બાંધાનો, કાલા ટેબીઆવાલો ગ્રહસ્થ હતો જે એક સુંદર નાની ચોપડી ફાડવામાં રોકાયલો હતો. તે ફાડેલાં પાણાં એકેક રૂપીએ વેચતો હતો. જે અજાયબ જેવી ઊલટથી તેનાં પાણાંનો ખપ થઇજતો હતો તે ઉપરથી વેલેનતાઇનને એવો વિચાર આવ્યો કે તેમાં કાંઈ ઘણીજ કીમતી અને ઉપયોગી ખબર હશે. એ વિચારે તેને એક નકલ ખરીદ કરવાને ઉસકેરયો અને તેમાંહેલી બાબદથી માહીતગાર થયા પછી પોતાનો સાદ તે વેચનારની પાછલ ફેંકી તે બોલ્યો, —"અરે ભાઇ, મને સાત જોઇએછે."

"સાત?" વેચનારે પુછયું, "હા લેવો. ત્રણ, પાંચ, સાત, ગણાયાં અને એકજ ઝટકામાં ૭ પાણાં ખેંચી કઢાયાં.

"લાવની ભાઈ, કયાંછે," વેલેનતાઇને પેહલાંની બરાબર સાદ નાંખ્યો.

"આ રહયાં, તઇયારછે," વેચનારે જવાબ દીધે.

"લાવો, અહીં મોકલોતો," વેલેનતાઇન બોલ્યો.

"લેવો સાહેબ, આ સાતછે;" અને તરતજ પાસેના ઉભેલાઓના હાથમાંથી સાત પાણાં પસાર થવા લાગયા.

"મત અને મારી મીસીસને એ'આ પતા ?" એક ગ્રહસ્થ પોતાની પાકીટ ઉં ધાડતો બોલ્યો.

'પણ મારાં મત ક્યાંછે ? 'વેલેનત' ઇને પાછો પોકાર કીધો.

"થઇ ના કરો. એમાં કાંઈ વલવલવાનુ' નથી," વેચનારે જવાબ દીધો.

"ઠીક છે ત્યારે લેવો આ હું ચાલ્યો, પઈસા ખઇમા આપણે કાંઇ જાણુંયે નહી," વેલેનતાઇન બોલ્યો.

"ચાલ્યો ?' વેચનાર બોલ્યો, "મુગા મુગા પઈસા કાઢો નહીતો ભારી પડશે." આ બોલતાં વેચનાર ઉશ્કેરાઈ ગયો

'ત્યારે તેં પઇસા લીધા,' એક શખ્સ કે જે વેચનારની પછવાડેથી દુર ઉભો હતો તેનો સાદ કાઢી વેલેનતાઇન બોલ્યો. તે શખ્સના ચેહેરા તરફ વેચનારે ગુસ્સાથી નજર ફેંકી અને કહ્યું ''તું પઈસા નહી આપશે ની ? કોઇ મોટો ઉઠાઉગીર દેખાયો. જોઇએ તું કેમ નથી આપતો." એટલું બોલતાં તે લોકોને બીજાં પાણી કાઢી આ પીંતોમાં રોકાયો.

બાદ વેલેનતાઇનનું ધ્યાન સલુન તરફ ખેંચાયું; પણ ત્યાં તેણે થોડીએક સ્ત્રીઓને પોતાના આશકો સાથ વાતમાં મશગુલ રહેલાં તથા વખતે વખત સરાબના ગલાસ પે દરપે ઉડાવતાં દીઠાં તેથી તેઓને હરકત કર્યા વગર એકેક આગલ પોતાનાં ઇગર ઝુકતાં કરવા દઈ ત્યાંથી ડેખીન તરફનો રસ્તો લીધો. ક્યીન મહિલાં લોકો પણ તેવી જ રવેશે મશગુલ રહેલાં હતાં, માત્ર ફરક એજ હતો કે તેઓની ગોફતેગો કાંઈ ખાનગી ઇશ્ક હરકતોની ન હતી. તેઓ મજુરોને મલતાં હલકા દરમાયા બાબે ચરચા ચલાવતાં હતાં આવી હાલતનું કારણ દરશાવવા માટે એક શખ્શ લોકોના દીલ એકસરખા સાધારને હક મેલવવા પાછલ ઉસકેરતો હતો આ શખ્શ ભાશાન કરતાના સાદથી જે લોકો તેના મતની તરફેન કાંઈ બોલતાં તેમનો સાદ ધં કાઇ જતો હતો અને જે લોકો તેના મતથી જરાએ વિરૂધ જતા તો તેઓ ઉપર ગાલ ગલોચી અને તાણાજણીના મશ્કુનોનો વરસાદ ચોમેરથી છુટતો હતો.

આખરે વેલેનતાઇને પેલા ભાશાન કરતાને તેના મતની ખાતરી વાસતે કશી જ વાનો ઠરાવ કીધો. તે સામી બાજુ ઉપર સાદ નાખી બોલ્યો. "આપણને એક સરખા હક નથી જોઇતા.'

"નથી જોઇતા !' ભાશાન કરતા બોલ્યો "ઠીકછે તમને નથી જોઇતા; પણ હું તો દરેકને સરખા હક મલવાની તરફેનમાં; અને જેઓનો વિચાર એ મુજબ ચાલવાનો ન હોય. તેમને મંડલીમાંથી હાંકી કાઢવા જોઇએ. એકસરખા હક નથી જોઇતા ? કાં શા માટે નહી જોઇતા ચાલો આપણે તે બાબે તકરાર ચલાવ્યે. પેહલો સવાલ એછે જે આ પાણી મધલાના હક એકસરખા કાં નહી હોય ? ભાશાન કરતાએ આંખના પલકારા મારવા અને હોકાંનો સેહેકો લીધો. આપણને સરખા હક કાં નહી મલવા જોઇએ ?

"કારણ કે, 'વેલેનતાઇન કેબીનનેબીજે છેડે પોતાનો સાદ ફેંકી દીધો, "કારણકે તારા જેવા મુરખાઓ તેનો ગેર ઉપયોગ કરયા વના રહેનહી.'

આ શખુન તો પુરતા થઇ ગયા.' ભાષણ કરતાએ પોતાનો હુકકો નીચે મુકયો; જરા મજબુત એલ દારૂનો ગેટ ભરયો; પોતાનો દગલો ઉતારયો; બદીઆનની બાંહે ટોપરીઆં દેર ચઢાવી અને પેલા બોલનારાને તેની સાથ હાથ અજમાવવાને બાહર નિકલવા કહયું. એક પલમાં આખી કેબીનમાં ગોંગાટ મચી રહયો. સ્રીઓએ પોતાના આશકોને ટંટામાં ભાગ લેતા અટકાવ્યા, જયારે ભાશન કરતાની બાયડીએ તેને પોતાના હાથ એક નિચ માણસના લોહીમાં ખરડી પોતાને હલકું લગાડવાની મના કરી. તેને ઘણો વખત સુધી લોકોએ સમજાવ્યો પણ તે કાંઈ સમજયો નહી. આખરે તે તાઢો પડયો, જયારે, જોકે તેણે કસમ ખાધા હતા કે જે કોઈ તેનાં મતથી જુદો પડશે તેની ઉપર તે કીનો લેશે તોપણ ત્યાં ભેગાં થયલાં નર નારીનાં મગજ સ્વસ્થ થયાં. આ ઠેકાણે ઘણા એક એવા પરણેલા ગ્રહસ્થો હતા જે ઓની ઓરતો તુટક ઉપર ફરતી હતી, અને વેલેનતાઇનને તે વાત ગેરવાજબી લાગી તેથી તે તેમને ભરથારસાથ મેલવાની મતલબથી તે તુટક ઉપર ગયો. "તમને કાંઇ ખબરછે કે," તે એક ભપકાદાર પોશાક પેહેરેલી સ્રીના કાનમાં ધીમો સાદ નાખી બોલ્યો, "તમને કાંઈ ખબર છે કે કેબીનમાં તમારો ભરથાર કોણને ચુંમી લીએ છે!" તેણીએ અચર ત થઇ પાછું ફરી જોયું. "તમે તેણીને ઓલખોછો?" વેલેનતાઇન બોલ્યો, અને જોકે તે બોલનાર કોણ હતું તે તેણી જાણી શકી નહી. તોપણ તેણી એકદમ કેબીનતરફ તે વાતની પતીજ કરવા ગઇ

"તોબાહ? તોબાહ! તમરા માતીએ કેટલો બધો દારૂ પીધો? ખોદાખાતર એને વધારે પીવા દેવોના?" એક બાઇનાં કાનમાં વેલેનતાઇને સાદ નાંખી કહયું જેની અસર એવી થઇ કે તે દોડતી કે કેબીન તરફ ગઇ. "કેમ, તમારા ધણીને તમે એટલો વિખરાવા દેવો છો કે જેથી ઓરત તેને મલે તેની ઉપર ધ્યાન પેહોંચાડયા વગર રેહે નહી" એક ત્રીજીના કાન ઉપર સાદ નાખી વેલેનતાઇન બોલ્યો. એ રવેશે તરેહવાર ટોલાથી દરેક પરણેલી સ્ત્રાને કેબીનજ મેકાલવાતે

"વ્હાણને ઠોભાવો? " રોબીનસન બેખરા અવાજમાં ધાંટો તાણી બોલ્યો.

"વાહુવા, એ સાદની હવે મારે નકલ કરવી છે," વેલેનતાઇનિ મનસે બોલ્યો. "હું પેલા છોકરાને તેની જગા પાછી અપાંવવાને લાગ આવ્યો છે," અને જેવો તેણે એ મછવાને વ્હાણ તરફ સંમેથી આવતાં દીઠો તેવો 'રોબાનસનને ઢબની ચાલાકીથી' તેણે પોકાર કીધો "ચલાવ!"

"નહી, નહી!" કપતાને બુમ મારી "નહી, નહી? શું બી કો પેલા છોકરા ને વેજ દેખું?"

"ઉભું રાખ?! રોબીનસન પોકારયે "મેં કંઇ ચલાવવાને કહયું નથી?'

"ચલાવ'? વેલેનતાઇનિ બોલ્યો, તરતજ વ્હાણનાં પઇડાં ફરવા લાગાં, અને હવે તે ઇજિનેર સાહેબનો જીવ કંટાલાથી ઉસકેરાઇ આવ્યો.

કેમ તું મને ઘેલો કરી મુકવા માંગે છેકે?' કપતાન બોલ્યો.

"પણ મને શું કેહેવા માંગો છો, હું

તો કાંઇએ બોલ્યો નથી," રોબીનશને પોતાના બચાવમાં કહ્યું.

"શું? શું!" કપતાન બોલ્યો, "તું નહી? અરે રોબીનસન તારો વાંક છુપાવાને જુઠું કહેવાને જરા શરમાતો નહી એ કેવું ખોટું છે."

'પણ હું તમને જણાવુછું કે મેં એવું કીધુંજ નથી? જો તમે મારૂં માનતા નહી હોય તો તમે હવે હુકમ કરો." એટલું કહી રોબીનશન વહાણના આગલા ભાગ તરફ ફરતો ગયો અને હાથમાં એક દોરડાનો કટકો જે આવી લાગો તે ઉપાડી તૂટક ઉપર જોરથી અફાલી ફેંકયો અને એ રવેશે પોતાના કીણુનો ઉપાય લઈ તે આદબ વાલી સ્વસ્થ ઉભો.

"કેમ છોકરા, જો હું તને પાછો તારી જગા ઉપર મુકરર કરૂં તો તું સારી રવેશે માલાને કબુલ થાયછે કે?" કપતાને પેલા પેહેલા છોકરાને પુછયું.

"હા સાહેબ," 'છોકરે જવાબ દીધો. મગર!' કપતાનના હાથ તરફ જોઈને બોલ્યો.

૧) એમ કરતાં મછવો છેક પાસે આવી પુગો. તે મધે એક જઈફ મરદ અને તેની દીકરી બેઠલાં હતાં. છોકરીની ખુબસુરતી જોઇ વેલેનતાઇન દંગ થઇ ગયો અને તેણીના ચેહેરા તરફ તગો તગ જોઈ રહયો. તેને એવું લાગ્યું કે તેણીના જેવી ખુબસુરત નાજની કોઈ દીવસ તેણે જોઈ ન હતી. જેમ જેમ તેણીનો મછવો વધારે નજદીક આવતો ગયો તેમ તેમ તેની ખુશીમાં વધારો થતો ગયો.

એમ કરતા મછવો વહાણની બોરડુએ આવી પુગયો ત્યારે તે માહેલો જઈફ ઉભો થયો પણ એટલામાં તેણે એક જોકો ખાધો જેથી એક પલમાં નદીમાં પડયો.

'મારા બાવા! મારા બાવા!' તેની દીકરીએ ફરીઆદી પાડી અને હાથ લાંબા કરી તેની ઉપર દમ બાંધીને પડી.

'બચાવો તેમને!' આસરે પચાશેક ઉતારૂઓ બોલી ઉઠયાં.

'છોડી દેવો મછવાને છોડી દેવો' શુકાણીએ બુમ પાડી.

જે ધણી મછવાંનો હુક પકડી રહયો હતો તેનાથી મછવો છુટો કરી શકાયો નહી અને પેલાં બંનેનાં શરીર એકેકને વળગીને પાણીના પ્રવાહ સાથ તરતાં ગબડાતાં હતાં તેથી વેલેનતાઈને વહાણનાં સુકાણ તરફ ધસ્યો જઇ પાણીમાં એકદમ ઝંપલાવ્યું. જોરથી ડુબકી મારવાને લીધે તે પાણીનાં ઉંડાણમાં ગયો તેનાં કપડાં ભીનાઇને એટલાં ભારી થઈ પડયાં કે તેને ઉપર આવતાં મોટી મુશકેલી નડી અને જયારે તે ઉપર આવ્યો ત્યારે પેલાં બંનેથી ઘણોજ દુર નિકલેલો જણાયો, પણ તે બ્હાદુરીથી તરતો જે પલે પેલાં ડુબવાની અણી ઉપર હતાં તે પલે તેમની નજદીક પુગો. તેના હાથમાં પહેલી ચીજ જે કાંઇ પકડાઈ તે પેલા જઈફના બાલ હતા. તે જઈફે પોતાના ઉગારનારના હાથે વળગી પડવાનો તરતજ કોશેશ કીધી, પણ વેલેનતાઇને તાબરતોબ તેના હાથ છટકાવી નાખ્યા, અને પેલી ઓરતનો જભ્ભો પકડીને તે બંનેને પોતાની એક હાથની વે

"કારણ કે, 'વેલેનતાઇન કેબીનનેબીજે છેડે પોતાનો સાદ ફેંકી દીધો, "કારણકે તારા જેવા મુરખાઓ તેનો ગેર ઉપયોગ કરયા વના રહેનહી.'

આ શખુન તો પુરતા થઇ ગયા. ભાપાને કરતાએ પોતાનો હુકકો નીચે મુકયો; જરા મજબુત એલ દારૂનો ગેટ ભરયો; પોતાનો દગલો ઉતારયો; બદીઆનની બાંહેડો પરીઆં દેર ચઢાવી અને પેલા બોલનારાને તેની સાથ હાથ અજમાવવાને બાહર નિકળવા કહયું. એક પલમાં આખી કેબીનમાં ગેંગાટ મચી રહયો. સ્ત્રીઓએ પોતાના આશકોને ટંટામાં ભાગ લેતા અટકાવ્યા, જયારે ભાથન કરતાની બાયડીએ તેને પોતાના હાથ એક નિચ માણસના લોહીમાં ખરડી પોતાને હલકું લગાડવાની મના કરી. તેને ઘણો વખત સુધી લોકોએ સમજાવ્યો પણ તે કાંઈ સમજયો નહી. આખરે તે તાઢો પડયો, જયારે, જોકે તેણે કસમ ખાધા હતા કે જે કોઈ તેનાં મતથી જુદો પડશે તેની ઉપર તે કીનો લેશે તોપણ ત્યાં ભેગાં થયલાં નર નારીનાં મગઝ સ્વસ્થ થયાં. આ ઠેકાણે ઘણા એક એવા પરણેલા ગ્રહસ્થો હતા જે ઓની ઓરતો તુટક ઉપર ફરતી હતી, અને વેલેનતાઇનને તે વાત ગેરવાજબી લાગી તથી તે તેમને ભરથારસાથ મેલવાની મતલબથી તે તુટક ઉપર ગયો. "તમને કાંઇ ખબર છે કે," તે એક ભપકાદાર પોશાક પેહેરેલી સ્ત્રીના કાનમાં ધીમો સાદ નાખી બોલ્યો, "તમને કાંઈ ખબર છે કે કેબીનમાં તમારો ભરથાર કોણને ચુંમી લીએ છે!" તેણીએ અચર ત થઇ પાછું ફરી જોયું. "તમે તેણીને ઓલખોછો?" વેલેનતાઇન બોલ્યો, અને જોકે તે બોલનાર કોણ હતું તે તેણી જાણી શકી નહી. તોપણ તેણી એકદમ કેબીનતરફ તે વાતની પતીજ કરવા ગઇ

"તોબાહ? તોબાહ! તમરા માતીએ કેટલો બધો દારૂ પીધો? ખોદાખાતર એને વધારે પીવા દેવોના?" એક બાઇનાં કાનમાં વેલેનતાઇને સાદ નાંખી કહયું જેની અસર એવી થઈ કે તે દોડતી કેબીન તરફ ગઇ. "કેમ, તમારા ધણીને તમે એટલો વિખરાવા દેવો છો કે જેથી ઓરત તેને મલે તેની ઉપર ધ્યાન પોહોંચાડયા વગર રેહે નહી" એક ત્રીજીના કાન ઉપર સાદ નાખી વેલેનતાઇન બોલ્યો. એ રવેશે તરેહવાર ટોલાથી દરેક પરણેલી સ્ત્રીને કેબીનમાં મેકાલવાતો

"વ્હાણને ઠોભાવો? " રોબીનસન ખોખરા અવાજમાં ઘાંટો તાણી બોલ્યો.

"વાહવા, એ સાદની હવે મારે નકલ કરવી છે,"વેલેનતાઇનિ મનસે બોલ્યો. "હવે પેલા છોકરાને તેની જગા પાછી અપાવવાનો લાગ આવ્યો છે," અને જેવો તેણે એક મછવાને વ્હાણ તરફ સામેથી આવતાં દીઠો તેવો રોબીનસનને ઢબની ચાલાકીથી તેણે પોકાર કીધો "ચલાવ!"

"નહી, નહી!" કપતાને બુમ મારી "નહી, નહી? તુંબી કેહો પેલા છોકરા જેવો જ દેખું?"

"ઉભું રાખ?! રોબીનસન પોકારયો "મેં કાંઇ ચલાવવાને કહયું નથી?'

"ચલાવ'?વેલેનતાઇનિ બોલ્યો, તરતજ વ્હાણનાં પઇડાં ફરવા લાગાં, અને હવે તો ઇજિનેર સાહેબનો જીવ કંટાલાથી ઉસકેરાઈ આવ્યો.

કેમ તું મને ઘેલા કરી મુકવા માંગે છેકે?' કપતાન બોલ્યો.

"પણ મને શું કેહેવા માંગો છો, હું

ના લેશું. ઉચક, ભાઇ? એથી તારી બધી શરદી નિકળી જશે. આ વાતમા લગાર પણ શક ન હતો કારણ કે બરાન્દી વેલેનતાઇનના પેટમાં જબરી ખબર લે એવો મજબુત હતો. તેણે બીજાઓસાથ બે મ.ર ગમ લીધો હતો તેથી આ તકે તે શખ્શનો સખુન રાખવા માત્ર હોઠને લગાડયો. વ્હાણ હવે ગેરવેસેન્ડની નજદીક જઇ લાગ્યું અને વેલેનતાઇન પોતાની મોહોબતની દેવીની મુલાકાત લેવા ગયો. તે છોકરીએ તેનો હાથ દાબ્યો અને પોતાની નજર ઉપર કરી કહ્યું, "પણ તમો અમને મળવા આવશોની?" વેલેનતાઇને તેણીના ખુબસુરત ચેહરા તરફ તગોતગ જોયા કીધું અને એક પણ શબ્દ કાઢયો નહી.

"તમે મળવા આવવાને વચન આપશો? પાપાજી મારી ખાતરી છે કે તમને જોઇ ઘણાજ ખુશી થશે! કાં તમે કણજાત આ પવાને આણાકાણી કરશો!

"હું વચન આપુંછું કે હું તમને મળીશ; અને જયારે હું ખાતરી કરી આપુંછું કે એ વાત કરતાં અને બીજા કશાંથી વધારે ખુશી મળનાર નથી ત્યારે —" તેણે તેણીનો હાથ દાબ્યો, પણ તેનાથી વધારે બોલી શકાયું નહી; કારણ તેણીની નજર તેના ચેહેરા ગમ હતી અને તેણીની આંખ ઉપકાર તેમજ મોહોબ્બત એ બપેથી દીપતી હતી.

"બે દોસ્ત એક બીજાને ગોટ?" પેલો રંગીલો શખ્શ પાછો વેલેનતાઇન આગલ આવી બોલ્યો. "જરા તમે ફીકકા પડી ગયેલા દેખાવો છો; અને તમને શરદી ન લાગે એટલા માટે મારી મીસીસ તમને આ પવા માગેછે."

"નહી ભાઈ, હવે જરા નહી," વેલેનતાઇને જવાબ દીધો.

"આ જુવાન બાઇ જરા લેશે?" તે શખ્શે પેલા બુઢાની દીકરી ગમ જોઈ કહ્યું "નહી ભાઈ, જરા લેવો! મારી મીસીસ કહેછે કે તમે જરા કાંઇ લેશો નહી તો જરૂર સીક પડી જશો." તે સ્ત્રીએ ભારી ગમતા સહીત ના પાડી; બાદ, સઘલાઓનો ઉપકાર વારંવાર માન્ય કરી તેઓ હેઠલ ડુટક ઉપરે ગયાં.

કિનારો હવે દેખાયો. કપતાનનું મન હવે શાંત થયું હતું; પણ પેલા છોકરાને દીલે ડગડગો રહયો કે પેલાં રમખાનને લીધે કપતાન તેને તેની જગા ઉપર કાયમ રાખશે કે નહી. અલબતાં કપતાન તો પેહેલાં કરતાં તેની ઉપર વધારે મમતા દેખાડતો હતો; પણ તેટલાંજ ઉપરથી તેને શક રેહેતો હતો. તેની આ શંકામાં વલતી વધારો થયો; સબબ, પેલો કપતાન રાખેતાથી ઉલટો જઇ સઘલા ઉતારૂઓની અગાઉ પોતાની જગા ઉપરથી ઉતરયો. છોકરાએ તેની ઉપરથી પોતાની નજર ખસાડી નહી, અને જ્યારે તે કપતાનનું તેની નજદીકમાં આવવું બનતું ત્યારે તે ત્યાંથી બીજી ગમ નિકલી જતો. તેની બીહીક તોપણ નકામી હતી; કારણકે કપતાનની દરેક જોસ ભરી લાગણી વેલેનતાઇનનાં તારીફ લાયક કામથી નરમ પડી ગઇ હતી; અને જયારે એવું જણાયું કે વેલેનતાઇનને સાબાસી આપવા ખાતર કપ

તાન નીચે જલદીથી ઉતરયો હતો ત્યારે પેલા છોકરાને હઇડ જરા તાઢક પડી.

"હું ખુશી થયોછું," વેલેનતાઇનનો હાથ ઝાલી કપતાન બોલ્યો, "તમારી મરદાનગીથી મને મોટી ખુશી ઉપ્તન થઇછે. તમોએ બે શખસોના જીવ ઉગારયા છે—આ ત મારાં કામનો બરાબરનો હેવાલ "ઇલીઅડ" કાગળમાં વાંચવામાં આવેછે—જયાં એક ગ્રહસ્થ, હું ધારૂંછું કે આરતઅરફ્રીસ પણ તેની મને બરાબર ઇયાદ નથી, કે તેજ કે કોણ, પીતર મ્હાભાને બાહાર લાવવા પોતદીમાં કુદી પડેછે."

"પણ તે ફતેહ પામ્યો કે?" વેલેનતાઇને ખુસ્લી ઉલટ સાથ પુછયું"

"એવું તો કાંઇ જણાયલું નથી; પણ આટલું તો નકી છે કે તે બહાર પાછો ઉપર આવ્યોજ નહી." કપતાને ઉતર દીધો.

"તોબાહ! તોબાહ! છી! છી! ત્યારે, અલબતાં, તે તેને બ્હાર લાવ્યો કે નહી તેથી દુન્યાને વાકેફ કરી શકયોનહી," વેલેનતાઇન બોલ્યો.

"બચોત નહી, અને એજ ઇતિહાશની ખાંમીછે તો કોઇ પણ માણસ પોતાનો વરતાંત સંપુરણ રીતે લખી શકયો નથી એક વખત લખવાને ઉલટ ધરી ચાલુ કરેછે પણ પછવાડેથી તે ઉલટ પાર પાડવાને શેવટ સારૂ લાવતા નથી—એજ કમનસીબ તો, પણ મને તમારાં મોટાં દીલથી ઘણુંજ લાગેછે. મને તમારૂં મગજ તપાસવા ગમેછે. તેજ ઇંદ્રી, પેલી આંખ ઉપરથી આવેલી ઇંદરી—ઘણીજ ભરપુર દેખાયછે.

"અહિ, તમો તો કોઇ ઇનિમાનની ખાશીઅેત પારખું દેખાવ છો,' વેલેનતાઇન બોલ્યો 'અહી વહાણ ઉપર પેલો છોકરો કોઇ અતિ મય ચાલાક દેખાય છે. તેનું ધ્યાન ઘણું ચોકશ લાગેછે."

'હા, છે તો ઠીક પણ કોઇ વખત તે બેધીયાન બની જાયછે,' કપતાને જવાબ દીધો, 'વલી કોઇ વખત તો એવી ભુલ કરેછે કે કેમ ચાલવું તે પણ વિસરી જાયછે. તમે નહી જોયું કે આજ સહવારે તેણે કેવી માથા ફુટ કરાવી.'

'આખર કરે તો એ છોકરો,' વેલેનતાઇને જવાબ દીધો.

વેલેનતાઇનના આવા વિચારથી કપતાન તાજુબ થયો. તેણે છોકરા માટે જે આંખ તા ઉપાય લેવાને ઇચ્છયું હતું તે વિચાર મન માંથી કાઢી નાખ્યો અને જયાં સુધી તે ફરી તેવી ચાલ ચલાવે ત્યાં સુધી તો તેને માફ કરવાને કબુલાત આપી.

'મેરબાની કરી તમારા એ છોકરાને મારી સાથ મારાં ભીનાં કપડાં ઉચકી મોકલશો,' વેલેનતાઇને પુછયું.

'અલબતાં, મોટી ખુશી સાથ,' કપતાને જવાબ દીધો. "અહી આવ, છોકરા, આ ગરહસ્થની સાથ જા. તેનો સામાન ગ્રયલો તપાસજે; અને હવેથી કેવી ચાલ ચલાવવી તેની ખબરદારી રાખજે.'

છોકરે ચાલાકીથી હુકમ બજાવ્યો, અને વેલેનતાઇનની પછવાડે વહાણ ઉપરથી ઉતરયો.

લોકોની ગરદી ઘણી મોટી હતી. સઘળાં જલદી બહાર નિકલવાને વાસતે ઘાંઘાં

મારતાં હતાં. આયકા હમણી જબરી ચાલ તી હતી. કચડા કચડીનો કાંઈ શુમાર ન હતો.

'તમારૂં, કાંઈ ગયુંછે?' વેલેનટાઈને એક શખ્શના કાનમાં અવાજ નાખી તેને ભમાવયો. તે શખ્સ પોતાનાં ગજવાં ખાંખી ફાંખી તપાસવા ઉભો. સઘળું બરાબર જોઈ તે ઈયાદ કરવો ઉભો કે ઘેરથી તે શું શું લાવ્યો હતો.

"કેમ તમે આવી ચાલ ચલાવવા દેવો છો કે?" વેલનતાઈને એક ઘરડી સ્ત્રીના કાનમાં અવાજ નાખયો.

'વાહ! જોન્સ!' તે ઘરડી સ્ત્રીએ એક શખસ કે જે બે સ્ત્રીની વચમાં ચાલતો હતો તેનીગમ જોઈ દોલા શુરકયા. 'મને તમારી ચાલથી ઘણીજ લાજ લાગેછે. જરા પાછલ રહી એ ઓરતોને ચાલી જવાદે.'

'પણ છે શું? પ્યારાં,' જોન્સે પુછયું

"મુવાં તારાં પ્યારાં! મેં તને નજરે નજર દીઠો!' તે ઘરડી સ્ત્રી બોલી.

'તમારી પાસ છે કે?' વેલનતાઈને તીકીટ કલેકતરની પછવાડે સાદ નાંખ્યો

'મને પાસ થાની જોઇએ,' એક બીજા આદમી વેલનતાઈને બોલ્યો. 'આપણે તો જયારે ત્યારે તીકીત વગર પસાર થઈએ છીએ.

'હં—આવજે!' તીકીત લેનાર બોલ્યો.

એ પછી વેલનતાઈન સ્તુઅરદ પાસેથી એક મોટી તોપી લઈ કીનારે ગયો. તેની પુઠે પેલો છોકરો તેનાં બીનાં કપરાં લઈ ચાલતો હતો. રાહમાં જતાં તેનો પોષાક જોઇ ગુદમેન ઉપર કેવી અસર થશે તે બાબે તરેહવાર વિચાર તેને આવતા હતા.

---

# લીચાનતો કંજુસ
### યાને
## જરની ભુખ અને ફરજંદની શુગ

---

### પ્રકરણ ૧ લું.

### અસલાના મકાન અને ચંદનની દાંતેશંદી

અસલાજી—(મનશે) બસ અસલા. હવે તો હું કંટાલીગયેલુ છું, લોકોને કાંઈ જાણે રેહેવાનું લાગુંછે. જયાં જાઉં છું ત્યા પૈસાનાં ખાધાં કંઈ કરારથી બેસવા દેતાં નથી. ઘર જાઉછું તો ચાંદન માથું ખાઈ જાયછે. તેણાંનાં તો એકજ વાતનું પીજન કરીઆ કરેછે. કહેછે ને બસ એમજ કહેછે, 'જીભરૂ કાંઇ આગે લગાડો કે કારગત રેહેવાય;' પણ શું કપાસ આગે લગાડું અને વલી ઉપરથી એપરૂં. શું આવાંની હલદર અને જીવણજીનો શીશો લગાડું? ખાવા કહેતી હોય તો શું ખાતો નથી તો યાએ ઉંઘરૂછ? વલી બીજું કાંઇ ગાંડુ પેલુ એવું બકી રહીછે કે "ખાવો! ખાવો! નહીતો ખાવા દો!" પણ શું ખાવું અને શું ખાવા દું. મારી પાસે બળશુંછે શું? (પોતાના જીવને ઠગવાની મતલબ સર આહેસ્તે રહી બોલેછે) રે જીવ, કેમ તું જાણેછે કે આપણી પાસ કાંઈબી દમ છે? (સાદ બદલીને) દમ તો ધાંટીમાંજ તો. (મોટેથી) ભલે, તારા આવરદા લાંબાં.

(ચાંદન આવેછે.

ચાંદન—ઓ, જી ભરૂં બધા મારાંરે! મરૂં અસલાજી, કોણના આવરદા લાંબા હમણાં તમે બોલ્યા. જરા મને તો કહો.

અસલાજી—વલી કોણના, બીજાં કોણના હોય? મારા જીવનાંજ તો.

ચાંદ।—હારે મરૂં! તમોને જીવતો! મરૂં, મારાથી આવરદા લઇ વધારે જીવજો.

ડી રહેછે. આ ઔશડ મુસાફરોને ઘણું ઉપિગી થઇ પડશે. આ ઓશડ લેવાનું પ્રમાણ જેટલી વેગનાઇ ઉપર જવાનું હોય તેના માઇલની ઉપર રાખેલુંછે, ઇઆને કે જો આપણને ૫૦ માઇલ ઉપર જવાનું હોય તો તેટલો પુરતો ડોઝ લેવો એટલે જે સ્ટેશન ઉપર આપણને ઉતરવાનું હશે તે સ્ટેશન આવી પોહોંચતાંજ આંખ ઉઘડી જશે. —વિદ્યાથી શું નહી થઈ શકતું.

## પરચુરણ

ફ્રેન્ચ લોકની રાજધાની પેરિસ શેહેર મધે એક હંગેરીઅન જાતના જાદુગરે કાંઇ નવાજ ચમતકાર કરી બતાવ્યા છે; તેમાં એક એવો હતો કે તેણે એક મોટું ન્યુસ પેપર જમીન ઉપર પાંથરયું. તેની ઉપર ખુરસી મુકી તે ઉપર એક જુવાન સ્ત્રીને બેસાડી. બાદ, તેણીનું બધું આંગ એક રેશમી કપડાથી ઢાંકી કેટલેક વારે કપડું ઉચકયું તો લોકો જોય શું કે પેલી સ્ત્રી એકદમ ગેબ થયલી અને ખુરસી તદન ખાલી પડેલી. અજાણતાં આ તમાશો જોઇ લોકોને કેટલોક ચમતકાર લાગો હશે.

આફ્રીકાના બુર લોકોની ઇનસાફની કચેરીનું વરણન એક અંગરેજ આ પ્રમ કરે છે.—

એક પાટલા ઉપર જડજ આડો પડી પુરાવો સાંભળવામાં આવે છે. ફિરયાદી નોહોમત વાલાને "કુતરો" અથવા "કુતરીના જનેલા"ના શબ્દોથી હાક મારે છે, અને તેમ-પ્રતિવાદી વાદીને બોલાવેછે. જડજ સાહેબ વાદી પ્રતિવાદી ઉપર ગોધાની માફક બરાડે છે અને સઘલું ગડબડ ગોટાં થઈ રહેછે. કદી કદી કેદી છલાંગ મારે છે અને બરાડે છે કે હું મારા ખીજા સાહેદી લાવનાર છું. એમ બરાડી તે કચેરીની બાહાર દોડતો જાય છે, અને પોતાને જોઇએતે શખ્સને લઇને પાછો કચેરીમાં હાજર થાય છે.

તરણ આઉન્સ વજનનું અતિશય મોટું એક મોતી ગયા માસમાં લંદન ખાતેના બજારમાં લિલાંઉથી વેચાયું. કિમત તેની રૂ ૫૦૦૦ ઉપજી.

બારમાહ મધે અંગરેજી લશકરની ખરાબી જોઈ ધરમીલોક એવું સમજે છે કે અંગરેજ ઉપર ઇશ્વરી કોપ ઉતરેલો છે.

એક વેલા ખલીફ હારૂન અલ રશીદના તખત ઉપર તેનો લઉવો ચઢી બેઠો. તેની એવી બેઅદબ ચાલ જોઇ તેના દરબારીઓએ તેને ખુબ ઠોકયો, જેથી તે પોકે પોક રડયો. તેને રડતાં જોઇ ખલીફે કારણ પુછયું જેથી દરબારીઓએ તરત સઘલી હકીકત તેને જણાવી, અને કહયું જાંહાંપનાહ "અહલોલને માર પડાયો તેના સબબથી તે રડેછે."

"નહી, મેરબાન, મારાં રડવાનું કારણ કાંઈ તે નથી. હું તો માત્ર તારી હાલત માટે રડુંછું અને અફસોસ કરૂંછું કે હું ફકત એકજ વખત તખત ઉપર બેઠો એટલે તેના મતાપે આટલો મથીપાક ખાધામાં આવ્યો તો તું પાદશાહ જે રોજ એ ઉપર બેસેછે તેથી તારી ઉપર શી તરેહના વધન પડતાં હશે!"

## દાનેશમંડી.

નિરદોશપણાના ગુણ સાથ ખુશમીજાજી તબે ખુબસુરતીને વધારે અસરકારક બનાવે છે. તે પુરૂશને ખુશ કારક બનાવે છે. તેમજ મંદવાડ ગરીબાઇ, અને આફતનો બોજો ખુશમીજાજથી કમી થાય છે. તેથી અજ્ઞાન

રશ પસંદ કારક બોલાં નાથમાં ગણાયછે,
અને કોઇ પણ જાતની ખાંમી વાલું આ
મી પસંદ પડતું થઇ જાયછે.

એક ખટલાના લોકો—જેઓ એકમે
કને ચાહેછ તથા એક બીજા તરફ દીલસો
જી ધરાવેછ તેઓએ બનતાં શુધી ઘરથી
બહાર ઘણો વખત રેહેવું નહી. થોડો વખ
ત બહેર જવાથી અલબતાં ઘર અધિક
પ્યારૂં થાય છે, તે તરફની આપણી દીલ
સોજી વધતી જાય છે તથા વેહેવાર અધિ
ક ફાયદા કારક થઇ પડે છે; પણ ચાલુ જુ
દાઇમાં ઘણો જોખમ સમાયલો છે. અગર
જુદાઇ થઇજ હોયતો વચમાંના ગેપ ઉપર કા
ગજ પત ના પુલ નખાવા જોઇએ. જવાબ વ
ગર મોહોબત તેમજ દોસતી લાંબો વખત
ટકેલી નથી, જોકે જીગર તુટેલું રેહેતી ક
દાચ મોહોબતનો ગાંઠ નભી શકેછે એવું
ઠરવાનું મતછે. પણ એ વિચાર ભુલ ભરે
લો છે એવું જાણવું હોયતો ૧૦ કે ૧૨ વ
રસે મલેલા દોસ્તોની ચેરૂનો અભ્યાસ ત
પાસો તોતેઓ એક મેકને બેગાણા લાગશે.

—⸺—

## તરવાનો હુન્નર

તરવાનો હુન્નર એક ગમત તેમજ અં
ગની કસરત તરીકે લેખી શકાય. શરીર સં
બંધી કેલવણીનો એ ઘણોજ અગત્યનો ભા
ગ છે; જે ઉપર કદીપણ ગફલતી કરવી ન
હી જોઇએ, કારણ એબાબેની ગફલતીથી ભ
યંકાર કજાઓ બનતી આપણે જાણીએ છીએ.
અમો એવું ઇચ્છીએ છીએ કે અમારા સ
ઘલા વાંચનારાઓ એહુન્નર ખેડયાંમાં લાવે
કારણ એથી આપણને કોઇ વેલા આપણા
જોખમતી જીવ બચાવવાની તક મલેછે એટલુ
જ નહી પણ તે ઘણી તનદરોમતી વાલી
અને અંગબલ આપનારી કસરતછે. તરવા
નો હુન્નર શિખવાને કામ લાગે એવા થોડા
ક સેહેલા ઉપદેશ અમારા દાખેબંદ વાંચના
રાઓ સનમુખ ધરીએ છીએ; પણ તેમ ક
રતાં અમો તેમને સખ્ત ભલામણ કરીએ
છીએ કે તેઓએ પોતાની કોશેશ દરીઆ
માં નહી પણ કોઈ "સુઈમીંગ બાથ" માં
અજમાવવી.

આપણા શેહેરમાં હાલમાં ત્રણ એવાં
બાથછે,—એક ખંબાલે, એક કોલાબે, અને
એક ગીરગામમાં. પેહેલાં બેનો લાભ ગોરા પણ
ચાહે એવી ખસલતવાલા સાહેબ લોકોને માટે
ઉઘાડેછે. અને બાકી સઘલા લોકોને દાખ
લ કરેછે. તે એક ચંચલ, અનુભવી, કસર
તબાજ, અને એકલા ઉસ્તાદના હાથ હેઠલ
ચાલેછે. આ ભાગ્યશાલી ઉસ્તાદ એક પારશી
છે. મી૦ પેસતનજી નશરવાનજી કેરાવાલાને
મુંબઇનો લગભગ નાનો મોટો પુરૂષ પોતઃ
ના ઉસતાદના માન સાથ ઓલખતો હશે. આ
ઉસતાદ પોતે પોતાના શિશ્યને ઘણીજ બા
રીક સંભાલથી પાણીમાં તરવી શકેછે જેથી
શીખનારાઓનો વિશ્વાસ એવન ઉપર પુરતો
રહેછે. તેવણના હાથ હેઠલ નવા શીખનાર
ને પાંચ છ દીવસમાં કાંઇક જ્ઞાન સેહેલાઇ
થી હાંસલ થાયછે. એટલાજ માટે વગર
જોખમે શિખવા માટે દરેક જણને હમો ફરી
થી ભલામણ કરીએ છીએ કે તેઓએ આ
ઉપયોગી અને હિંદુસ્થાનમાં એકપુરાં દેશી ખાં
તાનો લાભ લેવાને ચુકવુ નહી.

દરીએ કીનારે તરનારાઓએ આટલી
ચીજ ધ્યાનમાં રાખવી;—પાણી છાસકાં જો
ઇએ. કીનારો ખડક વગેરેથી મોકલો હોવો
જોઇએ. હવા શાંત જોઇએ.

તરવાના અભ્યાસ માટે સબથી સારો
વખત સુરજ ઉગયા પછી કલાક બે કલાક
નોછે. પાણીમાં ઉતરયા પેહેલાં ચાહ કે કાફી
નો પ્યાલો પાંઉની એક કાતરી સાથ લે